# તોખમની તકોખરી.

દારાં કાપડીયા.

# તોખમની તકોબરી.

( પારસી સંસારની એક વારતા. )

અંગ્રેજી ઉપરથી બનાવનાર

**દારાં કાપડીયા**

તે

'બુઢ્ઢો–પણ ભરથાર' 'પ્યાર–એક પહાડ' 'બેરોનેટની બેટી' 'સરજતનો શીકાર' 'દોલત કે દીલબર ?' 'દીલનો ગુવાહ દીલ' 'ખાવીંદ તે ખુદા' 'દીન તેનો દોર' 'સંસારનો ફાંસો' અને 'જુદાઇનો ઘા' 'વેહેમ ઓ બેરહેમ' તથા 'એક લોહીના !' ઇત્યાદી વારતાઓના લખનાર.

નવરંગ પ્રીન્ટીંગ પ્રેસમાં **અરદેશર ખરશેદજી દેશાઇએ** છાપ્યું અને પ્રકટ કર્યું. ૨૩૭, બઝારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**આવૃતી પહેલી.** **ઇ. સ. ૧૯૨૩.**

**કી. રૂ. ૨.**

મી૦ અરદેશર ખુરશેદજી



દેશાઈ કૃત

જીગર કે દીગર?
(પારસી સંસારની વાર્તા) રૂ. ૨-૦-૦

કરણીનો ફેજ.
(પારસી સંસારની વાર્તા) રૂ. ૧-૮-૦

અબળાનો કીનો!
(અંગ્રેજી સંસારની વાર્તા.) રૂ. ૧-૮-૦

બાપના શ્રાપ.
(યુરોપ્યન સંસારની વાર્તા.) રૂ. ૨-૮-૦

મળવાનું ઠેકાણું:—

નવરંગ પ્રેસ,
૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ,
મુંબઈ નં૦ ૧.

# એક વાર ફરી !

——:o:——

પરવરદીગારનાં હું હજારો હજાર શુક્ર કરૂં છું કે માહરાં ગયા જુલાઇ માસમાં પ્રગટ થયેલાં એક છેલ્લાં પુસ્તક—એક લોહીના !-પછી નવ મહિનાનાં ઘણાં ટુંક અરસામાં એક બીજી સુંદર નોવેલ માહરી અદનાં કલમથી લખાએલી બાહાર પડેલી જોવા હું ભાગ્યવાન થયો છું. તે માહનામી બાપનો, એવી એક ખુશનશીબી માહરે માટે બક્ષવા સારૂ, માહરે ખરાં અંતઃકરણથી આભાર માનવો સજાવાર છે.

આ આગમચ માહરી ચાર વારતાઓ ચોપડી રૂપે પ્રગટ થવા પામી છે; આ માહરી નોવેલ પાંચમી છે, જે પેહલ્લી ચારો કરતાં કાંઇ જુદાજ તોર અને રંગરૂપમાં બાહાર પડે છે. માહરાં સઘળાં પુસ્તકો સાદાં, નાનાં ને લગાર ગરીબા ગરીબ અવતારે અત્યાર અગાઉ બાહાર પડી ચુક્યાં છે, કેમજે મોટા ખરચાળુ ઢબનાં પુસ્તકો બાહાર પાડવાનું માહરાં ગરીબ ગજવામાં જોર નથી. સઘળા અપ ટુ ડેટ ગેટ આપ સાથે આ વાર આ માહરી નોવેલ બાહાર પડે છે, જેની નોંધ હું કાંઇક હરખથીજ લઇશ અને ઉમીદ કરીશ કે ભવિષ્યમાં બી એવીજ ઢબનાં માહરાં પુસ્તકો પ્રગટ થતાં રહે. વળી, એજ લગોલગ, માહરે માહરા ઇષ્ટ મીત્ર ભાઇ અરદેશર ખરશેદજી

દેશાઇનો આભાર માનવો જોઇશે, કેમજ માહરી લેખક તરીકેની કારકીર્દીની શરૂઆતથી એ બીરાદર હંમેશા માહરી પડખે એક મોટા સલાહકાર ને ઉત્તેજક તરીકે ખડા રહેલા છે, તે એટલે સુધી કે આજની આ માહરી સુંદર નોવેલબી એવણેજ પોતાનાં અંગત ખરચે છપાવીને પ્રગટ કરાવી છે. માહરા જેવા એક ઉધરતા કમતરીન કલમકશને એવી રીતે ઉત્તેજન આપવાનું એ બીરાદરને ઘણું માનભર્યું છે ને હું દુઃઆ ગુજારૂંછુ કે હવે પછીનાં ભવિષ્યનાં વરસોમાં બી અત્યાર તુલીક જે ઉતેજન એવણ તરફથી મળતું આવ્યું છે તેવું હરખભર્યું ઉત્તેજન મળતું રેહશે. તથાસ્તુ!

આ વારતા પારસી સંસારનો એક સાદો ચીતાર રજુ કરે છે. એ વારતા વિષે જયાદા કાંઇબી લખ્યા અગાઉ માહરે પેહલ્લાંથી એકદમ કબુલ કરી દેવું જોઇયે કે એ અવલથી આખર તુલીક એક સેનટીમેન્ટલ લવ સ્ટોરી છે! એમાં કાંઇ પ્લોટ જેવું ઝાઝું નથી–કોઇ દીલ ધ્રુજાવનારી ટ્રેજીડી નથી–કાંઇ ધપાધપ ને ગપાગપ ખુનો થતાં નથી–કે ધમાધમ ભમાભમ બંદુક ને પીસ્તોલોનાં ધડાકા નથી થતા. એ તો એક નિરમુળ, નિર્દોષ, નિષકલંક, બે જવાન જીવોનાં સાચ્ચા પ્યારની એક કાહાંણીનું તદન સાદુ, અકકલ પસંદ ચીત્ર છે, જે, હું ઘણાં મોટા વિશ્વાસથી આશા કરૂંછ કે, માહરી અત્યાર અગાઉની પ્રગટ થઇ ગયેલી વારતાઓનાં મુકાબલે જરૂરજ ઉતરશે. સાચ્ચી મોહબત એક જવાન જીવની જીંદ-

ગીમાં કેવો અગત્યનો ભાગ ભજવે છે, તે મેં એમાં સમજાવવાની કોશીશ કરેલી છે.

મેં ઉપર કહયું તેમ, આ માહરી વારતા પારસી સંસારનો એક ઘણોજ સાદો ને નમુનેદાર ચીતાર રજુ કરે છે, જે હું મોટી હીમ્મતથી માંનુછ કે જે લોકોળી વાંચશે તે લોકોને ગમ્યા વિનાં ખચ્ચીતજ નથી રહેવાનો. વળી વધારે હીંમ્મતથી તો એ વારતા માટે હું એમ કહું છું, કે તે ચોપડી રૂપે પ્રગટ થવા અગાઉ, એક ચાલુ વારતા તરીકે, આપણાં વચ્ચે જાણીતાં થયેલાં અઠવાડીક 'ધી મોડલ'માં છપાતી રહી હતી, અને તે વેળા તે તેનાં મોટાં વાંચક વર્ગ વચ્ચે ઘણી પ્રશંસા પાંમી હતી એવી તેનાં અધીપતી સાહેબે મને ખાત્રી આપેલી છે.

જાસ્તી લંબાણ કરવાની હું જરૂર જોતો નથી. સેવટે માહરા કદરદાન વાંચકો અને મને ઉત્તેજન આપનારા ભલા સુભેચ્છકોનાં હકમાં દરેક સારી દુ:વા ગુજારી લંબાણ થયું તે વાસ્તે દરગુજર ચાહી, આ વારતાની ચોપડીનો દીબાચો હું ખતમ કરીશ.

૨૪૪, બજારગેટ, સ્ટ્રીટ કોટ,
મુંબઇ તા૰ ૧-૩-૨૩,

લી૰ દુવાગીર સેવક,
ડારા કાપડીઆ.

# અર્પણ.

ખરા પરમાર્થી જીગરનાં અને અમીરી ખવાસનાં, દુન્યામાં
જે થોડાંક ખરેખરાં ઘણું ઉપયોગી હોય છે તેઓમાંના
એક ભલા, સાદા અને ઉમદા ગ્રહસ્થ

**મરહુમ શેઠ પેસ્તનજી સોરાબજી લાલકાકા**

જેઓ આ ફાંની દુન્યાંનો વાસો ગયે સાલ, ઘણું ઉપ-
યોગી ને કીંમતી કામો બજાવવાનું છોડી દઇને,
ઉપાડી ગયા છે અને જેઓનાં મોહતે તેઓના
બોહળા કુટુંબ કબીલામાં એક કદી નહી
પુરી શકાય તેવી ખોટ પાડી છે

તેઓને

આ માહરી વારતા તેઓ તરફનાં માહરાં મોટાં માનની
એક અદના ઇધાણી તરીકે પુર ગંભીરતાથી
અર્પણ કરવાની રજા લઉં છું.

દારાં કાપડીયા.

# તોખમની તકોબરી.

——:o:——

## ( પારસી સંસારની એક વારતા. )

——:o:——

### પ્રકરણ ૧.

——:o:——

પનોતી પારસી કોમનાં એક આખર થતાં વરસનો તે છેલ્લો દીવસ હતો, કે જેને આપણે ઘણી ભુલભરેલી રીતે નવરોઝ (નવો રોજ) તરીકે પીછાણીયે છીયે. તે પટેટીની સાંજ હતી, કે જ્યારે થોડા કલાકો પછી એક નવાં બખતાવર વરસની સહવાર પડવાની હતી કે જે એક નવાં વરસનો નવો રોજ હતો. ઘરેઘર અને આંગણે આંગણે ખતમ થતાં વરસને ગુડ બાય કરતાં અને નવાં વરસને આવકાર દેવાની તૈયારી કરતાં મોજીલા, રંગીલા, ભોળા ભલા, શુરવીર પારસીઓ આજુબાજુનાં સઘળું ગમખ્વારીભરેલું ભુલી જઇ મીલનસારીમાં એકમેક સાથે હાથો હીલવતા હતા. સઘળે ઘેરે ખુશાલી અને રંગરાગ હતો; દુઃખ, આફત, કાતીલ મોંઘવારી, ગમખ્વારી થોડાવાર ભુલી જવામાં આવી હતી અને તેને ઠેકાણે પોતપોતાની જોગવાઇ

અને સંજોગો મુજબ પારસીઓ તેઓનાં આખર થતાં એક વરસની (પટેટીની) સાંજ હસી ખુશીભરેલી રીતે પસાર કરતાં હતાં. સાચ્ચા જરથોસ્તી-ભોળા જરથોસ્તી-મીલનસાર જરથોસ્તીઓ પારસી કોમનાં તેહવારો ઉપર જ્યારે ખુશીખુરમી ભોગવવા ઉતરી પડે ત્યારે શું ખુદ પોતાની પ્યારી કોમનાં બખતાવર દીવસો પર કાંઇ ખાંડીયા જાય ખરા કે?

પરંતુ આપણુને આખ્ખી પારસી કોમની સન્નારીઓ અને સદ ગૃહસ્થો સાથે, આ વારતાનાં સંબંધમાં, કાંઇ પણ નીસબત નથી. પરંતુ પુનાનાં પુરાણા અને પંકાયેલા સર મેહરનોશજી માતબરની એકની એક ચેહરેનમુન બેટી મેહરાંની આપણુને ખબર લેવાની છે.

મેહરાં માતબર આખ્ખાં પુનામાં સૌથી મગરૂર છોકરી લેખાતી હતી-તીખ્ખી, તુમાખી, ભોળી ભરભરી, સાચ્ચી અને સુધ્ધી. તે આખ્ખાં પુનામાં 'માતબરની મેહરાં'ને નામે ઓળખાતી. માતબરની મેહરાં! એ નામમાંજ કેવી મોટાઇ, મોતેબરી અને મગરૂરી હતી! એ નામ તે મધુરીને તેનાં છેક બાળપણથી આપવામાં આવ્યું હતું. તે નામ તેનાં બચપણથી તેની આયાડાયાઓએ આપ્યું હતું-તે નામ તે દીલચસ્પ દુહીતાની તોરવંતી, તુમાખી તવંગર માતા કે જે બાપડી પોતાની બેટીની મગરૂરી તાબામાં રાખવા વાસ્તે જીવવા પામી ન હતી તેની તરફથી તેણીને બક્ષવામાં આવ્યું હતું-તે જેહ પીદર કે જે સદા તે મગરૂરીભર્યાં નામમાં મજાહ મેળવતો હતો તેણે અને તેણીની ગવરનેસો અને શીક્ષકો તથા મીત્રો અને સહીમીતાંઓ દરેક જણ અને સઘળાંઓ જેઓ તેણીનાં સંબંધમાં

આપ્યાં હતાં તે બધાંઓએ એ પ્યારી પનોતી પુતળીને તે નામ આપ્યું હતું.

તે પરેટીની સાંજ હતી અને જો કદાપી માનખરની મેહરાંને મગરૂર થવાની લાલચ મળી હોય તો તે આ સુંદર સાંજે હતી, કે જયારે તે પોતાના ભભકાભર્યા ડ્રેસીંગ રૂમમાં સઘળા ભભકાસપકા અને ચેહલમેહલ વચ્ચે, દરદાગીનાં અને પેહેડવાને માટે તૈયાર કરી મુકવામાં આવેલાં તેનાં મોઘાં કપડાંઓ સાથે ઉભી હતી. તેણીને એ તો અનુમાન થઇ શકયુંજ નહિ કે આજનાં ખુશબખ્તીભર્યા દીવસે મગરૂરીની લાગણી વખતને અનુસરતી મુદ્દલજ હતી નહિ; આજે તો શાંતી, ભલમણસાઇ, ભલાઇ અને મીઠી નમ્રતા દેખાડવાનો દીવસ હતો—તે દીવસ કે જયારે નરમાશી અને સાલેસાઇનું શીક્ષણ લેવાનું હતું. એવું તો માલેનોઝાર માતખરની મેહરાંને લાગ્યુંજ નહિ. તેનાં આરટીસ્ટ ભેજાંએ તે રૂતુની ખુબસુરતીની જરાએ કદર કીધી નહિ. તે કલાક, બલ્કે કલાકથી પણુ વધારે વખત, બારીએ બાહારનો સીન જોતી ઉભી હતી, અને તેનાં મનથી વખાણ ગાયા કીધાં. જયાદા કાંઇ નહિ; કોઇ પણ પ્રકારનાં નરમ ખાલેશ વિચારો તે તોરવંતી તીખ્ખી તારૂણીનાં મગજમાં આવી શકયા નહિ.

બધું ઘણું રળીઆમણું લાગતું હતું, એ કુદરતનો અલૌકીક દેખાવ, કે જે વખાણની નજરે તે મધુરી જોતી હતી તે. આસમાન આછું ઘેરાયેલું હતું, જેની ઉપર અંહીતંહી વેર વીખેર થઇને એકાદ બે વાદળીઓ નજરે આવતી હતી. સામે બંદનું પાણી દેખાતું હતું. અને તેમાં આસમાની વાદળીઓનો પડછાયો પડી સાંજનાં તે

રમણીય દેખાવને વધારે રળીઆમણો અને દીલખુશ બનાવતો હતો. બંદ ગારડનસમાં ઉગી નિકળેલાં રંગબેરંગી ફુલો, જાણે સામેનાં માતબર માહાલનાં તજુમલથી રાખવામાં આવતા બાગનાં ફુલો સાથે સરસાઇમાં પેહલાં આવવા માંગતાં હોય તેમ કીસમ કીસમની રીતે ઉગી નિકળેલાં હતાં. તરતનો વરસાદ પડી ગયો હતો, જેથી જાણે જમીન, ઝાડ, ફુલો અને ઘાસો પરવરદીગારની તેઓ ઉપર તે મીઠું અનમુળ પાણી રેડવાની કરમ બક્ષેસ વાસ્તે ઉપકાર માનવા માંગતાં હોય તેમ તે સઘળામાંથી કોઇ અજબ ગુપ્ત અને નાખની ઇંદ્રીયને રાજી કરે તેવો સોડમ આવતો હતો, અને ઝાડનાં પાંદડાંઓ ને દાંખ લીઓ તથા ફુલો અને ઘાસો તો જાણે ખુદાને કાંઇ પોતાનાં ઉપકારનો ઉભરો કહી જણાવતાં હોય તેમ ઘણી ગંભીરાઇથી પવનમાં હીલી રહયાં હતાં. પવન ફુંકાતો હતો, પણ ધીમો, નરમ, દીલમાં ખુશનીદીની ગીલીગીલી લાગે તેવો. કુદરતનાં તે અદભુત દેખાવ સાથે ત્યાં શાંતીબી ઘણી હતી–શીરીન અને સુંદર, ઠંડી અને અનુપમ શાંતી કે જે લગભગ સ્વર્ગીય લાગતી હતી.

એક આરટીસ્ટની આંખોએ અને એક કવિનાં આત્માં વડે માતબરની મેહરાં તે સઘળો દેખાવ પોતાનાં ડ્રેસીંગ રૂમની બારી વાટેથી જોતી હતી. એકાએક તે આસમાન અને પાણીને જોતી અંદર પોતાનાં હુંફાળા, સગવડભર્યા ઓરડામાં જોવા લાગી. તે તે પછી ઓરડાનાં એક ખુણામાં મુકેલી ટોઇલેટ ટેબલ આગળ ગઇ, કે જ્યાં તેની આયા પોતાનાં બાઇની રાહ જોતી ખોટી થતી હતી–કે જ્યાં, ખરૂં કેહતાં તો, તે બાપડી એમની એમ અર્ધો કલાક થયો પોતની

બાઇ અંદર આવે તેની રાહ જોતી ઉભી રહી હતી, કેમજે તે સુંદર શેઠાણીનાં સુંદર ખ્યાલોમાં ખલલ નાંખવા જેટલી તે દાયામાં હીમ્મત હતી નહિં-બલ્કે હીંમ્મત હોવા છતાં તેનો ઉપયોગ કરવાની શકિતમાં તે નહોતી. મેહરાં માતબરે પોતાનાં ગોરા હાથો ઉપર પે - ડેલાં નાનાં સૂનાનાં ઘડીયાળ તરફ દીઠું. કાંઇ ઘણું મોડું થયું ન હતું.

"હું જરા એકેકી વખતે બધે નજર નાંખી આંઉ," તેણીએ પોતાની આયાને કહ્યું, "કેમ કરૂં તે અગાઉ જોવા કે બધું ઓરડરમાં બરાબર છે કે નહિં."

તે મધુરીએ પોતાનાં ઓરડાનું બારણું ખોલ્યું અને તેણીની આસપાસની ખુબસુરતી, સુગંધી અને ગરમાવો અનુભવી એક મનોરંજક હસ્વું હસી. પોહળા દાદરો ઉપર કીરમજી કપડું પાંથડવામાં આવ્યું હતું, કે જે ઠેરઠેર મુકેલાં સફેદ શોભામણાં પુતળાંઓ સાથે હરીફાઇમાં ઉતર્યું હોય તેમ જણાતું હતું. તે પાછું હસી-તે ચકચકતો દાદર, તેની પોહળાઇ, ત્યાંની સુંદરતા, ત્યાંની સફાઇ જોઇ તે માતબર મધુરી ઘણું મગરૂરીથી એક ધીમું બેમાલુમ હસ્વુ હસી.

ત્યાર પછી તે દાદર ઉતરી નીચે ગઇ. ઓજપ થવા આવી ચુકેલું હોવાથી મોટા 'એનટ્રન્સ હોલ'માં બધેબધ ઝગઝગતી બતીઓ કરવામા આવી હતી અને મોટાં ઝુમરો પણ સળગાવેલાં હતાં. તે, તે પછી, ફુલ જેવાં પગળે અને એક રાણીનાં જેવી ઠેકેરાવાલી ઢબે ચાલીને મોટા ડાઇનીંગ રૂમમાં ગઇ, અને એકજ નજરે જોયું કે બધું બરાબર હતું; પછી તે ડ્રોઇંગ રૂમમાં ગઇ, જ્યાં જે વૈભવ ભરેલો દેખાવ તેની નજરે પડયો તે જોઇ તે પાછું ઘણાં મીઠાશથી એક

ધીમુ' દીલપઝીર હસવું હસી. તે મગરૂરીથી મલકાઇ. તે ઉમદા ઓરડો, તેની દમામદાર રીતે સણગારવામાં આવેલી સીલીંગસ, ત્યાં તરતનીજ સળગાવામાં આવેલી બતીઓનો ઝગઝગાત, મોઘાં ફ્રરનીચરો અને તેની સફાઇ તથા સુંદરતા, આરટીસ્ટીક ઢબે મુકવામાં આવેલા મોટા તખ્તાઓ અને નાની નાની આરસીઓ એ સઘળું જોઇ તે માતબર મધુરી ઘણી મગરૂરીથી મલકાઇ. તે દેખાવ હતોજ કોઇને મગરૂર કરે તેવો; અને ભવિષ્યમાં એ સઘળું તેણીનું પોતાનું થવાનું હતું!

હૉલમાં તેણીને તે મોટા મેહલ જેવા બંગલાનું બધું કરતાં કારવતાં કારભારણ ચાંદણ ડોસાં મળ્યાં. ચાંદણ ડોસાં "નાંમે તો ઘણાં ઓળ્યાગપાટ દીસતાં હતાં, પણ તેવણ પણ પોતાની શેઠાણી જેટલાંજ ઠસ્સાદાર અને દમામદાર હતાં!

"મેહરબાનું," તોબી, તેવણ પોતાની શેઠાણીથી તો દબી અને ડરીને ચાલતાં હતાં; અને તેને જોતાં ઘણી નરમાશથી પુછયું, "તમે મોટા શેઠને હમણાં કંઇ મળ્યાં?"

"નહી; બપોર પછીથી હું કંઇ એવણને મળી નથી," મેહરાંએ જવાબ દીધો; "પણ કાંય, એમ કાંય પુછોછ?"

"કેમજે," ચાંદણ ડોસાંએ ખોલાસો કીધો, "હું કલાકેક પર એવણને જોઇ આવી'તી તે કોઇ દુશમન ઘણાં માદા જેવા દીસ્તા હતા."

"માદા જેવા દીસ્તા હતા?" પોતાનાં બાપ ઉપર પ્રાણ પણ કાઢી આપવા તઇયાર થઇ જાય તેવી તે મોહબતવંતી મધુરીએ પુકાર્યું; "ત્યારે મને તરત આવીને કાંય નહિ કહયું?"

અને એટલુ' બોલી, ચાંદન ડોસાંનો જવાબ સમજવાની રાહ જોયા વગર, તે જીવ નાંખતી પોતાનાં પીદરના ઓરડામાં જવા સારૂ હાંફળી ફાંફળી જેવી દાદર ભણી ધસી. ચાંદન ડોસાં તે સોહામણીની જતી પીથને જોતાં કેટલીક મીનીટ અવાચક ઉભાં રહયાં.

"ખુબસુરતીમાં તો પુનમનો ચાંદ છે," તેવણ મોંહ કુમળાવી બોલ્યાં, "પણ, મીઝાજની બડી માંઝનદરાન !"

મેહરાં માનમરે પોતાનાં બાપના ઓરડા આગળ આવી લાગતાં તેનુ' બારણું ધીમેથી ઠોકયુ'.

"કમ ઇન !" એક નબળા, દુબળા અવાજે અ'દરથી જવાબ દીધો.

તે ઝપાટાબ'ધ બારણું ખોલી અ'દર દાખલ થઇ, અને એક મોટી ખુરસી ઉપર છેક ઝું'કાતી અવસ્થાએ બેઠેલા એક આકાર ભણી તેને જોતાં ધસી ગઇ–ત્યાં એક બધા બરફ જેવા સફેદ વાળનાં માંથા-વાળો, નાજુક અને નબળો, પણ દમામદાર અને એરીસટોક્રેટીક ચેહરા સાથનો એક જઇફ શખ્સ બેઠો હતો. તેની આંખો વરસોની કાતીલ અસર અને ઉ'ડી જ'જાળી તથા ફીકરને લીધે ઝાંખી મારી આવેલી હતી. તેનાં નબળા પતળા ધ્રુજતા હાથો ઘણાં જોસથી એકમેકને વળગીને તેની છાતી ઉપર ટેકો દઇ પડેલા હતા–અને જે ચળકાત તે છોકરીએ તેનાં કરચલીવાળા ચેહરા ઉપર જોયો તે શું એકાદ બળતી બતીનું કીરણ હતું કે તપકતાં આંસુનો કાચ જેવો ઝળકાત ? તેનાં બાપનો અવતાર બેઅવતાર જોઇ તે મધુરીનાં બધા પ્રાણ ધળી પડયા, અને તે તેની બાજુએ આવી પોતાનાં ગુથણ ઉપર પડી.

"પપા, માહરા વાહલા પપા," તે મનોહારીણીએ પ્યારથી અને મીઠાસથી તે બુઝર્ગ બાપનાં બંને હાથો પોતાની છાતીમાં દાબી કહયું. તે છોકરીનાં ચેહરા ઉપરની મગરૂરી અને તીખાસની લાગણી, તે પ્યારા પીદરને જોતાં, ઉડી ગઇ અને તેની જગા ખરાં દીલની ચીંતાએ લીધી. "ચાંદણુ ડોસાં કહેછ કે તમે રીક જેવા છેઓ. શું ખરેખર તમારી તબીઅત ઠીક નથી, પપા ડીયર?"

તે ઝુંકતા આકારને કાને તે વહાલો, મીઠો અવાજ પડતાં જાણે તેને કાંઇક સધ્યારો અને હીંમત મળેલાં લાગ્યાં. તેણે તે ખુબસુરત આતુર ચેહરા તરફ જોયુ.

"તબીયત ઠીક નથી!" કાંઇક હસવાની કોશેશ કરતાં સર મેહરનોશજી મતબરે કહયું. "અને તેબી આજની આપણી પરટીના દીવસે! વળી, જયારે આજે રાતે તેં પાર્ટી ઉપર બધાંને બોલાવેલાં છે ત્યારે હું માદો પડીબી શકું ખરો કે?"—અને પોતાની નબળાઇ ઢાંકવા તેણે પાછું હસવાની કોશેશ કીધી.

મેહરાંએ તે જઇફ ચેહરા તરફ વિચારવંત અદાએ જોયું, અને તે ચેહરો તે મીઠી નજર હેથળ થોડોક વધારે શાંત થયો અને સધ્યારો પાંમ્યો.

"તમે ઘણાં રીક જેવા તો નથી લાગતા," તેણી બોલી, "પણ તમારા અવાજમાં કાંઇ છે કે જે મને ગમતું નથી. તમે કશું માહરાથી છુપાવોછ—કાંઇ ખરાબ ખબર, પપા ડારલીંગ?"

"ખરાબ ખબર અને તેબી આવતી કાલે આપણી બખતાવર કોગનું નવું વરસ ઉગવાનું છે ત્યારે!" તેણે થોડું થોડું હસીને

જવાબ કર્યો. "માહરી દીકરી, એવાં ઘેલાં શું કાહડેચ જો ! મુંવા ચાંદન ડોસાંળી દાહરે દાહરે ઘસેલાં થતાં જાયચ. મેં એવણુ પાસે એવણુ નજદીક ઉતાં કરીને, કોલનવૉટર મંગાવ્યું અને તુંને તેથી અમથી હબતાવી મુકી."

પણ મેહરાં માતબર આ ખુલાસાથી જોઇએ તેવી સંતોષ પામી નહિં.

"વારૂં, માહરી ડારલીંગ, મને કેહની," હવે વાત ઉડાડી દેવા ચાહતા હોય તેમ સર મેહરનોશજી માતબરે પોતાની દીકરીનાં બંને ગાલો પસવાડતાં કહયું, "તુંને દાવરનો મેહજી કેવો લાગેછ ? તુંને એ ગમેછ કે ?"

"હા, ઠીક છે. મને ગમેછબી ખરો, પણ એની સાથે કાંઇ વાતચીત કરવાનો મને જોગ મળી શકતો નથી," તે બેરોનેટના બેટીએ ઉડાવનારો જવાબ આપ્યો.

"દીકરી, એ તુંને ઘણો ગમી જાય તો કેવું સારૂં ! મનેબી કેવું ગમે !" તે બાપે ઉતસાહથી કહયું. "મેહરાં, એ એક અબલખ દોલત ધરાવનાર માબાપનો એકનો એક રોશન ચેરાગ છે ને દાવર ખાનદાનબી કાંઇ જેવું તેવું નહિ કેહવાય. છોકરોબી કેવો શોભીતો ને ચાળાક છે. તું સંમજી જાય તો કેવું સારૂ થાય, મેહરાં."

માતબરની મેહરાંએ મોટા તીખાસ અને તુચ્છકારથી પોતાનું માથુ ફફડાવ્યું !

"મને પરણુવાની જરાબી ઉતાવળ નથી, પપા; આખ્ખી દુન્યામાં હું તમારી માફક કોઇનેબી ચાહી શકવાની નથી."

તે જઇફ હાથો તે ગોરાં કપાળને પસવાડતી વખતે કોઇ ઘણી ગમખ્વાર લાગણીનાં જુસ્સાએ ધ્રુજયા.

"તેમ છે છતાંબી, હું સખ્યારો પામશ, દીકરી," સર મેરનોશજી માતબરે કાલાવાલા કરતા અવાજે કહયું. "જયારે માહરાં મોહતનુ તેડું આવે ત્યારે, બલ્કે તેની અગાઉ, હું જાણુવા ઇચ્છુંછ કે મેં માહરાં એકપુરાં પ્યારાં ફ્રરજંદને કોઇ ભરોસાદાર હાથોમાં સહીસલામત સોંપેલી છે. એ હું જાણુશ નહિ ત્યાં સુધી માહરો જીવ શાંતીથી ફરાગાતી પામી શકવાનો નથી. મેહલ્લી દાવરને તું પસંદ કરતાં શીખવાની કોશેશ કરજે." પછી તે બેટી તરફથી કશો જવાબ ન મળતાં તેણે નાશીપાશી અને ગમખ્વારીની એક છુપી હાય ફેંકી વધાર્યું, "જા, દીકરા, હવે તાહરો તઇયાર થવાનો વખત થયો હોશે, આજે રાત પેલાં આપરાં કુટુંબીજ દાગીના પેહડજે, મને તે જોવા ગમશે. આજનાં ચળકતા રોજે તું એકવીસ વરસની થઇછ અને આજે તું માહરી દીકરી ઉમરમાં પણ આવીછ."

મેહરાં એક ગંભીર મીઠંું હસ્તું હસી, કે જેણે તેનાં ચેહરાને અચંબો પમાડે એવી સુંદરતાથી નરમ બનાવી મેલ્યો.

"હું ઉમરમાં તો કે'દાહરની આવેલી છેંઉ," તે બોલી. "હું મુશીબતે માની શકુંછ કે માહરી ઉમર એકવીસ વરસની છે. હું માતબર મહેલની શેઠાણી એટલો બધો લાંબો વખત થયાં બનેલી છેઉં કે બચપણને તો હું સાવ ભુલીજ ગઇછિ." પછી વધાર્યું, "પણ, પપા, તમે ડીનર વાસ્તે તો 'પંક્ચ્યુયલ' રેહશોની ? હું મેહલ્લાને બોલાઉ ?" તે વાંકી વળી અને તેનાં ચેહરા ઉપર એક કીસી લીધી.

"હું કેવું ઇચ્છું છ," તેણીએ હસીને જારી રાખ્યું. "કે તમારા મોંહના પરની એકેએક કરચલી અને દરેકે દરેક લીટીને માહરી કીસી વટી ધોઇ નાંખી હું તમને પાછા જુવાન અને જોરાવર બનાવી શકતી હોતે. યાદ રાખજો, કાલે સૌથી પેહલ્લું સાલ મુબારક હુંજ તમને ઇચ્છશ. હું તમે કહેલી છે તેજ જણુસ આજે પેહડશ અને પેહડયા પછી તમુને દેખાડવા એક જરૂર ફેરો મારી જવશ."

અને બીજી મીનીટે તો તે એક હરણીની ચપળતાથી ત્યાંથી નીકળીને જતીગી રહી. દરવાજા સુધી તો જયાં સુધી તે વાહાલી બેટી તેવણુને જોતી હતી ત્યાંસુધી સર મેહરનોશજીએ મોંહ હસ્તું રાખ્યું હતું; પરંતુ જેવું બારણું બંધ થયું અને તેવણુ એખલા પડયા કે તે હસ્વું તેવણુના ચેહરા ઉપરથી નાબુદ થઇ ગયું અને તેને બદલે એક મોહત જેવો ભયાનક ફીકાશ તે માલેતોઝાર પારસીનાં ચેહરાએ ધારણ કર્યો.

"હું એને કેમ કેહવશ?" તે વૃદ્ધ ગૃહસ્થે ચટકફટક થતાં દીલે પોતાનાં મનથી કહયું–તેનાં હોટો કોઇ રીતની દુઃખની જફા ભરેલી લાગણીની અસર હેથળ ઘણાં દયામણી રવેશે ધ્રુજતા હતા. "હુ એ બધી ઠઠ્ઠા મશકેરી અને ઠગાઈ હેથળ કેમ જીવી શકવાનો છેંઉ? આય એક જીવતું ઠગારૂં છે! હું તે જાણ્યા અને પામ્યા છતાં એને આજની રાતે બધાંઓ વચ્ચે ખુશી ખુરમી અને મગરૂરીથી ભેળાએલી જોઇજ કેમ શકવાનો છેંઉ? આહ, માહરા ખુદા! બધી સાચ્ચી વાત હું એને કેમ કેહવશ?"

સર મેહરનોશજી માતબરતું તનબદન કોઇ ઘણાં ભયાનક ખ્યાલે બધું ધ્રુજી રહ્યું. તેવણુની આંખોમાં મોહત જેવી ધાસ્તી ફેલાઇ રહી–

અને તેવણનું બરફ જેવું સફેદ માથું પોતાની જીંદગીનાં તોફાનો અને જુસ્સાઓ જાણે વધુવાર સહન થઇ શકતાં ન હોય તેમ સીધું નાચારી અને નામુરાદીમાં, જોઇને દીલથી ચુંથી આવે તેમ, પોતાની છાતી ઉપર ઝુંમી પડયું.

"નહિ, આજે તો નહિજ !" ખોખરા, ધ્રુજતા, રડતા, ગમગીન અવાજે તે બેરાનેટે માંથું ઝુંમેલુંજ રેહવા દઇ મનથી પુકાર્યું. "હું એને આજે તો નથીજ કેહવાનો. માહરી ગરીબ મેહરાં–માહરી આશાવંત મેહરાં ! એ જવાન અને સુખી છે, એ ખુબસુરત અને મગરૂર છે, તેથી આજની રાત તો એને એટલું સુખ ભોગવવા દેવું જોઇયે, અને આવતી કાલે હું એને બધું કેહવશ."

આવતી કાલ ! તે નવા વરસનાં નવા દીવસ વાસ્તે સઘળા ખુશીખુશબખ્તીભર્યાં ખ્યાલો કરવાને બદલે સર મેહરનોશજી માતબર, દોલતનાં ડુંગરાઓ વચ્ચે અને સઘળી ચેહલમેહલભર્યાં દેખાવો સાથે કોઇ ઘણાં દુ:ખી, દર્દમંદ વિચારો વિચારતા એખલા અટુલા, ઝુંફતા ઝાફતા બેઠા હતા, ત્યાંજ ઘણો લાંબો વખત સુધી બેસી રહયા.

---:o:---

## પ્રકરણ ૨.

---:o:---

અર્ધ સંતોષ પામેલી, અર્ધ શકમંદ જેવી મેહરાં માતબર પોતાનાં ડ્રેસીંગ રૂમમાં ગઇ. તે એકદમ ઘણી શકમંદ થઇ શકી નહી. તે પોતાનાં પીદરને એટલી સારી રીતે પીછાણતી હતી, તેવણને તે

એવાં સાચ્ચાં હેતે ચાહાતી હતી, તેવણુ ઉપર તેનો પ્યાર એવો આંધળો અને સંપુર્ણ હતો કે કોઇ વાતે તેને તે બાપ ઠગી શકે એ જાણે તે કદી ગાંની શકી નહી.

"પપા કાંઇ ઠીક જેવા દેખાતા નથી," તે મધુરી એખલી પડતાં મનથી બોલી. "પણ એવણુનાં અવાજમાં કાંઇ ઘણું વીચીત્ર હતું— કાંઈ એવું કે જે મેં આગાઉ કદીબી સમજયું નથી."

પવન કાંઇ ઘણો જોશબંધ વાટો ન હતો, તે છતાં તે પવનનો ધીમો ઘુંઘવાતો કોઇ ન જણાયેલા સબબસર મેહરાંને સમજવા ગમ્યો નહી; અને તેના તે ભપકાભર્યા ઓરડામાં પુરતી ગરમી હોવા છતાં તે માહરુખ, જાણે ઠંડી વાગતી હોય તેમ, બધી ધ્રુજી અને સખલબી. એ શું હતું ?

"અમારાં માતબર ખાનદાનમાં દરેક જણુ નામાંકીત થઇ ગએલાં છે,' તે જરાવારે એખલી એખલી પોતાનાં મનથી ઘણી મગરૂરી સાથે બબડી. "પણુ દરેક જણુમાં કાંઇ ખામી તો હતીજ. એ તો હોય ! એ પણુ આજે મને શું થયું છ ? કાંઇ દીલમાં ધાસ્તી ધાસ્તી લાગ્યા કરેછ અને ઠંડીનું લખલખું ભરઇ આવતું હોય તેમ દીલ કમકમી આવેછ. એ શું હોશે ? કાંઇ આફ્ત આવવાની હોશે?" પછી તે ઘણાં મોટા તુચ્છ-કારથી હસી પડી. "છટ, નોનસંસ ! એ પેલાં ઇડયટ વેહમી બૈરાં-ઓની માફક હું પણુ બધી શાની ધખારાવાળી થતી હોવશ, જો."

પરંતુ તે એ બધું જયારે ઝગઝગીત ઝીંગતી હીરાઓ, તેનો કુટુંબી વારસો કે જે આજથી તેણીનો પોતાનો થયો હતો તે ઉપર નજર પડતાં વીસરી ગઇ. તેણે તેનાં ગોરા મુખડાને બરાબર મેચ

થતો એક ગુલાબી રંગની સાડી સાથનો ડરેસ પહેરયો. તે પટળી અને ઉંચી હતી–એ એક મોભ્ભાભર્યાં તોખમની મગરૂર નબીરી–તેણીનો આકાર વખાણવાજોગ સંપુર્ણ હતો, જ્યારે ઘળતાં ખભાં અને નાજુક ડોક, ચકભમ કરે તેવા રોપદાર આંગળાંઓ સાથનાં કોમળ હાથો સાથે તે માહબુબની સુંદરતા અદ્દભુત મોહ પમાડે તેવી હતી–મીઠડી, મગરૂર અને મોભ્ભાદાર. તેણીનો દેખાવ એક રાણીનાં જેવો હતો–એક ચોકકસ તરાંહની મીઠડી અને લહેજતભરેલી તોર ને ઘુમાખની ધબ, કે જે કદી તેણીમાંથી દુર થઇ શકતી ન હતી. વળી તેણીનો ચેહરો પણ ખાનદાનથી ઉતરી આવેલી મગરૂરી ભરેલી, ઝલેહવંતી ખુબસુરતીમાં ઝળક ઝળક થતો હતો. તે ચેહરા ઉપરની આંખો કાળી અને મગરૂર હતી, કે જે દુન્યાં તરફ હરદમ એક શીરીન દમામથી જોતી હતી–જુસ્સાભરેલી ખુબસુરત આંખો કે જે પ્યાર અને તીરસકાર ઘણી આસાનીથી પ્રગટ પાડી શકતી હતી; સીદ્ધાં, સ્વચ્છ ભવાંઓ, ફાંકડા કીરમજી હોઠો અને બરફનાં ટુકડા જેવા ગોરા લીસા ગાલો કે જેઓની વચ્ચે ચમકતી સુખની કીરમજી લાલી તથા કુદરતી રીતે કલ થયેલા વાળનાં દીલપઝીર જથ્થા સાથે તે મધુરી કોઇ પરસતાનની હુરીનેજ બાબજા મળતી આવતી હતી. ટુંકમાં તે એક ખુબસુરતી, દમામ અને મીઠાસનું સંપુર્ણ ચીત્ર હતી!

એકવીસ વરસની ખીલતી જવાનીમાં આવેલી, એક સઉથી પુરાણું અને પંકાયેલા તોખમની એકપુત્રી વારેસ, એક આરટીસ્ટ કે કવિના સૌથી સુંદર સ્વપના જેવી ખુબસુરત, શીખેલી ભણેલી, શુદ્ધ આચાર વીચારવાળી, તંદરોસ્ત અને તુમાખી–કદી મેહરાં માતબરના

કરતાં વધારે ભાગ્યશાળી કીસમત બીજી કોઇ છોકરીનાં નશીબમાં લખાયું હશે ? આજે–આજનાં પટેટીનાં મુબારક દીવસે—તેણીની એકવીસમી સાલગ્રેહ હતી અને તે દીવસે, ખાસ તેણીની પોતાની મરજીથી, 'માતબર માહાલ'માં એક ડીનર પાર્ટી આપવામાં આવી હતી.

બુઆ સર મેહરનોશજીની મોટી ખુશાલી વચ્ચે તેવણુને બેંગ લોરથી ચાર પાંચ દીવસ અગાઉ મેહલ્લી દાવર તરફથી કાગજ મળ્યું હતું કે તે પટેટી હોલીડેઝ એનજોય કરવા પુને આવવાનો હતો; અને તે દરમ્યાન તે જરૂર એક વખતે માતબર મેહલની મુલાકાત લઇ જશે. આનો લાભ લઇ સર મેહરનોશજીએ આજની પાર્ટી ઉપર તેને ખાસ બોંહસા બોંહ સીતું તેડું કર્યું, અને કેહવાને જરૂર નથી કે જરાબી અચકાયા વિનાં મેહલ્લી દાવરે તે સ્વીકાર્યું હતું. વળી બીજાં પહરોણાંઓને પણ તેડવામાં આવેલાં હતાં–અને અલબત તે સઘળાં પુનાંની ઉંચ સોસા-યટીમાંજ નજરે આવે તે બધાંઓ હતાં. મેહરાં ઘણી સુગાત્રી હતી. જ્યાં સુધી 'માતબર મેહલનો' ઉંબર ઓળંગવાની લાયકાત ધરાવે નહિં ત્યાં સુધી તે તેવાં કોઇને કદી તેડતી નહિ. તેણીમાં પોતાનાં તોખમની તકોબરી પણ ઘણી હતી; કીતું તેની એ ખાસ્યત બાબે આપણુને અહીં નુકતેચીની કરવાની નથી, કેમજે તે માહબુ-બમાં સમાયેલી પોતાનાં ઉંચ તોખમ વાસ્તેની તકોબરી ઉપર તો આ આખ્ખી વારતાનો પ્લૉટ દોડે છે.

મેહરાં માતબર ઘણી રોકાયેલી હતી, કેમજે તે ગંજાવર મેહલ જેવાં મકાનની માલેક તે એખલી હતી. તે સઘળું પોતાનાં હાથેજાતે અને નજરો હેથળ કરતી અને કરાવતી હતી. કોઇબી ચીજ

અર્ધી કે જેવી તેવી તે કદી સાંખી શકતી નહિ. વળી તે એક સંપુર્ણ અને નમુનેદાર મેહમાન પણ હતી–ખુદ તેણીથી બમણી ઉમરની બાનુંઓ આજની આ પાર્ટી ગોઠવવાની તેની કુનેહ અને કારસાજી જોઇ અદેખાઇ કરતી હતી. તે ઘણી સંભાળથી અને સમજદારીથી કામ લેતી હતી–પોતાનાં કામમાં તે એટલી બધી કાળજી અને મહેનત લેતી હતી કે અંતે તે તન અને મનથી થાકી જવા વીનાં રહી શકતી નહી. આજે પણ તેણે પોતાને ત્યાંનો મેળાવડો સંપુર્ણ બનાવવા કાજે ઘણી જેહમત કરી હતી, અને તે લગભગ થાકી ગયેલા જેવીજ મેળાવડામાં નીચે ઉતરવા તઇયાર થવા સારૂં પોતાના ઓરડામાં ઘણી અસુરેથી ગઇ, અને તે છતાં કોઇ એમ તો નજ કહી શકયું કે મેહરાં માતબર ઉતાવળે જેવી તેવી તઇયાર થઇ આવી હતી. વગર શકે તે ઘણી ઉતાવળથી તઇયાર થઇ હતી. પરંતુ પોતાનાં ટેસ્ટ અને શોખને નારાજી મળે તેવું તેણીએ કશું થવા દીધું હતું નહીં. તમામ ભરેલી કસબી સાડી અને રેશમી બદયાન સાથે જયારે તે મોટી આરસીમાં સેવટનું એક ડોકયું નાંખવા ગઇ ત્યારે તેમાં પોતાનો પડછાયો જોઇ તે પોતે પોતાની ખુબસુરતીથી અચંબો પામી. વળી તેણીએ કાનમાં, ગરદન અને હાથો ઉપર અંહીતંહી પોતાનાં બાપદાદેથી મળેલી જણસો પેહડી લીધેલી હતી, એટલે તેણીની ખુબસુરતી તો સંપુર્ણતાનો એક દીલકશ નકશ થઇ પડી.

મેહરાં માતબર ઘણી મગરૂર અને ગુમાખી લેખાતી હતી; પરંતુ ને સઘળું છતાં તે પોતાનાં પ્યાર પીદરને તો જીવથી પણ જીઆદા ચાહતી હતી અને તેથી જમારે તેણીએ સઘળી જણસો

પેહડી લીધી ત્યારે તે પેહરવાની પોતાની ખુશાલી કરતાં તેને તેનાં બાપના તે વાસ્તેનાં વખાણ અને વાહાલનો વધારે ખ્યાળ આવ્યો. તે એક ઘણો મોંઘો પીંછાનો પંખો, નાનાં લેસનાં રૂમાલ અને એક મઘમઘતા ફુલના તોરા સાથે પોતાનાં બાપની હાજરીમાં જઇને ઉભી રહી–બાળક સુંદરતા અને મનોવેધક, ઝળકતી નમ્રતાનું એક જોવા જોગ ચીત્ર તેણે તે વખતે રજુ કીધું. તે મોટેથી હસી–એક નરમ, શીરીન, મ્યુઝીકલ હસવું, કે જેણે તે જઇફ બેરોનેટનાં ગમગીન જીગરને તેની છાતીમાં ધ્રુજાવ્યું.

તે, ત્યાર પછી, પોતાની આંખમાં તમામ દુન્યાના પ્યાર સાથે તે બાપ તરફ જોતી, તેની બાજુમાં જઇ ઉભી.

“હવે હું તમુને ગમુંછ કે, વહાલા પપા?” તે લાડકીએ પ્યારથી પુછયું.

“તું ખુબસુરતીની એક રાણી જેવી છે.” સર મેહરનોશજીએ ઉત્સાહથી જવાબ કર્યો; અને તે બંને બાપબેટી એકમેકના હાથમાં હાથ ભેરવી નીચે જવા પોહળો દાદર ઉતરવા લાગ્યાં.

જેવાં તેઓ ડ્રોઇંગ રૂમમાં દાખલ થયાં કે તરતજ આવેલાં પહરોણાંઓમાં એક ધીમો અજાયબીનો ઝણઝણાત અને ગણગણાત ફેલાઇ રહયો. માતબરની મહેરાં આજના જેટલી કદી ખુબસુરત દેખાઇ ન હતી. મેહલ્લી દાવર તેણીને ભેટવા અને સાલ મુબારક કેહવા સૌથી પહેલ્લો તેની નજદીક આવ્યો.

તેજ વખતે જોવાને સેહલ્લું હતું કે જે શબ્દો તેણીએ ઉચાર્યા હતા તે તદન સત હતા—આખી દુન્યામાં તે પોતાનાં બાપને સૌથી વધારે ચાહાતી હતી. ઘણાં જવાન્યાઓ તેની પુથે પુથે ભમ્યાં, ઘણાં વખાણનારાંઓએ તે દીલચસ્પ દુહીતાનું ધ્યાન પોતાની તરફ ખેંચી રાખવાની જીગરતોડ કોશેશ કીધી. પરંતુ સઘળા દેખાવલા જવાન ચેહરાઓ અને વખાણભરેલી આંખોની તે જેહમત સબરદબર પાણીમાંજ ગઇ. સર મેહરનોશજી માતબરતી બેટીએ પોતાની પડખે ઉભેલા બાપ કરતાં એક રતી ભાર બી જયાદા ધ્યાન કે મચક કોઇને આપ્યાં નહિ. મેહલ્લી દાવર મેહરાં સાથ થોડોક વખત એખલો પડી ટાહેલાં કરવા ઘણો તલબગાર રહયો, કે જેથી તે તેણી વાસ્તેનાં તેનાં વખાણો કહી દે—મગર ફોકટ, ફોકટ! તે મેહરાંને તે જૈફ બેરોનેટની બોર્દુમાંથી એક મીનીટ પણ અલગ કરવાને ફ-તેહ પામ્યો નહિ.

અને પછી ડીનર શરૂ થયું ને બધાં ડાઇનીંગ હોલમાં દાખલ થયાં. કેહવાને જરાબી અગત નથી કે તે ડીનર એક સંપુર્ણ ફ-તેહજ પુરવાર થયું, જે વાસ્તે સઘળી શાબાશી એખલી મેહરાંને ઘટતી હતી, જેણીની કુશળતા અને એક મહેમાંન તરીકેની સંપુર્ણતાએ બધાંને છક કરી નાંખ્યાં. ગલાસો ભરાયાં, ગલાસો ઉંચકાયાં, ગલાસો થોકાયાં અને સઘળી ખુશી ખુશબખતી ભરેલી સલામતીઓ લેવાઇ. અને કોઇએબી જાણ્યું નહી કે સાલમુબારકની ભલી ઇચ્છાઓ અને ખુશાલીની સલામતીઓ ટેબલ ઉપર લેવાતી હતી ત્યારે તે બેરોનેટ તેનાં જીગરમાં બંદગી કર્યા કરતો હતો કે તેનાં બાતેનનાં દુ:ખનું જાલેમપણું તેને એ સઘળા વઇભવ વચ્ચે

કચડી ન નાંખે. તે ભર ટેબલ ઉપર નિર્દોષ હસ્વાઓ ફેલાઇ રહયા હતા ત્યારે તે જઈફ ડોસો તો તેનાં અંતઃકરણમાં એજ બંદગી કરી રહયો હતો કે તેની દીકરીને ખાતર પરવરદીગાર તેને તેની જફા સહન કરવાની થોડો વખત વધારે શક્તી આપે. આહ! તે પહરોણાંઓમાંના એકે પણ જાણ્યું નહી કે તે પોતાની બેટી તરફ જીગરમાં મોહત જેવી નીરાશા અને દુઃખથી તમામ ધીધવઇ જતાં આત્માએ કેવો જોઇ રહયો હતો, જ્યારે મનથી તો તે એજ સવાલ ઉઠાવતો હતો કે આ સઘળી મશકેરી અને ઠગાઇનો સ્ફોટ તે તે તીખ્ખી, તુમાખી, તોખમી દીકરી આગળ કેમ કરી શકવાનો હતો!

એકાએક તેણે તેનું સફેદ માથું ઉંચકીને અજાયબીમાં ઉપર જોયું. એ સઘળાંઓ તેને શું ઇચ્છતા હતા? 'સાલ મુબારક!' 'હસી ખુશીભર્યું સાલ મુબારક!' તેણે તે સઘળાંઓનો તે ભલી દુઃવાઓ વાસ્તે પોતાની સરે સ્તાની ઠઠેરાવાલી, નરમાશભરેલી રીતે ઉપકાર માન્યો. આહ! પણ આજનાં બખતાવર રોજે જે ભયાનક દુઃખનો ચીરો તેનાં જીગરમાં પડી તેને લોહી ઝઝરતું કરયું હતું ને તે સઘળાંઓ કેવી રીતે જાણી શકવાનાં હતાં? "બેસ્તું સાલ મુબારક!"—અરે આવતી કાલે તો તેની લાંબી આબરૂદાર જીંદગીનાં એક બેહલ્લાં નામોશીભર્યાં કાળાં વરસનું પરોઢીયું પડવાનું હતું!

ત્યાર પછી તે લાંબું, ભપકા ભરેલું ડીનર ખલાસ થયું, અને તે, તેનાં પહરોણાંઓ અને દીકરી ભેગો, હોલમાં ગયો, જ્યાં જરા વારમાં તો જાતજાતનાં ટાહેલાં અને મ્યુઝીકથી તે ઓરડો ગાજીવાજી રહયો. વૃધ્ધ સર મેહરનોશજીએ જોયું કે મેહલ્લી દાવર તેવણની

ચેહરેનમુન બેટી ઉપર ઘણું વધારે ધ્યાન આપતો હતો; પણ તે દીકરી કોઇનાં પણ કરતાં એક કરચ જેટલુંબી વધારે ધ્યાન હાવરનાં મેહલ્લી ઉપર આપતી હતી નહિ. તે એ જોઇ નારીપાશ થયો. એક વખતે મેહલ્લીએ તેને પોતાની સાથે ગાવા કહયું; પણ જરાબી અપમાન નહિ લાગે તેવી રીતે તેણીએ તેની તે માંગણી સ્વીકારી નહિ; અને, તેને બદલે, જઇને પોતાનાં બાપની પાસે આવી ઉભી. તેણે લાડથી તેની તરફ જોયું–તેણીએ પેહેરેલી જણસોનો ઝમકાત તે મીઠી ખુબસુરત આંખોના ચમકાત આગળ બધો ઝખવાણો પડી ગયો હતો. તેણીએ પહેરી લીધેલી મોંઘામાંની સાડી અને ઉંચ્ચાંમાંનું બંદયાન તે કોમળ તન ને તદ્દન બંધબેસ્તું હતું—તેના નાજુક, રોપદાર આંગળાંઓ સાટનાં એક હાથમાં પકડેલો પંખો ખુલ્લો હતો અને તે તેણીની ગોરી છાતી ઉપર લહેકો કરી પડયો હતો—તે મોહક ચહેરો એક બાળકનાં જેવી ખુશાલી અને સુખની લાલી વચ્ચે બળતા આતશ માફક કીરમજી મારી આવેલો હતો.

"મહેરાં," સર મહેરનોશજીએ શાંતીથી કહ્યું, "હું ધારૂંછ કે તું ઘણી સુખી છે."

મહેરાંએ પોતાની ચમકતી આંખો વડે તે ચહેરા ઉપર જોયું.

"સુખી, પપા!" તેણીએ પૂકાર્યું. "એ જે બધું હું 'ફીલ' કરૂંછ તે કહેવાને વાસ્તે ઘણો નાનો ને નજીવો શબ્દ છે. હું ઓચં-બો પમાડે તેટલી બધી સુખી છેઉં. આ બોહળી દુન્યામાં કોઇબી સુખી માણુસ સાથે હું માહરી જગાની આપલે કરૂં નહી."

"હું અજબ થાઉંછ," તે બાપે કહયું, "કે તું આટલાં બધી શા વાસ્તે સુખી છે તે મને તું કહી શકશે કે નહિ."

તે મધુરી માહાબુબ સુખથી હસી, અને તે આંખોમાં દુન્યાંનો સૌથી મોટો મીઠાસ ફેલાઇ રહયો.

"હું તમને ઘણો ઝાંખો ખ્યાલ આપી શકશ," તેણીએ જવાબમાં કહયું "હું સુખી છેંઉ કાંયજે હું તમને ચાહુંછ અને તમારામાં મને દુન્યાના બધા વાહાલા બાપોમાં સૌથી વધારે હેતવંતા બાપ જોઉંછ—તમે માહરા 'આઇડીયલ જેન્ટલમેન' છેઓ. હું સુખી છેંઉ કેમજે હું એક એવાં તોખમની નબીરી છેંઉ કે જે વાસ્તે માહરી રગેરગમાં ખુશાળીની મગરૂરી છે. હું સુખી છું કેમજે જે ખાનદાનમાં હું જન્મ પાંમીછ તે ખાનદાને નામોશી કદી જોઇ કે જાણી નથી અને તે ખાનદાન જેટલું તેની ચેહલમેહલ માટે પંકાયેલું છે, તેટલુંજ તેની ઇજજત અને બહાદુરી માટે જગ જાણીતું છે. સેવટે હું જવાન, જોરેમંદ અને આપણાં માતબર કુટુંબી બાનુંઓ માફક ઘણી સુંદર છેંઉ અને માહરે માટે માહરી નજરો સમક્ષ એક ચળકતું, ખુશનુમા, રંગીલુ ભવીષ્ય અરડાઇ પડેલુ હું જોઉં છું. તે પણ માહરાં સુખનું એક મુખ્ય કારણ છે."

એટલું બોલતાં તે મધુરી માહાબુબનાં હોઠો ઉપર અને આંખોમાં એક મસ્તીની ઝલેહવંતી લાઇટ પ્રકાશી અને ઘણાં મીઠાસભર્યાં હસવાં સાથે તેણે પોતાનાં બાપ ભણી દીઠું

"વળી, હું સુખી છેંઉ," મેહરાંએ જારી રાખ્યું "કેમજે હું માહરા પોતાનાં જીવની અને માહરી સઘળી આસપાસની ચીજની એખલી

રાણી છેઉ—બીજું એ કે, માહરૂં અંતઃકરણ સાફ અને બીજી હરેક કીસમની લાગણીથી નીરાળું અને સ્વતંત્ર છે. શું પપા, આય બધાં કારણો પુરતાં નહી કહેવાય?"

"પુરતાં કરતાંબી જ્યાદા," તેણીનાં પપાએ જવાબ દાધો; અને પછી, જ્યારે તે તેવણુની બોદુંમાંથી ખસી ગઇ ત્યારે તેવણે ઘણી ગમખ્વારીથી પોતાનાં મનથી વમાસ્યું કે તે આશાવંત હોઠો આગળથી ઉમીદ અને સુખથી છલાછલ ઉભરાતો પ્યાલો તે કેવી રીતે છીનવી લઇ શકવાનો હતો–અરે, તે વહાલી નીર્દોષ ખુશાલીને એક ઘાડી, સીહા કંગાળયતમાં તેનાંથી કેમ ફેરવી શકાવાની હતી? તે બેરોનેટ બાતેનથી એક કાપવા કાઢેલાં બકરાં માફક ધ્રુજયો અને કમકમ્યો; અને તેનાં હોઠો વાટેથી આ બંદગી બહાર પડી ગઇ:

"ઓ, ખુદાવંત પાક, તુ મને આ જફા ખમવાની શકતી આપ, નહી તો મને તેમાંથી બચાવ!"

તેવણે એકવાર ફરી તે પ્યારાં એકપુરાં ફરજંદ ભણી જોયું, કે જે એક મોટી બતીની બરાબર હેથે ઉભી હતી અને તે બતીનાં ઉજાસમાં તેણીની સુંદરતા કોઇ અજબ રવેશની ભભુકાદાર નજરે આવી. આહ! તે બેરોનેટે વમાસ્યું કે જે તેને જફાભર્યું જાહેર કરવાનું હતું તેનાં કરતાં તેણીને પોતાના પગ આગળ મુરદું થઇ પડેલી જોવાનું અને તે મીઠા ઠંડા હોઠો ચુમવાનું ઘણું વધારે સહેલું હતું! સર મેહરનોશજીનાં બરડાની કરોડમાંથી એક કંપારીનો પ્રવાહ વહી ગયો. નહી–નહી! તે તો તેને કહેવાનુંજ હતું અને તેને વાસ્તેનો વખત નજદીક આવતો જતો હતો.

આયંદે તે પાર્ટીનો અંત આવ્યો–પહરોણુંઓ, ચાખેલી પહરોણુગતની મજાહથી ઠાકેલાં, પોતાનાં ઘરેબારે સધાવ્યાં; મોટાં બળતાં ઝુંમરો અને પ્રકાશીત બતીઓ બુજવી નાંખવામાં આવી અને માતબર મેહલની આસપાસ અને અંદર રાતની સીહાઇ અને ચુપકીદી પથરાઇ રહી. મેહરાં માતબર તો ઠાકેલી, કંટાળેલી પોતાનાં ઓરડામાં જઇ ઘણી જલ્દી ઉંઘ માતાને સ્વાધીન થઇ ગઇ, જેમાં તેણે બધા કીંમતી જણુસો અને મોજમઝાહનાંજ સુખી સ્વપનાંઓ જોયા. બિચારા સર મેહરનોશજી માતબર! તેવણુને એક ઘડી કે પળનો પણ કરાર ન હોતો. હાથોની અફડાતફડી કરતા, બધી દુઃખમય ગમખ્વારીની હાયો ફેંકતા અને કોઇ કોઇ વખતે તો પોતાનાં ખ્યાલોની ભંયકરતાને લીધે ધીમાં પણ મોટાં ડચકાંઓ ખાતા ઓરડામાં એકલા અટુલા આમથી તેમ ફર્યા કરતા હતા. લગભગ અર્ધો કલાક અશાંતા અને બેકરારીમાં પોતાનાં ઓરડામાં ગુજારી તે જૈફ પારસી હાથમાં બળતી મીણબતી સાથે મોટી પીકચર ગેલેરીમાં આવ્યો અને ત્યાં ઘણાં મોટા શોકથી પોતાનાં બેહસ્ત પાંમેલા પીદરની એક મોટી આરસી આગળ જઈ ઉભો. હાથમાંની મીણબતી જમીન ઉપર મેળી તેવણે તે ફ્રેમમાંનાં ચેહરા તરફ જોયા કીધું, કે જે ચેહરો જેટલો સખ્ખત નિતિવાંન હતો તેટલોજ ઉમદા અને ભપકાવાળો લાગતો હતો.

“મેં એ બધાં સાથે શું કીધું?” પોતાનાં બને ધ્રુજતા હાથોને એકમેકમાં ભેરવીને છાતી ઉપર મુકી તેવણુ ખોખરા, ગમ ઘોર અવાજે બોલ્યા, “આ માહરા સુંદર વારસા–માહરાં એકબી દાઘ વિનાંનાં મગરૂરી તોખમી નામ–એ બધાં સાથે મેં શું કર્યું? માહરા બખતાવર કુટુંબનો હું પેહલ્લો અને છેલ્લોજ છેઉં, કે જે

ઘણી શરમ ભરેલી રીતે વરતેલો છે. એવું બોલાશે કે હું નગણો, દુગણો ને સેહલાઇથી લલચાઇ જાંઉ તેવો હતો—પણ માહરે પ્રમાણીક માણસો અને બદમાસો વચ્ચેનો તફાવત સમજવો હતો! માહરૂં નામ નાંમોશી અને શરમીંદમાં રગોડતું થશે, કે જેમ કદી કોઇનું થયું હતું નહિ. બધાં મને ધીક્કારશે અને માહરાં નામ ઉપર લ્યાનત નાંખશે કે એક વરસોનાં માંન પામેલાં કુટુંબની સત્યાશીનો પાયો ખણનાર અને ખોદનાર હું છેઉં. યાહ, ખુદા! તે છતાં, મેં તો એ માહરાં ખાનદાનની નામનામાં વધારો કરવાની કોશેશ કીધેલી છે. હા–ને તેંમ કરતાં મેં શું કરી નાંખ્યું? ઓ, માલીકોનાં માલીક, આવ બધું મેં શું કરી નાંખ્યું છ?"

તે જોવા વાસ્તે એ ઘણો દયાજનક દેખાવ હતો–તે જેફ્ બેરોનેટ સબ દેતો કે પોતાનાં બાપનાં પીકચરની સાંમે ગુથણ મંડીને પડી ગયો, અને લ્યાનતથી લજવાઇ જતો હોય તેમ કમકમીને બંને હાથોમાં ચેહરો છુપાવી ઘણી મોટી ગમખ્વારીનાં આંજુઓએ તે રોયો. રાતના એકાંતવાસ અને અંધકારમાં તે વૃધ્ધ પારસીનાં ધીમા શોકાતુર ડચકાંઓ ઘણાં ભયંકાર લાગતાં હતાં. તે દેખાવ, ખચ્ચીત, જોવાને માટે ઘણો લાગણીભર્યો હતો.

પછી તે ઉઠીને ઉભો થયો. નવાં વરસની નવી સહવાર પડી હતી; ચંદ્રમાં અને સીતારાઓનાં પ્રકાશની જગા સુંદર કુમળાં પરોઢીયાંએ લીધી હતી. સર મેહરનોશજીને તરત ખ્યાલ ગયો કે હવે આવી સ્થિતિમાં અંહી રેહવું સંભવર હતું નહી–કદાપી એકાદ નોકરની નજર તેનાં અવતાર બે અવતાર ઉપર પડે અને તેથી તેનાં

બોજ્મા માટે ઘણું કઢંગુ થઈ પડે; જે બધું થયું હતું તે તો તેએ હવે થોડા વખતમાં જાણવાનાં તો હતાજ. કીંતુ જેટલો વખત બને તેટલો વખત તો તેણે તેની 'ક્રેડીટ' જાળવવી જોઇએ. તેવણુ પોતાનાં ઓરડામાં ચાલી ગયા અને ઘણી સંભાળથી પોતાની પાછળ બારણું ઢાંકી દીધું.

દીવસ ઉગ્યો હતો–તે દીવસ કે જયારે તેને તેણીને સઘળી ખાનાખરાબીથી વાકેફ કરવાની હતી, કે જયારે તે આશાવંત અને પનોતી પુત્રીની જીંદગીમાંથી ખુદ તેનાં પોતાનાંજ કરો વટી સુખનો પ્રકાશ છીનવી લેવાનો હતો. ઓહ, ખુદા, જો તે તે ફટકો અટકાવી શકતો હતે ! તે જાણતો હતો કે એ સઘળી ખરાબીની સૌથા વધારે ભુંડી અસર તે વાહલાં એકપુરાં ફરજંદ ઉપર થવાની હતી; અને તે તે ચેહરેનમુન ભુળકી–આખ્ખાં પુનામાં સૌથી મગરૂર લેખાતી છોકરી–કેમ સેહવી અને સહન કરી શકશે !

એટલું તો સફાઇથી જોઇ શકાતું હતું કે તેવણુ એક પેહલવાંની તોખમનાં નબીરા હતા, સર મેહરનોશજી માતબર–એક તોખમ કે જેનાં બેટાઓનાં જીગર ઉંચા અને આત્માઓ ઉમદા હતા, કે જેઓએ હીચકારી બીહક જેવું કદી જાણ્યું હતું નહિ–કાંયજે, જો કે તેવણે આખ્ખી રાત ભયભીત બેચેનીમાં અશાંત બંદગીઓ પઢી, ગભરાવારી અને પશ્ચાતાપથી કોટરી ખાતાં જીગરે ગુજારેલી હતી છતાં જયારે તેવણુ નીચે પોતાની બેટીને તથા બીજાં સઘળાં વાહલાં સુભેચ્છકોને સાલ મુબારક કરવા ઉતર્યા ત્યારે તેવણુનાં કમતાકાત હોઠો ઉપર

હસવું હતું, અને તેઓની ઝાંખી પડતી જતી આંખોમાં હીમ્મત પ્રગટ જોઇ શકાતી હતી.

## પ્રકરણ ૩.

આયદે તે આવી ઉભો રહયો, તે કલાક કે જેમાં સઘળું પોતાની બેટીને તે બેરોનેટને કહી દેવાનું હતું–તે કલાક કે જેમાં તેણે તે જવાન જીંદગીમાંથી ઝળકાત અને આશા એકદમ ખુંચવી લેવાની હતી.

તેણે વખત તે પસંદ કીધો, કે જ્યારે આખ્ખું ઘર સ્મશાન મીસાલ શાંત હતું–મધ્યરાત, કે જ્યારે સઘળાંઓ ઉંઘતાં અને આરામ લેતાં હતાં. તે કોઇની હરકત કે નડતર માંગતો હતો નહિ, કે જેથી જ્યારે શાંત કલાકમાં તે બન્ને એખલાં અને શાંત હોય ત્યારે તે તે બિચારી ઉપર ગગડી પડનારી આફતની પેહલ્લી અસરોને હીંમતથી શાંત કરી શકે અને તે અસરો સાંમે તેણીને ટકાવી રાખ્ખવાની મદદ દે.

તેણે તેણીને કહયું હતું:

"મેહરાં, જ્યારે આજે ઘેર બધું ચુપચાપ અને વગેસગે થઇ જાય ત્યારે તું મને જરા વાર લાયબ્રેરીમાં આવી મળશે? હું તને મળવા માંગુંછ–હું તાહરી સાથે કાંઇ વાત કરવાનો છું."

તે તેને હસીને તાબે થઇ હતી–શીકર કે અજાયબી તો તે બાપડીને સહેજ પણ લાગી શકી હતી નહિ. કયાંથી લાગે જ્યારે તે વાહાલા પીદરે તેણીને અંતની ઘડી સુધી ચેહલમેહલ અને સુખમાં રાખવાની કોશેશ કીધી હતી ત્યારે? તે તેણીનાં વરસ પછીનો બીજો દીવસ હતો; કદાપી સર મેહરનોશજી તેણીને પેલાં કુટુંબી દરદાગીનાંઓની સાચવત સારૂં કહેવા માંગતા હશે અથવા તો હવે પોતે ઉમ્મરમાં આવી હતી તેને વાસ્તે કાંઇ સુચનાંઓ કરવા ચાહતા હશે. એટલુંજ તે વાહાલી માહબુબ પોતાનાં બાપની આ વિચિત્ર અરજના ટેકામાં વીચારી શકી. કોઇબી રીતનો બીહધરાવનારો શક તો તેનાં મગજમાં પેદા થઇ શકયો નહીં. તેણે તેણીની આયાને તાતકાલીક રૂખસદ આપી દીધી, એવું કહેતાં કે આજની રાતે તેણીએ તેને વાસ્તે ચોબવાની જરૂર ન હતી અને પછી પોતે પેહડેલો કીંમતી પોશાક ઉતારી સાદાં પેહડી સુવાનાં કપડામાં સજ્જ થઇ. તે વખતે પણ, એમ જયારે તે એક મોટા શોકની વાત સમજવા જવાની તઇયારી કરતી હતી ત્યારેબી, માતબરની મેહરાંનાં સુખી ગાલો અને કીરમજી હોઠો ઉપર સંપુર્ણ સંતોષ અને મજાહનું એક આનંદી હરવું રમી રહેલું હતું!

"હવે હું માહરા પપા સાથે જરા વધારે સેહલથી વાત કરી શકશ," તે સઘળાં ઘીલાં ધીલાં કપડાંઓમાં તઇયાર થઇને પોતાનાં મનથી બબડી.

તે તે પછી નીચે લાયબ્રેરીમાં જવા ઉતરી, કે જ્યારેજ તે ભુળકીને અજાયબી લાગી અને ખ્યાલ ગયો કે એટલું બધું તે શું

અગત્યનું તેનાં બપાને તેણીને કેહવાનું હતું કે પોતાની અને તેની કીમતી ઉંઘનાં ભોગે તેવણે આ કદંગો અને શાંતીમય કલાક કાંઇ વાત કરવા વસ્તે પસંદ કીધો હતો! તે પોતે પોતાની અજાયબીનો જવાબ કરી શકી નહીં.

આજસુધી બીહકની લાગણી તેણીએ કદી અનુભવી હતી નહીં, બીહક કે ધાસ્તી શું હતી તે તે કદી જાણતી નહી. તમારી કેટલીક બાહાદુર પારસી નારો જેઓ કસારી જોઇ ઉટની મીસાળ કુદકા મારી ઘોડ્યા ઉપર ચઢી જાય છે અને પગ ઉપરથી ઝીણું મઇ જેવું ફાફળ્યું પસાર થતાં ધાસ્તી અને હેમતથી બેસુદ્ધ થઇ જાય છે તેઓમાંની આ આપણી વારતાની હીરોઇન મેહરાં મ.તબર ન હતી તે જેટલાં સાચ્ચાં અને સુધ્ધાં વર્તનની હતી તેટલીજ હીંમતે શુરી અને પુરી હતી: કીંતુ આજે જ્યારે તે નીચે આ એક ઘણાં એકાંત કલાકમાં પોતાનાં બાપનાં તેડાંને માન આપી મળવા ગઇ ત્યારે પોહળો દાદર ઉતરતાં તે કોઇ ઘણી ગુપ્ત રીતે કમકમી અને ધ્રુજી. એ શું હતું? એક હાથમાં ઉજાસ મળે તે વાસ્તે તેણે મીણબતી ધરેલી હતી, જે પણ કાંઇ એવી વિચિત્ર લાઇટ અને ઓળાઓ નાખ્યા કરતી હતી કે જેણે તેણીને ઘણી બીહધરાવી; તે જ્યાંથી પસાર થઇ ઉતરી હતી તે બાજુની ભીંતો અને તેનાં પગ હેઠળનાં દાદરો ઉપરબી કાંઇ એવા ડરામણા ઓળાઓ પડતા તેણીને લાગ્યા કે ગમે તેવી શુરવીર છાતીની તે હોવા છતાં કાંઇ ઘણી દેહસ્તની લાગણીથી તેણીનું કોમળ જીગર ધ્રુજ્યું.

"એક મોટું ઘેર હરીહાક ચુપકીદી અને અંધારામાં કેવું ભયાનક લાગેછ!" માતબરની મહેરાંએ વીચાર્યું.

પછી તેણીએ બારણું ખોલ્યું, અને સર મહેરનોશજી આતશ્ગને એક ઇઝીચેર ઉપર અળોટાયેલા જોયા. હાથમાંની મીણબતી મેહરાએ એક ટીપઇ ઉપર સંભાળીને મેળી દીધી અને પછી હાફળી ફાંફળી જેવી પોતાના પીદરની પડખે જઇ ઉભી, ને ઘણાં વાહાલથી તે જૈફ બેરોનેટનાં ગળાંને વળગી પડી.

"એમ કાંય ? એ કેટલું ભેદભર્યું લાગેછ, પપા !" તે બોલી–"આય"મધ્ય રાતની મુલાકાત."

તે ઉજળો સપ ચેહરો અને રીકું નાચારીની કમતાકાનીમાં ધ્રુજતા હોઠો જોઇ મેહરાએ ઓચંબાનો એક આંચકો ખાધો.

"શું છે, પપા, શું થયુંછ ?" તેણે વાહાલથી વીહીલી પડતાં એક અધીરાઇની બુમ પાડી. "તમે ઘણાં સીક જેવા દેખાઓછ, નહિ તો મને લાગેછ કે તમે કાંઇ ખરાબ ખબર કેહવાનાં છેઓ. તમારો અવતાર કેવો બદલાઇ ગયોછ. ઓ, પપા, કેહો શું છે ?"

સર મેહરનોશજી ઇઝીચેર ઉપર અબેતાયેલા હતા. હવે તેવણ ઉઠીને બેઠા અને મેહરાં તેવણની સાંમે આવી પોતાનાં ગુંથણ ઉપર પડી ને તેવણનાં હાથોમાં પોતાનો ચેહરો મુકયો.

"મને કહી દેઓ, પપા–યાદ રાખજો કે હું તમારી હંમેશની સધ્યારો આપનારી છેંઉ–મને જણાવી દેઓ કે આજનાં આપરાં નવા વરસના પેહલ્લા ખુશાલીભર્યો દીવસે શું બુરૂં બની ગીયુંછ ? માહરાથી કાંઇબી છુપાવાની જરૂર નથી. મને કેહો, પપા ડીયર, હું કદાચ તમને કાંઇ મદદ કરી શકશ."

તે વખતે જે એક મોહનનાં જેવો ભયાનક, દીલ ધ્રુજાવી મે તેવો ધીક્કાર તે કરચલી વળેલા ચેહરા ઉપર ફેલાઇ રહ્યો તે મેહ માતબર તેની આખ્ખી જીંદગીમાં કદી ભુલી જઇ શકી નહીં.

"માહરી દીકરી, માહરી મેહરાં," સર મેહરનોશજીએ ગમગે બીહામણાં અવાજે કહયું—તે અવાજ કે જે જાણે કોઇ પોતાન ઘોરમાંથી બોલતું હોય એવો વાગતો સમજાતો હતો, "એ બધું કે વાજ મેં તુંને અત્રે બોલાવેલી છે. દીકરી, ઘણાં ગુનેહગારોએ તેઓન ન્યાયાધીશ ભણી, ઘણાં રાજદ્રોહીઓએ પોતાનાં રાજા તરફ, ઘણ એક હીચકારાઓએ પોતાનાં હમનબર્દ તરફ ધાસ્તીથી જોયું હોશે પણ જે મેં કીધુંછ તે કેહવા વાસ્તે જેટલી ધાસ્તીથી હું તાહ તરફ—માહરાં એક પુરાં ફરજંદ—તરફ જોઉંછ તેવી ધાસ્તીથી તે સઘળ કંગાળોમાંનાં કોઇએ પણ નીરખ્યું હશે નહી."

તે હવે ઘણી ગંભીર અને ધ્યાન દેતી થઇ. તેણીનાં હોઠ ઉપરથી મળકાટભર્યાં હસવાનો દેખાવ ગાયેબ થઇ ગયો; તે મીઠડી ઘણ માંથી મસ્તીનો ચમકાત બેમાલુમ થઇ ગયો; તે શીરીન, ભોળી આંખો અજાયબીથી તમામ ભરપુર, તેનાં ભણી જોતી હતી અને તે સ્વચ્ છ ઝળકતી ચશમો ભણી નજર ઉઠાવી તે જૈફ બેરોનેટ હીચકારાપણાંથ ધ્રુજ્યો.

"તમે શું કીધુંછ?" તે મધુરીએ નરમાશથી પડઘો પાડયો "હું જાણુતી નથી કે તે શું હશે; પણ એક ચીજ વાસ્તે હું ત ખાત્રીપુર્વક છેઉં—તમે આપરાં માતબર ખાનદાનને નબોજું લા તેવું કશું પણ કીધું નથી."

"અફસોસ! અફસોસ!" સર મેહરનોશજીએ વિલાપ કર્યો, અને તેણે ઘણાં દુઃખથી પોતાનું શીર છાતી ઉપર નાંખી દીધું.

"તમે મને અમથી બીહવરાવી મુકોછ, પપા ડારલીંગ," મેહરાંએ તેનું માંથું ઘણાં હેતથી પસવાડીને પ્યારથી પતામણા અવાજે કહયું, જ્યારે ખરેખર તો કાંઇ અદ્દભુત બનવાંની તે કોમળાંગીને અગાહી થઈ ચુકી હતી અ ! તેની અસર હેઠળ તે પોતાનાં બાતેનમાં બધી દરજી ધપકી મરતી હતી ! "તમે કોઇ જાતનાં પડછાયાને કાંઈ ચીજ ધારી લીધેલી છે—એકાદ સ્વપનાંને ખરાંપણું માનતા તમે લાગોછ; પણ તમે એક માતબર કુટુંબનાં નબીરા તરીકે નીચું જોવું પડે તેવું કશું પણ કીધું નથી. તમારી પાસે તમારી છાતીમાં એક નમ્ર, તીવ્ર, લાગણીવાળું અંતઃકરણ છે ને તમે નજીવી ચીજને ઘણાં મોટાં ભયંકર રૂપમાં જોતા લાગોછ. એક ગૃહસ્થને ન છાજતું અને નહિં કરવા જેવું તમે કદી કીધું નથી." તે દીકરીએ ઘણી હીમ્મતથી અને છટાથી ખાત્રી આપી.

"અફસોસ!" તે જૈફ મરદે શોકથી પોકાર્યું. "જયારે મેં જીંદગી શરૂ કીધી હતી ત્યારે માહરા મગજમાં ઘણાં ઉંચા અને ઉમદા સ્વપનાઓ હતા. હું આપરાં કુટુંબમાં કદી કોઇએ નહીં કીધું હોય એવું કરી બજાવવાનો હાંફરો રાખતો હતો! અરેરે, હું ફુટાં નશીબનો ઉંધી બુધ્ધીનો એ માહારા ખ્યાલોમાં કેટલો થોકરાયોછ અને ઠગાયોછ તે માહરા પરવરદીગાર એખલાને રોશન છે!"—અને તે કંગાળ બુઢ્ઢાએ ઘણો અફસોસ છુટે એવી એક ડયામણી હાય ફેંકી.

મેહરાં માતબરનાં તો ડોળાજ નિકળી પડયા ! તે પોતાનાં બાપ એવા તો અધીક પ્યારે ચાહતી અને તે પ્યારમાં એની તો સચ્ચાઇ સ્વચ્છતા અને કાળજી હતી કે તે હેતવંતા, માયાળુ પપાને આવ નિરાશાજનક અવતારમાં રાતની સમશાન જેવી શાંતી અને ગમગીન પણાં વચ્ચે જોઇ જેમ એક ધડનાં ધડથી ચાહી જાણનારો માત પોતાનાં લાડકલાં, નાનાં ભુલકાંને ઘણાં મોટાં કમનશીબે એકાદ ગાડીન ચાકની અડફટમાં આવી જતું નિહાળી જેમ ઠરઠર કંપી અને ધ્રુજ ઉઠે છે તે માફક તે પ્યારી પુત્રીનો જીવ બધો ધ્રુજી અને લપ લખી આવ્યો. આખ્ખી જીંદગી તેણે પોતાના બાપને ખુશાળ અ વીનોદી જોયા હતા અને તેથી, કદી ખ્યાલમાં નહીં આવી શકે તેને તેવણુનો અવતાર બેઅવતાર જોઇ તે કોમળ તારૂણીનો પ્રાણ કંથે આવ્યો

"તમે એમ શું કરોછ, જો, પપા ડારલીંગ!" પોતે હતી ત્ય થી ઉઠીને તેવણુની કને જઇ પોતાનાં બંને હાથો વતી તે બર જેવું સફેદ માથું પસવાડતાં મેહરાં માતબર બોલી. "તમે ફીકરન માર્યાં અમથું જે ગમે તે બોલી જાઓછ–માહરો તો તમારામાં પા વીનાનો વીશ્વાસ છે, જે કેમે કરી કદી નાશ પામી શકવાનો નથી તમે કાંઇ ખોટું અને નામોશીભર્યું કીધુંછ! અરે, હું ઘણી આસ નીથી માની શકશ કે તારાઓમાંનો ઉજાસ જતો રહ્યોછ, કે આસ માન દયાહીણુ બની રહ્યુંછ, કે સુરજ કાળો મારી ગાવ્યોછ—પણ તમે ખુરૂં કરો એ વાત હું કદી માની શકુંજ નહી. આપણ માનવંત માતબર કુટુંબનો એક નબીરો કાંઇ નમોજું કરે! અરે ખુદા ખુદા, કરો, પપા–ખુદા ખુદા."

"જરા માહરૂં સમજ, મેહરાં!" તે દીકરીનુ એ ભાષણ જાણે સહન થઇ શકતું ન હોય તેમ સર મેહરનોશજીએ દુ:ખથી પુકાર્યું, "જે મેં કીધું તે નહી કીધેલું કરવા થકી હું માહરી જીંદગી આપી શકતો હતે તો તેમ મેં હજારો હજાર ખુશીથી કીધું હતે; જો કાંઇબી સજા, કાંઇબી દુ:ખ, કાંઇબી ટાસવીસથી બની ગયેલું નહી બનેલું થઇ શકતું હતે તો મેં તે દુ:ખને લાખો વાર આશીરવાદ દીધા હતે; પણ તે કાંઇ થઇ શકયું નથી. હું માહરી નામોશી માહરી દીકરીને જણાવનો અહીં ઉભો છ, જ્યારે હું કરવા અને ઇચ્છવા તો કાંઇ જુદુંજ માંગનો હતો."

તે હવે ધાસ્તીથી ડરવા લાગી. પોતાનાં પીદરને માટે નહિ—તેને સારૂં તો તે પુરતી ફરજી ચુકી હતી—પણ પોતાનાં પ્યારાં તોખમનાં નામને સારૂં. એવણનાં મગજમાં શું દુષ્ટ ખ્યાલ ઘોળાતો હતો? શું કાંઇ એક નજીવી મુર્ખાઇને તેવણ એકાદ માહાભારત પાપ અને નામોશીનું નામ આપતા હતા?

"પપા, એ શું છે તે તમે મને કેહશો? એટલા બધા ના ડરજો." તે કગળી. "જો તમે દુન્યામાં સઘળુંબી ખોટું કીધું હોશે તોબી મને કાંઇબી તફાવત જણાવાનો નથી; હુ તો તમને, તે જાણ્યા પછી, વધારેજ ચાહવશ—વધારેજ સારી રીતે માન આપશ. જો તમામ ખલકત તમારી વિરૂધ્ધ જશે અને તમારાં ઉપર બોહતા નોનો વરસાદ વરસાવશે તોપણ હું તો તમનેજ વળગેલી રેહવશ અને તમારોજ બચાવ કર્યા કરશ." તે દીકરીએ ખરી સચ્ચાઇનાં જોશથી

કહયું; અને તેમ કરતાં જે જોવાજોગ હદ સુધીની દીલક: રવેશે તેણીનો મીઠડો ચેહરો પ્રમાણીક જુસ્સાઓ વચ્ચે લાલ થ આવ્યો તે કોઇપી બાપને, તેનાં અગાધ દુ:ખમાં પણ, મગરૂ બનાવે તેવો હનો! "હું તમુંને કેટલી બધી ચાહુંછ તે યાદ રાખજો.

તેણીએ તે જંજાળી ભવાંઓ ઉપર પોતાનાં સુંવાળા હાથે ફેરવ્યા અને આફતની વ્યાકુળતા વચ્ચે તપી આવેલાં તે મસ્તક ઘણાં હેતથી ચુમીઓ કર્યાં કીધી.

"માહરા પપા," તે ઘણાં ગદગદીત કંઠે બોલી, "હું તમ કેવાં હેતે ચાહુંછ તે જો તમે જાણી શકતા હતે! માહરા તે તમા તરફનાં પ્યારનું ઉંડાપણું હું તમને જણાવી શકતી હોતે! જે બ પ્યાર બીજી છોકરીઓ પોતાનાં માય, બેહનો, ભાઇઓ, સહીમીટાંઓ વેંહચી નાખેછ તે સઘળો પ્યાર મેં તમને આપી દીધોછ."

તે સુંદરીનાં પોતાનાં બાપ તરફનાં નીખાલેશ ખેંચાણમાં કાં ઘણું કરૂણારસીક હતું. તે લાખમાં એક મળે તેવી દીકરી હતી અને દુન્યામાં કદાચજ કોઇ બાપ એટલાં બધાં અખંડપણાં અ જોસ્સાઓથી પોતાની દીકરી મારફને પુંજાયો હશે. મેહરાંનો તે પ્યા એક અધીરી માતાનાં પોતાનાં બચ્ચાં તરફનાં પ્યાર જેવો હતો.

"હવે મને બધું કેહો," તે બોલી. "હું ઇચ્છુંછ કે બધુ કેહવા તમને દુ:ખ આપ્યા વગર હું સઘળું જાણી જઈ શકી હતે; પ તેમ થઇ શકતું નથી."

એક કાંઇ ઘણો બીહામણો, દુર દુર જનો દેખાવ તે જેફ પારસીની આંખોમાં આવ્યો; તેના વીચારો ભમતા હોય તેવું લાગ્યું. તેણીએ, જાણે શાંતીથી યાદ કરવામાં મદદ કરતી હોય તેમ, નરમાશથી તેનાં તપી આવેલાં મસ્તક ઉપર પોતાનાં હોઠો દાબ્યા; તે ચમકયો. જાણે તેને કોઇએ ભર ઉંઘમાંથી ઉઠાડયો હોય તેમ.

"હું વીચાર કરવાની કોશેશ કરતો હતો, મેહરાં," તેણે કહયું, "કે હું કેટલી હદ સુધીનો ગુનેહગાર છેંઉ. પણ હું કહી શકતો નથી; માહરા વીચારો બધા ગુંચ ખાઇ ગયેલા છે. દાખલા તરીકે, જો એક માણસ એક કોઇની ચીજ તરફ જુસ્સા ભરેલી વળાણ સાથે જનમ્યો હોય તો તે તે ચીજને શરણે ગયા પછી કેટલી હદ સુધી ગુનેહગાર કેહવાય?"

"તમે એવો સવાલ પુછી શકશો નહીં," મેહરાંએ જવાબ દીધો. "ખરાં અને ખોટાની પણ હદ હોય છે. એક ચીજ તરફ જુસ્સા ભરેલી મજબુત વળાણ હોયછ તે કાંઇ ખોટાં કામ કરવા વાસ્તેનો બચાવ નથી."

"હું ધારૂંછ કે નથીજ," સર મહેરનોશજીએ એક નીસાસો ફેંકી કહયું. "કોઇ માણસો કવિ જનમેલા છે–તેઓને કવિતા લખ્યા વગર ચાલતું નથી; કેટલાકો આરટીસ્ટ જનમેલા છે–તેઓ પીકચર દોરે છે. હું એક સટોડયો જનમયોછ—તેથી મને સટો ખેલવાની ફરજ પડી."

પણ મહેરાં માતબર જીંદગીનાં એવાં વાતાવરણમાં જન્મી હતી અને વસી હતી કે એક સટોડયો કેટલી હદનો ભયંકર માણસ હોય

છે તે ઘણી આસાનીથી પાંગી જઇ શકી નહી. તેણીએ તો માત્ર જાણે સ્વપનામાં બોલતી હોય તેમ તે બોલ પાછો કહયો—તે શબ્દએ કાંઇ તેણીનાં દીલને ભયથી ધ્રુજાવ્યું નહિ.

"એક સટોળ્યો, પપા! એમાં કાંઇ એટલું બધું બીહધરાવના રૂં નથી–એમાં હોઇજ શું શકે?" તેણીએ સાવ નિર્દોષતાથી પ્રશ્ન કર્યો.

"એમાં બ્હીક ધરાવનારૂં ઘણું છે," સર મેહરનોશજી બોલ્યા, "જો એક માણસ સંતોષી નહી હોય તો—જરા મેળવ્યાથી તેને ધરવ આવતો ન હોય તો–"

"પણ તમે," તે અજાયબીથી બોલી, "તમે તેમ કેમ હોઇ શકો, વારૂ?"

"માહરી દીકરી, હું કહી શકતો નથી કે માહરી જીંદગીમાં કદી તેમ હોવા કરતાં હું કાંઇ બીજો હતો. સઉથી પેહલ્લી ચીજ જે મેં કીધી, જ્યારે હું એક સ્વતંત્ર વારસ થયો ત્યારે, તે એ હતી કે મેં સટો રમવાનું શરૂં કીધું. કોઇ કોઇ વખતે હું ઘણું મોટું જીતી આવતો; કોઇ વખતે વળી ખોહતો પણ હતો. એમ હારજીતની રમત કરતાં માહરા ઉપર ઘેલાપણું ગાલેબ થવા માંડયું. હું કહી જાતનો સટો કહેવા માંગુંછ તે તું સમજેછ, મેહરાં? કદાચ માહરે તેને જુગારનું નામ આપવું જોઇએ—તે આખર કરે ને જુગારજ છે; અને તે એકજ દીવાની તાવ એક સટોળ્યા કે જુગારીની રગોને ગરમીથી બધી ફુલાવી મેલે છે! એક દીવસ હું માહરા દલાલ

જે નાપાક પછવાડેથી એક બડો બદમાસ પુરવાર થયોછ તેની
રફતે હું એક સ્ટોક ખરીદતો, તેને થોડા દીવસો રેહવા દેતો અને
ી તેને ફુંકી નાંખી થોડા હઝાર રૂપીયા મેળવતો; પાછળથી હું
લું જીત્યો હતો તેનાંથી ઘણું વધારે ખોહતો ચાલ્યો. પંદર વરસ
ાં હું એકેકી એવી રકમ ગુમાવતો ગયોછ કે જે મને હવે ઘણી
ાનક લાગેછ," સર મેહરનોશજીએ જારી રાખ્યું. "તે ખોટ ખમ-
ા વાસ્તે મેં આપણો માતબર માહાલને મોરગેજ તરીકે મુકયો;
ફરે નશીબ ઉંધુ થતુંજ ગયું અને આપણા આય બંગલાને માર-
ર તરીકે ગીરવી મુકવાની મને જાણે ફરજજ પડી. જે પચાસ
ાર રૂપીઆ વાસ્તે મેં આપણો બંગલો મારગેજ મુકયોછ તે માહરા
ક ઘણાં જુનાં મીત્ર જમશેદ દારૂવાળાએ આપ્યા હતા. તે રેહછ
મુંબઇમાં—પણ તેનાં એકપુરા દીકરા સોહરાબ દારૂવાળા વાસ્તે તો
યાદ હોશે."

એક મોટા તુચ્છકારમાં મેહરાં માતબરનાં હોઠોએ વળ ખાધા;
ણ તેણીએ કશો જવાબ કર્યો નહિ.

"હવે એ કાંઇ માહરી મુઝવણનું મુખ્ય કારણ ન હતું," ઘરડા સર મેહ
ાશજીએ જારી રાખ્યું. "મેં તે રકમ બચાવી હતે, પણ માહરી આવકનાં
રગો સંકોચાઇ ગયેલાં મેં જોયા અને તેથી કોઇ અભાગણી
ીએ મને સુઝ પડયું કે એક મોટો સટ્ટો જો હું છાતી ધાડી
ી ખેલશ તો બધું ખોહેલું બરાબર સરભર થઇ જશે. મુર્ખો,
ાકુફ, બેઅકલી હું ! બે વરસ પર માહરા માર્ગમાં એક ઘણી જબુન
ાલચ આવીને ઉભી રહી હતી, મેહરાં એક નવી કમ્પની ઉભી

કરવામાં આવી હતી. તેનાં સબંધમાં ઘણાજ લાગવગ્યા અને ગણુત્રી નાં માણુસો હતાં, અને વળી મોટી મોટી આશાઓ પણ ઘણી બાંધ વામાં આવી હતી. તે મેક્ષીકોમાં આવેલી એક સુનાની ખાણુને વા સ્તે ઉભી થયેલી હતી. માહરો દલાલ એક દીવસે મને મળવા આવ્યો. તે લુચ્ચા બદમાસે તો એ કુંપનીના મોટા મોટા નફા અને ગંજાવર રકમ જે તે મેળવનાર હતી તેનીજ વાતો માહરી આગળ કર્યા કીધી અને મને એવો પસરાવ્યો ને પીગળાવ્યો કે આયંદે હું પડયો. આહ! પડયો તે એવો કે આજ લગી ઉઠવા પામ્યો નથી."

અને અહિં તે બેરોનેટ પોતાનું દુ:ખતું માથું બંને હાથોમાં ઘણાં જોશથી ધરી થોડીક ગીનીટ ચુપ ઉભો, જ્યારે તે દીકરીનું એ દુ:ખમય દેખાવ જોઇ જે કીસમે કલેજું વીંધાય ગયું તેનું વર્ણન કરવું મુશકેલ છે. તેણે તો પ્યારથી તે બરફ જેવું સફેદ માંથું પસવાડીયા કીધું તે કોમળ કાન્તીની બાળા એથી જાસ્તી તે શુંજ તે ઘડીએ કરી શકે વારૂ, પ્રીય વાંચનાર?

"હું લોભી અને લાલચુ થયો," જરા વારે પોતાનું માંથું ઉંચકી તે સત્યાનાશી પામેલા જૈફે કહ્યું. "આહ, તે માહરા લોભ અને લાલચે મને કેવી ભયંકર સજા કીધીછ! મને કેહવામાં આવ્યું કે જે કોઇ એ ખાન વાસ્તે સવા લાખ રૂપીયા રોકશે તે જોતજોતામાં કરોડોપતી થઇ જશે. મેં સઘળાં પેપરઝ વાંચ્યાં, મેં ઘણી બારીકીથી આંકડાઓનો અભ્યાસ કર્યો, મેં ઘણી સંભાળ અને આતુરતાથી સઘળી ચીજોનો વીચાર કરી જોયો. પછી કમ્બખત લોમ અને સટો રમવાની માહરી જીવલેણ કુટેવે મને ઉંધી ખુંધી સુઝાડી. હું મુંબઇ

ગયો અને ઘણાં ધંધાદારી માણસોને મળ્યો. તેઓ સઘળાંઓએ એ ખાન વાસ્તે મોટી મોટી વાતો કીધી. તેથી માહરાથી બની શકે એટલા બધા રસ્તાઓ વાપડી મેં પૈસા ઉભા કીધા—મેં માહરી દરેક ચીજ મારગેજ ઉપર મેળી—અને સવા લાખ રૂપ્યા એક તડાકે તૈયાર કીધા. આહ! જેટલે એક તડાકે તે રકમ મેં એકથી કીધી તેટલીજ ઝડપે—ઓહ, એમ કેહતાં માહરૂં દીલ કેવું ધ્રૂજેછ!—મેં તે ખોહી પણ દીધી." અને વળી ગમખ્વારીથી દમ ખાવા તે બેરોનેટ અંહી બોલતો અચકી ગયો.

"ઘણો લાંબો વખત સુધી કાંઇ સારી ખબરની રાહ જોતો હું થોભેલો હતો," તેવણે શરૂ કર્યું, 'તેટલાં ધાડ ગગડી—સત્યાનાશીની ખબરનો મને ઓચીંતો આંચકો વાગ્યો! તે ફટકો મને પરેડીની સાંજે પડ્યો. ત્યારેજ—ત્યારેજ મેં માહરી સૌથી ખરાબ ફીકરોને ખરી પડેલી જોઇ. પેલી ખાન એક સંપુર્ણ નિશફળતા પુરવાર થઇ ચુકીછ, અને માહરૂં સત્યાનાશ થઇ ગીયુંછ—મેં બધું ખોહી દીધુંછ ને હું તદન પાયમાલ થઇ બેઠોછ!!" ઘણાં જુસ્સાની બરાડ પાડી સર મેહરનોશજીએ ખફગી અને નિરાશાથી પોતાનાં ઘુમતાં મગજમાં ઘણાં જોરથી તરાપો મારી.

ગરીબ મેહરાં! તે તો લાકડુંજ થઇ ગઇ. તે પેહલ્લી બારીમાં કોઇબી ચીજ સમજી શકી નહિં. તે સાવ સકગળકમજ બની ગઇ. તેણીથી નાં તો કંઇ વિચારી શકાયું કે ના તો કશું હોઠ ઉપાડી બોલાઇ શકાયું.

"સર મેહરનોશજી માતબર એક તદન ખાખ.વરખો થઇ ગયેલો પારસી છે," જરાવારે તેવણે પાછું પુકાર્યું, "તે પોતાનાં કુટુંબનો એક સૌથી પેહલ્લો મુજી બદબખ્ત છે કે જેણે તેનાં વારસોનાં મોજમા- વાળાં અને નામોશીનાં દાઘથી હરદમ નિરાળાં મગરૂર માતબર ખાનદાનને શરમીંદગીમાં રગોડતું કરેલું છે. ઓહ, મેહરાં, માહરે વાસ્તે તુંને સેહજ પણ દયા છે? આય બધું સમજ્યા પછી તું શું જરા જેટલીબી માહરી દયા ખાઇ શકેછ? માહરા વાસ્તે તને કેવો ધીકકાર આવતો હશે! તું મને તાહરાં જીગરોનાં જીગરથી આ બધું સત્યા- નાશીભર્યું કરી નાંખવા વાસ્તે કેવી ધીટકારતી હશે!"



# પ્રકરણ ૪.

—:o:—

મહેરાંએ પ્યારથી તેવણનું માથું પસવાડીયા કીધું.

"તમે જે કીધું તે ભલાંને માટે હતું," તે ઘણાં ધીમા, ગંભીર અવાજે બબડી. "એમાં કસુર તમારો નથી."

"તેં બધું હજી સમજી નથી લીધેલું, મહેરાં," સર મેહરનોશજીએ કહ્યું. "છ મહિનાં ઉપર તે લોકોએ-પેલાં કમબખતો કે જેઓએ માહરો નાશ શોધ્યો હતો તેઓએ-માહરા ઉપર લખ્યું અને બીજા અર્ધોએક લાખ રૂપ્યાની મદદ માંગી. પેલી ખાનને વધારવા, સુધારવા અને તેમાંથી નકકી નફો મેળવવા એટલાની ખાસ જરૂર હતી; અને તે પછી ગંજાવર નફા માટે તેઓએ મને આટલો પણ શક નહિ રાખવાની ઘણી જબરી ખાત્રીઓ ઉપર ખાત્રી આપી."

તેણે તેનાં બંને હાથો લાંબા કીધા, જાણે કોઇ બીહામણા અવતારને પોતાની નજદીક આવતો અટકાવવા માંગતો હોય તેમ.

"ખુદાને હાજર નાજર જાણી કહુંછ, મહેરાં," તેવણે બોખરા અવાજે પુકાર્યું, "કે મેં જે બધુ કરી નાંખ્યું હતું. તેની સંપુર્ણ હદ અત્યાર સુધી કદી પણ જોઇ હતી નહિ. હું આંધળો, સુનો, સાવજ સુધબુધ ગુમાવી બેઠો થઇ ગયો હતો. લોકો માહરા તરફ ડોળા ફાડી ફાડીને જોશે અને એક ચોરની ઉપમાં મને આપશે."

"એમ શું બોલોછ જો, પપા ડીયર!" તે મધુરીએ દેહસ્ત ખાઇ એક પુકાર કરયો, "નહિ-નહિ, કાંઇ એટલી હદતું પુરૂં થયું નથી. મને બધું કેહો."

"તું જાણેછ તો ખરી કે હું તાહરા કઝીન દોરાબ માતબરનો વાલી છેઉં, અને એની પાસે એનાં મરનાર બાપની અધાંએક લાખ જેટલી રકમ છે, જેનો હવાલો એ મને આપી ગયેલો છે. એ બધી રકમ નાના મોટા બેનકીંગ શેરોમાં રોકાયેલી હતી અને તેને વાસ્તે થોડી પણ ખાત્રીપુર્વક આવક તે લાવતી હતી. જયારે એ વિલાયત ગીયો ત્યારે મને હસ્તો હસ્તો કહેતો ગયો હતો કે વેપારી લાઇનમાં માહરૂં ભેજું બાહોશ છે, અને જો મને કદીબી એ એનાં અર્ધા લાખને વધારીને એક લાખ કરી નાંખવાની તક મળે તો તે માહરે ચુકવી નહિ. જયારે પેલા કમબખ્તોનું કાગજ માહારા ઉપર આવ્યું ત્યારે મને એજ અર્ધા લાખ રૂપ્યા યાદ આવ્યા. મેં વિચાર્યું કે એ એક કાંકરે બે કબુતરો મારવા જેવું થશે. હું એની રકમ વધારી શકશ અને વળી સાથે સાથે માહરી પણ દોલતને સંઘરીને બેવરી તેવડી કરવાને ફતેહ પામશ, અને એને લખ્યા વગર કે એની રજા મંગાવ્યા વગર મેં એ રકમ પેલી ખાનવાળી સીનડીકેટને ભરી દીધી—અને, અને એમ કેહતાં માહરૂં જીગર બધુ ધ્રુજેછ કે મેં તે રકમબી ખોહી દીધીછ! મેં માહરી દોલતનો તો નાશ કીધો, પણ પારકાનીબી ચોરી કરી તેને પણ ખુહાર કરી નાંખ્યો. ઓહ, મેહરાં માહરા જેવો ઘેલો, માહરા જેવો મુર્ખો કદી કોઇ બન્યો હશે?"

"પણ તમે કાંઇ એટલા ગભરાઓછ—એ રકમ તમે પાછી ભરપાઇ કરી દઇ શકશો, પપા." ખુશાલ અવાજે બોલવાની કોશેશ કરી મેહરાંએ કહયું. "તમે કાંઇ તેને જાણીબુજીને ખોહી દેવા માંગતા નહી."

"પાછી ભરપાઇ કરી દઇ શકશ ! કયા ચુહલામાંથી ?" ઘણા પીચવાઇ, ધીઘવાઇ સર મેહરનોશજીએ નાઇલાજીનો એક પુકાર પાડયો 'ખુદા મને તેમ કરવાની શકતી આપે! તું સમજી નથી શકતી કે ; શું કેહવા માંગુંછ–હું બીલકુલ ખાખાવરખો થઇ ગયેલો છેંઉ. ; સર મેહરનોશજી માતબર તાહરી સામે, પોતાની પાસે એક પઇને ાટેબી મોહતાજમંદ ઉભેલો છે. આ માહરા વડવાઓનું પુરાણું ાકાન–આય આપણો પ્રખ્યાત માતબર માહાલ કે જ્યાં અનેક માત- રો સુખથી, આબરૂથી, અમનચમનથી જીવ્યા છે અને ફુલગુજાર ામ્યા છે તે–માહરા હાથમાંથી જતો રહેલો છે. માહરી આવકનાં ાકેએક સાંધનો માહરાં હાથમાંથી લપસી પડેલાં છે. આપણી લગ- ગ દરેક ગંજાવર મીલકતો મોરગેજ મુકવામાં આવેલી છે. મેહરાં, ા માહરી દીકરી, તું સમજી શકેછ કે આ બધો ભપકો બાહારનો કળ છે, જ્યારે હું તો ખરેખર એકેક અધી વાસ્તે મોહતાજમંદ ક કંગાળ, કમબખ્ત, કમનશીબ ભીખારી જેવો થઇ ગયેલો છેંઉ. છતાંબી," જરાવાર થોબી, દમ ખાઇ ચલાવ્યું, "હું એ સઘળું કન કરી શકતે, જો ફકટ દોરાબનાં પઇસા પાછા ફેરવવાનું માહરે ૨ બનવાજોગ હતે તો. મેહરાં, માહરૂં નામ એક ચોર તરીકે લાતું સમજવા હું કદી જીવી શકવાનો નથી."

તે આ બધું સમજતાં ઘણી ફીકકી મારી આવેલી હતી.

"કોઇનીબી મકદુર નહી કે તમને એ નામે બોલાવશે, પપા ર," તોબી, પોતાનાં પીદર વાસ્તેનાં ખ્યાલે તેણીની નરમ આંખોમાં ૨ પ્રકાશ્યો અને પ્યાર પ્રકાશીત આંખેજ તે માહાથુબે જો...

કહયું. "તમે અમથા બીહ ધરૂજી જાઓછ. દોરાબે પોતેજ તમને કહ્યું હતું કે તમે, જો તમારાથી બની શકે તો, એની દોલતને બેવડી કરજો."

"અને તે તો મેં ખોહી દીધી," તે પીહરે વીલાપ કર્યો. "મેહરાં, જ્યારે એ પાછો મુંબઇ ફરશે અને મને એમ પુછશે કે, 'તમને હું સોંપી ગયો હતો તે બધા માહરા પૈસા કયાં છે?' ત્યારે એને હું શું જવાબ આપશ?"

"તમે માહરી પાસનાં બધાં દર દાગીનાં વેચી નાંખજોની," તે પ્યારી પુત્રીએ તરત સુચવ્યું. "તે ઉપરાંત સઘળાં મોઘાં મોઘાં પીકચરો છે, તે પણ કાઢી નાંખજો–શું એટલામાં અર્ધી અર્ધ રકમબી નહી ઉભી થશે?"

"તાહરી પાસની અંગત જણસો અર્ધીબી રકમ લાવી શકવાની નથી. અને તું પીકચરને વાસ્તે કેહછ–મગર, તું કયાં સમજી શકેછ, મેહરાં?–આચ આપણું આખ્ખું ઘર જેમ છે તેમ માહરા હાથમાથી જતું રહેલું છે. હું લાચાર, બેચાર, બસ્તે ખુહાર અને ઘેરબાર વગરનો થઇ ગયેલો છેંઉ. ઓ, ખુદા, માહરા જેવી આફ્ત કદી કોઇ પર ગગડી હશે કે?"

"અને આજે તો આપણાં નવાં વરસનો પેહલ્લો સબકતો દીવસ છે," તે દીકરીએ વીચારવંત અદાએ કહયું, "જયારે દરેક જણાં ખુશી ભરેલાં હોવાનુંજ સૌ કોઇ ધારી લે છે. પપા, હવે આપણે શું કરશું?"

"હું કાંઇબી કહી શકતો નથી, દીકરી," તેવણે ગમખ્વારીથી જવાબ દીધો. "હું કાંઇ વિચાર બાંધવાનીબી હીંમત કરી નથી શકતો. હું એક પાયમાલ થઇ ગયેલો આસામી છું. તું સમજી શકેછ, એ તાહરે માટે શું છે તે, મેહરાં? તું કે જેને લાડ અને વૈભવ વચ્ચેજ ઉછેરવામાં આવી છે, કે જેને ગાડી ઘોડા વાડી અને વજીફા, નોકર ચાકર વાપડવાનો બચપણથી અનુભવ છે, તું કે જે ગમે તેમ કરવા અને જેમ ગમે તેમ પેહડવા તથા ફરવા મોકલી અને છુટી છે તેને માટે એ બધું શું છે તે તું ખ્યાલ કરી શકેછ, મેહરાં? તાહરૂં શું થશે, માહરી ડારલીંગ? જયારે આપરે બેઉ જણા અહીંથી એકમેકના હાથમાં હાથ ભેરવીને જતાં રેહીશું ત્યારે આપણે માટે જવા અને રેહવા વાસ્તે એકબી ઘર રહેશે નહીં; બાખ્ખી દુન્યામાં આપણે વાસ્તે એકબી પાઇ બાકી રહેવાની નથી. હવે તું જાણી શકેછ, સમજી શકેછ કે આ બધી ખાખાવરખી શું છે તે?"

તે ઉજળી અને વધુ ઉજળી મારતીજ ગઇ, અને તે ખુહાર થઇ બેઠેલા પીદર તરફ મોટી, ભયથી પોહળી પરાક થઇ આવેલી આંખોએ ટગર ટગર જોવા લાગી.

"શું બાબદ એટલી બધી ગંભીર બનેલી છે? શું એટલી હદ સુધીની ખરાબી થયેલી છે!" તેણીનાં અવાજમાંનું મ્યુઝીક સેહજ વાર બેમાલુમ થઇ ગયું હતું અને તે ઘણાં ગમઘોર અવાજે બોલી.

તેણે તેનાં હાથો તે દીકરીની બાથમાંથી ખેંચી લીધા, અને તેની સાંમે એક જુસ્સાદાર બરાડ પાડી ગુંથણ ઉપર પડયો.

"તું મને કદીબી માફ કરી શકશે, મેહરાં? હું તાહરી માંશ મેળવી લેવા મરી જવાબી ખુશી છેંઉ," સર મેહરનોશજીએ ઘણું કગળીને કહ્યું. "મેં તાહરી ઝળકતી જવાન જીંદગીને ખુહાર કીધેલી છે–તું, આપણા તોખમની સૌથી સુંદર, સૌથી ઝલેહવંતી છોકરાને, આપણા રોજીંદા નિર્વાહ સારૂં સખ્ખત મેહનત કરવી પડશે. ઓ, તું મને કદી પણ માંફ કરી શકવાની છે, મેહરાં, માહરી દીકરી?"

તે ગધુરી તેનાં ઉપર મીઠ્ઠી, ધીરજવંતી નરમાશથી વાંકી વળી, અને તેને સધ્યારો દેતી હોય તેમ તેનું માથું પસવાડીયા કીધું.

"પપા, તમે માહરી સાથે આવી રીતે વાત ના કરો," તેણીએ કહ્યું. "તમે જે બધું કીધું હતું તે સારૂં થાય એવું વીચારીનેજ હતું. મને તમને માંફ કરવા જેવું કશું નથી, કદાપી જો તમે સૌથી જીવલેણ ખોટું બી કર્યું હતે તો પણ. હું તમારૂં ફરજંદ છેંઉ–તમને 'જડજ' કરવાનું માહરે માટે નથી. ગને તમને મદદ કરવા દેશો–હું તમને સધ્યારો દેવશ; પણ મને માંશીને વાસ્તે કાંઈ નાં કહો. હું તમારી સાથે ખમવા ખુશી છેંઉ."

"ગઇ કાલે," તે બેરોનેટે ધ્રૂજતા અવાજે કહ્યું, "જ્યારે પેલી ખાત તદન ફેલ ગઇ તેનું કાગજ આવ્યું ત્યારે તેની લગોલગ એક બીજુંબી કાગજ મને જમશેદ દારૂવાળા તરફથી મળ્યું–એટલે કે એનાં વારસો તરફથી. એ પોતે–તે માણસ કે જેણે મને રૂપ્યા ધીર્યા હતા તે–તો મરી ગયોછ. તે લોકબી હવે એ મરનારનાં માંગતા બધા રૂપ્યાને વાસ્તે દબાંણ કરેછ; તેઓએ પેલા પચાસ હઝાર રૂપ્યા માંગ્યાછ. તેઓએ મને તે પાછા આપી દેવાની એક ઘટતી નોટીસ આપેલી

છે; જો હું ત્રણ મહિનામાં એટલા રૂપીયા ભરપાઇ નહિં કરી દેંઉ તો હું માતબર માહાલ ખોહી બેસશ-તે માહરા હાથોમાંથી તે લોકનાં હાથમાં જતો રેહશે."

"ત્રણ મહિનાં," તે મધુરી બોલી-તેણીને તો એ મેહતલ પુરતી લાંબી લાગી. "ખચ્ચીતજ, ત્રણ મહિનાગાં તો ઘણું થઈ શકે તેમ છે-તમે એટલા રૂપ્યા શું કોઇ બીજા પાસે ઉછીનાં લઇ નહીં શકશો, પપા?"

"પણ એક ફના થઇ બેઠેલા અભાગ્યાને એટલા રૂપીઆ કોણ ધીરવાનું હતું?" તે બાપડો કગળ્યો. "અલબત." તેણે જરા વારે શાંતીથી વધાર્યું, "હું માહરા વકીલને બોલાવીને મળશ તો ખરો અને માહરાથી બનતું બધું કર્યા વગર ચુકવાનો તો નથી; પણ હું જાણુંછ કે તે સઘળું ફોકટ જવાનું છે. "માતબર માહાલ'-આપણાં પુરાણાં માતબર કુટુંબની એક મગરૂરી-બીજાંનાં હાથમાં જતો રહેવાનો છે-એક દારૂવાળાના! આપણાં મરનાર કુટુંબીના રૂહ ત્યાં કેવાં કમકમશે? તેઓ માહરા ઉપર કેવી લ્યાનત ફેંકશે! રે, હું તે લોકો આગળ કેવાં મોઢે જઇને ઉભો રેહવશ?"

મહેરાંનો ચેહરો આતશ માફક ગરમ થઇ આવ્યો-તેણીની ચક્ષુઓમાં જવાળાજ પ્રગટયો!

"પપા," તે બોલી, "એક ચીજ છે કે જે આપણને કરવીજ જોઇયે—આપરે તરત મેહલ્લી દાવરને બોલાવી મંગાવ્યે અને એને બધી ચીજથી વાકેફ કરી દઇયે. તમે એમ ધારોછ કે એનો માહરા ઉપર જીવ છે અને હું એને ઘણી ગમી ગયેલી છેઉ, પણ ત્યારે એને

જાણવું જોઇયે કે હું હવે વધુવાર એક પૈસાદાર વારસ રહી નથી. આપણે જોઇશું કે તેમ કહેવાથી કાંઇ એનામાં તફાવત પડેછ કે નહિ. પછી આપણે કાંઇ અને કાંઇ બાહને નોકરો ચાકરોની ફોજ-માંબી મોટો ઘટાડો કરી નાંખશું. કેવા અફસોસની વાત છે કે ગઇ કાલની પાર્ટી ઉપર આપણે કેટલા બધા રૂપ્યાની ધુળધાંણી કરી નાંખી."

"તું, માહરી દીકરી, સુખી થઇ—એટલે તે કાંઇ ધુળધાણી કહેવાય નહિ," તે બાપે કહ્યું, "મને સાચ્ચું કહે, મહેરાં; તું મેહલ્લી હાવરને ચાહેછ ?"

"નહિ, પપા; મને એ ગમેછ ખરો—પણ પ્યાર, પપા ! હું જાણતી નથી; કદાચ વખત જતાં હું તે શીખી શકું તો કોણ જાણે."

"જો તુંને હું એની સાથે પરણેલી જોઉં તો માહરા દુઃખનો અરધો અરધ કડવાસ જતો રહે," સર મહેરનોશજીએ ગમખ્વારીથી ટીકકા કર્યા; "મને આપણી જીંદગીમાં થનારા ફેરફાર વાસ્તે તાહરે ખાતર બીહક લાગેછ—મને માહરી તો જરાબી પરવાહ નથી."

"આપણુને મેહલ્લીને આવતી કાલેજ બધું કહી દેવું જોઇયે." મહેરાંએ સુચવ્યું, "જોવ, જોવ, એની ટકોરી પડેછ, અને તમે ઘણાં થાકી ગયેલા દીસોછ, પપા ડીયર. હવે વધારે સમજવા હું થોભ-વાની નથી; મેં બધું જાણી લીધેલું છે. આપણે બેઉ જણાં સઘળું દુઃખ સાથેજ ખમશું—આપણે હંમેશાં સાથેજ રહીશું; ને હું તો ઘણી જવાન અને જોરાવર ને બાહાદુર છેઉં તે હું તમને ઘણી મદદ કરી શકશ. મને વચન આપો કે તમે ઉંઘાઇ જવાની કોશેશ કરશો."

તેણે તે ચેહરનમુન ભુળકી તરફ આભારથી જોયું.

"હજી એક ચીજ તને વધારે કેહવાની છે, મેહરાં," તે બાપે માંગી લેતી ફીસમે કહયું. "પેલાં મારગેજનાં પઇસાનું દખાણ કરવાનું જે કાગજ આવ્યું હતું તે જમશાનાં દીકરા તરફથી હતું--સોહરાબ દારૂવાળા તરફનું. અને તે અંહી માહરી આગળ એ વીષે આવવાનું લખેછ. માહરી વાહાલી દીકરી, તેથી, હું તાહરી પાસે માંગી લેઉંછ કે તું એની તરફ સારી રીતે અને સભ્યતાથી વર્તશે. માહરે ખાતર તું તેમ કરશે કેની, મેહરાં ?"

"સભ્યતાથી ? ખચ્ચીતજ, પપા," તે દીકરીએ ખાત્રી આપી; "મેં આપણુંથી ઉતરતાંઓ તરફ અસભ્યતા કદી દેખાડી નથી—હુ કોઇ તરફ પણ અસભ્યતા દેખાડવાનું ધીકકારૂંછ. તેમાં આપણી પોતાની હલકાઇ છે."

"એ લખોની રકમનો એકલો વારસ છે, મેહરાં-અને, તેથી, એ આપણુંથી ઉતરતો નહી કહેવાય."

"જો એની પાસે આખ્ખી ખલકનો પણ ખજાનો હતે, પપા," મેહરાં માતબરે ગુસ્સાથી ચેહરામાં તપી આવી ઘણા તીખાસથી કહ્યું, "તોપણ તે ખાખાવરખા થયેલા ભીખારી જેવા માતબર ખાનદાનનાં એક નબીરાથી તો ઉતરતોજ કહેવાતે."

તે ત્યાં પોતાનાં કોમળ ચેહરા ઉપર તોખમની તકોબરી સાથે એક પવીત્ર આતશનાં જેવા રતાશે ઝલેહ મારતી ઉભી હતી અને તેણી ભણી સર મેહરનોશજીએ માયાથી જોયું.

"હું તમારે ખાતર એની તરફ સારી સભ્યતાથી જરૂર વર્તશ,
.પા," મેહરાંએ ઠંડી પડતાં કહયું, "પણ માહરે એ ભુલી જવું
નેઇતું નથી કે એ, એક દારૂવાળાનો દીકરો, એક વખત ઘણો ના
ાયક અને બેઅદબ થયો હતો. ગને બધાં તુમાખી અને મગરૂર
ાણેછ પણ મને બીહક લાગેછ કે હું માહરા સારા વખતમાં હતી
ાનાં કરતાં પણ જયાદા માહરી ગરીબીમાં ગરૂરીભરેલી છેઉ."

પણ તે સઘળી ગરૂરી અને તુમાખ તેનાં પીદરનાં ચેહરા ઉપર
ાંકી વળીને કીસ લેતાં અને તેને 'ગુડ નાઇટ' કરતાં મેહરાંનાં ચેહરા
ાપરથી બેમાલુમ થઇ ગયો; પછી તે જતી રહી, તેને એખલો, તેનાં
ાચારો સાથે, રાતની સમશાન જેવી શાંતીમાં છોડીને.

મેહરાં માતબર પોતાનાં ઓરડાગાં ગઇ, અને આ જે બધું તેણે
ામજ્યું હતું તે ઉપર તે વિચાર દોડાવવા લાગી. ખુહાર થયેલી, અરધી વગ
ની, નામોશી પામેલી તે અત્રે બેઠી હતી–તે કે જેને સર્વએ એક મોટાં
માનદાનની નબીરી તરીકે માન આપ્યું હતું–કે જેણીએ લાડ, સુખ, વૈભવ
એશઆરામ સીવાય બીજું કશું કદી પણ અનુભવ્યું હતું નહિ ! સલામ
પારે તો–સેવટની સલામ, એ બધી મઝાહ અને ઝાહોજલાલી જે
ાઘળી તેણીએ પોતાનાં બચપણથી અત્યાર સુધી ભોગવી હતી !
ાવે તેને સારૂં વધુ વાર ઝળકતી ફતેહો રહી હતી નહી. સુંદર
ાળકતી જણસો અને ભપકાભર્યા પોષાકો તથા મસતક ખોહી બેસી
તેણી બણી મધ પર માખ માંફક ભમતા વખાણનારા; એ સઘળાં-
ઓનો હવે અંત આવ્યો હતો, તે ઉપર હવે એક સદાનો–સેવટનો–
પડદો પડયો હતો.

તેણી માટે હવે ફક્ત એક ચીજ કરવાની બાકી હતી; અને તે એ હતું કે તેણી પોતાનાં બાપ સાથે એક એવે ઠેકાણે જઇને વસે કે જ્યાં જે દુન્યામાં તે વસી હતી તેનું લોક તેઓને નડે નહી કે તેઓનાં વધુની યાદ આપે નહિ. એજ હવે તેણી વાસ્તે કરવાનું બાકી હતું; અને તે આખ્ખાં પુનામાં સૌથી ખુબસુરત અને સૌથી મગરૂર છોકરી લેખાતી હતી, અરે, હજી તો એકવીસમું વરસ તેને ગઇ કાલેજ બેઠું હતું! તે છતાં, તેણીએ હીમત ઘણી રાખી. તેણીમાં પોતાનાં ખાનદાન વાસ્તે જેટલો તુમોખ હતો તેટલીજ તે ખાનદાનની હીમત પણ તેને વારસામાં મળેલી હતી. તે કાંઇ રડી બળી નહી–નાં તો પોતાનાં મોટાં કમનશીબને કદુ:વા દીધી અને 'બરયું એવું જીવતર! પૈસા વગર તો મોહતજ ભલું!' એવું જે ઘણીક અધીરીઓ અકળાઇને પુકારે છે તેમ બીન ફોકટનાં પુકારો પણ ન કર્યા.

મેહલ્લી દાવરનો વીચાર કરતાં તે ઘણાં કડવાસથી હસી. તે હવેજ સમજવા લાગી કે તેનાં બાપ તેણીને તેને વાસ્તે દબાણ શા સારૂં કરતા હતા. પૈસાને ખાતર તે તેને પસંદ કરે! આહ, નહી. અબજોની દોલત પણ નીખાલેશ પ્યાર ઉત્પન્ન કરી શકવાની હતી નહિ.

"માહરે માહરો ઉપકાર માનવો જોઇયે કે એ મને ગમતો થયો નથી," મેહરાંએ વિચાર્યું–"એનાં મીઠ્ઠામીઠ્ઠા બોલો અને ચાપલુસીખોરી રીતભાતથી હું અંજાઇ ગઇ નહી તે ઠીકજ થયેલું કેહવાય. પ્યાર! એ મને શું પ્યાર કરતો હતો! એનો પ્યાર તો મને લાગે છે કે માહરા પૈસા ઉપર વધારે હતો. હું તો ધારૂંછ–અને તેમ ધારવામાં તથા માનવામાં મને લાગેછ કે હું ખોટી નથીજ–

કે જ્યારે એ ખરી બીનાથી વાકેફ થશે ત્યારે ફકટ દીલાસાનાં બે ચાર બોલો કહી બીજે કે ત્રીજેજ દીવસે પુનેથી ઉંઠાગરી કરી જશે."

જીંદગીની કસોટીનો વખત હવેજ ખરેખરો આવતો હતો: અને પોતે કેટલા બધા લાડ તથા વૈભવ વચ્ચે ઉછરીને મોટી થઇ હતી તે ખ્યાળ કરતાં તેણીને એ કસોટીનો વિચાર ઘણો ભયાનક લાગ્યો.

બીજી સહવારે જ્યારે મેહલ્લી તેઓને ત્યાં મળવા આવ્યો ત્યારે ખરી હકીકતનો સેહજ ઇસારો કરતાં તેણે સધ્યારાનાં માયાળુ અને મીઠા ચાપલુસીખોરા બોલો કહયા એટલા થોડા; પણ જતી વખતે તે કેહતો ગયો કે હવે તેનાંથી માતબર માહાલમાં આવવાનું બનશે નહિં કેમજે તેને મુંબાઇ કાંઇ અગત્યનું કામ નીકળી આવ્યું હતું, અને જયાં તેને મહીનાંઓનાં મહિનાં સુધી રોકાવું પડે તેમ હતું.

મેહરાં માતબર તે જવાનને તેઓને ઉતાવળથી છોડી જતો જોઇ તેનાં મનથી એક ઘણું કડવું હસ્વું હસી.

"મને આની ઉપરથી એક ધડો લેવાનો છે," તે બોલી. "જો ગઇ કાલે માહરા નશીબે મને એક દોલત મળી હતે, દોલત ખોહી દેવાને બદલે, તો મને એજ મેહલ્લીએ પ્યારના સુફયાણા કીરતનો કહી સમજાવી ફોસલાવી અને પીગળાવી હતે, એણે મને લગનની માંગણી પણ કીધી હતે અને બનવાજોગ છે કે તે મેં ના નહિં પાડી હતે. એનાં કરતાં તો ગરીબાઇજ ભલી છે—જો એક શખસ કે જેનાં આત્મામાં ઉમદાપણું નથી તેની સાથનાં લગન કરતાં તો કોઇ બીજું વધારે કીસમતજ ઘણું વધારે પસંદ કરવા જોગ છે!"

અને આ વારતા વાંચનારાંઓમાંનું કોણ સુંદર મેહરાં માતબરના એ શબ્દોનો જોશથી પડઘો પાડવા નાં પાડશે? ખરૂં ઉમદાપણું કાંઇ પૈસાથીજ મેળવી શકાતું નથી. એક ઉમદા આત્મા કોઈ તવંગર આસામી એખલામાંજ ભેળાયેલો હોતો નથી.

એક ઉત્તમ આત્મ. કેવો હોય છે અને કયાંથી ઉપજે છે તે મેહરાં માતબરને તેણીની જીંદગીમાં છેક ઘણું અસુરેથી જાણુવાનું હતું!

તેનાં તે પહરોણાનાં ચાલી જવા પછી તે પોતાનાં બાપને જઇને એખલી મળી. સર મેહરનોશજીએ તેવણુને પેલા સોહરાબ દારૂવાળા મારફતે મળેલું કાગજ કે જેમાં તે માતબર માહાલની મુલાકાતે આવવાનું લખતો હતો તે પોતાની દીકરીનાં હાથમાં પાસ કર્યું.

"તું એ સોહરાબ તરફ સભ્યતાથી તો વર્તશેની, મેહરાં, માહરે ખાતર? માહરૂં આખ્ખું કીસમત, ખરૂં જોતાં તો, એજ સખશનાં હાથમાં અને દયા ઉપર લટકેલું છે."

"ખચ્ચીતજ," તેવણુની બેટીએ પાછું વચન આપ્યું. "હું કાંય નહિં સારી રીતે વર્તું, પપા?" પછી જરા તીખાસથી વધાર્યું, "એ સોહરાબ હવે મોટો ને સેનસીબ્લ થયો હોશે; તેથી પોતાનું મસ્તક કેમ ઠેકાણે રાખવું તે તે જાણુતો હોય તો સારૂં."

"મેહરાં," સર મેહરનોશજીએ તે દીકરી તરફ આંખોમાં કાંઇક ગભરાત સાથે જોઇને કહ્યું, "તું એ સોહરાબ માટે ઘણાં તીરસ્કાર અને તીખાસથી બોલેછ. પણુ, યાદ રાખજે કે, એ હવે એક

લખોપતી થયેલો છે. એનાં જેવા પઈસાવાળા પારસીઓ થોડાજ હોશે; અને પઇસા—આહ, મહેરાં, પઇસા ઘણી ઘણી ચીજો કરી શકેછ !"

"હા, પણ પઇસા એક ગ્રહસ્થ નથી બનાવી શકતો,—અને તે કદી બનાવી શકવાનો નથી." મેહરાંએ ઘણાં જોશથી જવાબ કર્યો. "પઇસાથી કાંઇ તોખમ, ઉમદાપણું અને ચંચળાઇ ખરીદી શકાતાં નથી. હું નથી ધારતી કે પૈસો સર્વશકતિવાન છે, પપા."

"પણ તેને માટે હું શું નહિ આપું, માહરી દીકરી ?" તે બાપે બળાપો કીધો. "પૈસા એક સૌથી પુરાણું અને પંકાયેલાં ખાનદાનનાં નામને નામોશી અને શરમીંદગીમાં રગોડતું બચાવી શકે તેમ છે; જે મેં બધું ખોહી દીધુંછ તે પાછું તે મેળવી આપે તેમ છે—માહરી આબરૂ, માહરૂં સ્વમાન; તે મને એકવાર પાછું માહરાં દોસ્ત આસનાઓ વચ્ચે ટટાર માથું અને સઘળી મગરૂરી સાથે ફરવાની હીંમત દેશે; તે માહરા કપાળ ઉપરથી બદમાશીનો દાઘ ધોઇ કાઢશે. ઓહ, મેહરાં, જો દુન્યાંની બધી બક્ષેસો માહરા પગો આગળ રેડી દેવામાં આવે તો તુ શું ધારેછ હું શાની પસંદગી કરૂં ? પઇસા ! આહ, બસ પઇસા એખેલાનીજ !"

"પુઅર પપા !" મેહરાં દીલસોઝીથી બબડી, ધીમેથી અને પ્યારથી. પછી વધાર્યું, "તમે એક ચીજ વાસ્તે તદન ખાત્રીપુર્વક રહેજો—હું સોહરાબ સાથે ઘણી સારી સભ્યતાથી વર્તશ. ખુદા આપણને આપણની મુશીબતમાં સબુરી અને સારી બુદ્ધી બક્ષે" અને એટલી ખરાં જીગરની દુઃવા ગુજારી તે નેકદીલ દીકરી આવતા પહેરાણા વાસ્તે તઇયારીઓ કરવા પોતાનાં બાપને છોડીને જતી રહી.

———:૦:———

# પ્રકરણ ૫.

——:o:——

"આફત કોઇ દીવસે પણ એખલી આવતી નથી," સર મહેર નોશજીએ દુ:ખથી વમાસ્યું. "જો, મેહરાં, આય મેલમાં દોરાબનું કાગજ આવેલું છે; એ ઇગલાંન્ડથી પાંચ છ મહિનામાં પાછો ફર વાનો ઇરાદો રાખેછ, અને સાથે સાથે કહેછ કે માહરે એનાં પૈસા તૈયાર રાખવા, કાંયજે તે કોઇ ઘણી સદ્ધર લાઇનમાં તેને રોકવા માંગેછ. માહરી વાહાલી દીકરી હું એને લખીને કેમ જણાંઉ કે તે તો મેં ખોહી દીધેલા છે? હું તો બધો દુ:ખથી ગુંચવાઇ ગોયોછ. શું કરવું ને શું વીચારવું તે પણ મને સમજ પડી શકતું નથી."

એટલું બોલતાં તેવણ બાપડાએ પોતાનું રાફેદ શીર ઝુમાવી દીધું, અને મહેરાં એવા કોઇબી શબ્દો બોલી શકી નહિ, કે જેથી તેને સધ્યારો અને હીમત મળે; આ નવી મોહકાણથી તે પોતે પણ વધારે ગભરાઇ અને તરખાઇ; તેઓની આફત ખરેખર કેવી કાતાલ હતી તે હવેજ તે તેનાં ખરા આકારમાં જોવા પામી. સર મહેરનોશજીએ પોતાનો ભખી ખાધેલો ચેહરો ઉચકી ઉપર જોયું.

"તે મને મારી નાંખશે, મેહરાં," તેવણે બળાપો કર્યો–"હું માહરી નામોશી સાથે તેને રૂબરૂ મળી શકવા જીવવા નથી પાંમવાનો, માહરી મેહરાં."

મેહરાંનાં દીલમાં ઘણું ચુંથાઇ આવ્યું. તે બાપ એવા તો કરૂણા ત્પાદક અવાજે બળાપો કરતો હતો કે તે સુંદર બેટીનાં તો બધા પ્રાણ જળી ગયા. પણ તે નાજુક હૈયાની ઝુરી કરી શું શકે? તે

તેને કોઇ રીતે શાંત પાડી કે સધ્યારો દઇ શકી નહી. તેણી કને તેને આપવા વાસ્તે હેત, પ્યાર, સઉથી દીલસોઝી ભરેલી અને તદન સાચ્ચી કાળજી હતી; પરંતુ પઇસા ન હતા; અને પઇસા તો એખલી ચીજ હતી કે જે તે બાપડાને અત્યારે તેનાં અગાધ દુઃખનાં સમયમાં મદદ કરી શકે. તે તદન લાચાર, હતાશ અને દબાયેલી જેવી તેની કને ઉભી રહી, જ્યારે તે જૈફ બેરોનેટ—તે પ્યારો બાપ કે જેને તે તેનાં જાનથીબી જ્યાદા ચાહાતી હતી તે—એક બચ્ચાં માફક તેની પોતાની શરમીંદગી અને નામોશીમાં ડુબેલો તેની ગોદમાં આવી ભરાયો. એમ એકમેકને વળગીને ઉભેલાં તે બાપબેટી તે વખતે એક સઉથી મોટાં દુઃખનો, જોતાંને વાર આંખમાં પાણી ભરાઇ આવે તેવો કરૂણા-રસીક દેખાવ તે વખતે રજુ કરતાં હતાં!

તે દીવસની સાંજે સોરાબ દારૂવાળા આવવાનો હતો, અને તે ધરડા બેરોનેટને ધ્રૂજતા હાથે સઘળાં કાગજયાંઓ એકથાં કરી ગોઠવતો જોતાં અને સઘળી બાબદને ધંધાદારી દેખાવ દેખાડવાની ફીકરમાં કોશેશ કરતો નીહાળી મેહરાંનાં જીગરમાં સૌથી તીક્ષણ દુઃખની લાગણી બરપા થઇ.

"કદાચ તે કોઇ ભલો માણુસબી હોય," તેવણે વગાસ્યું, "અને માહરા અવતારની દયા ખાય ને માહરા ઉપર મહેરબાની પણ કરે." ને પછી પોતાની ઉપરનો કાબુ સબરદબર ખોહી દઇ એક બચ્ચાં પેરે તે બેરોનેટ દુઃખથી કળવાઇને રડયો. "માહરાથી માહરો માતબર માહાલ છોડી દઇ શકાવાનો નથી. હું માતબર માહાલને એનાં હાથમાં જતો ખમી શકવાનો નથી!" તેણે ડચકાંઓથી ગુંગળાયેલા અવાજે

કહ્યું. "હું તેને બાળી નાંખી અને તેની રાખમાં દટાઇ મરવાનું હજી વધારે પસંદ કરૂંછ. એ, પણ જીવતાં જીવત તો એ માહરાં પુરાણાં બાપીકાં મકાનને પારકી માલેકીનું હું થવા નથીજ દેવાનો !"

મેહરાં-મગરૂર, મનોહર, હીમતવાન મેહરાંએ પણ પોતા ઉપરનો કાબુ તે દયાજનક અવતાર જોઇ ખોહી દીધો; તેની છાતી ભરાઇ આવી અને તેથી ધસાંધસ રડી પડી. તેઓનું તે વાહાલું ઘર છોડીને જતી રેહવા કરતાં, એક પારકા પરાયા, તાંઇ તંબોલી દારૂવાળાનાં દીકરાનાં હાથમાં તે મેહલ જતો કરવો એના કરતાં, તે તેને પોતાને હાથે આગ લગાડી ખાખરાખ કરવા વધારે ખુશી હતી. તે મકાન કે જ્યાં તે જન્મી હતી, જ્યાં તેણીએ હકુમતો ભોગવી હતી તે શું પારકાનાં હાથમાં-અને તેબી છેક એક નહીં જણાયેલા દારૂવાળાનાં દીકરાનાં હાથમાં જતો રહે ! વંશપરંપરાથી જાણીતા થયેલા પંકાયલા માતબર માહાલમાં બંધા તાડીવાળા ને દારૂવાળા આવી વસે ! ઓહ નહી-નહી-એક લાખ વખત નહી. તે વાહાલું મકાન પારકાંનાં હાથમાં જતું રેહવા તે નથીજ દેવાની.

તે જવાન અને આશાવંત હતી; તે ચાલાક અને ચપળ હતી. તે હજી તો માત્ર એકવીસ વરસની થઇ હતી, અને, તેથી, દુઃખના કચડી નાંખનારા બોજાને તે બરાબર માંની શકી નહીં. તેણીને લાગ્યું કે કાંઇબી તોડ શોધી કાઢવાનો હતો, કે જેથી માતબર માહાલ પારકાંની માલેકી થાય નહીં. પણ તે તોડ કેમ અને કેવી રીતે શોધી કાઢવો તે તે બીચારીને સમજ પડી શક્યું નહિ.

તેણીએ તે શખશ કે જે હાલમાં તેઓનું ભવિષ્ય પોતાની હથેલીમાં ધરાવી ફરતો હતો તેની તરફ સારી સભ્યતાથી વર્તણુંક ચલાવવાનું

વચન આપ્યું હતું. સોહરાબ દારૂવાળા સાથે તેનો વકીલ ગુસ્તાદજી ઘોરખોડુ પણ આવવાનો હતો, અને તેથી તેણીએ ડીનર બરાબર સાત વાગે તઇયાર રાખવાનો હોકમ કર્યો. હોકમ ! હા, હવે તે ફરીથી પાછા એવા હોકમો કયારે કરવાની હતી? તે અજબ થઇ કે એવાં ડીનરો માતબર માહાલમાં તેણી માટે કેટલાં બાકી હતાં–તે અજબ થઇ કે તે હવે બધા નોકર ચાકરોની હસ્તી વગર જીવી કે ટકી કેમજ શકવાની હતી, તે કે જેની ઓછામાં ઓછી પણ મરજીને હંમેશ સઘળાં મોટાં માન અને મરતબાથી સૌ કોઇ તાબે થતાં હતાં.

તે ઘણી સંભાળથી અને ટેસ્ટથી તઇયાર થઇ, પેલા દારૂવાળાનાં દીકરાનું ધ્યાન ખેંચવા કે તેનું મન ઉશ્કેરવા નહી–આહ ! તે એવો એકાદ નજીસ ખ્યાલ કરે તેવી છોકરી હતીજ નહી--પણ માત્ર પોતાનાં બાપને, તે બેરોનેટને ખુશી કરવા તેણીએ આજે પોષાક પેહડવા વાસ્તે સેહજ જ્યાદા તકલીફ અને કાળજી લીધી હતી; અને મગરૂર માતબરની મેહગં તે દીવસનાં જેવી મનોહર કદી લાગી હતી નહી. તે જોકે તજુમલથી ઘણી સાદી તૈયાર થઇ હતી, પરંતુ તે દીવસની તેની ખુબસુરતી એક તાજા, ઉગી નીકળેલાં સુગંધીદાર ગુલાબ જેવી દીલ બેહલાવનારી લાગતી હતી. વળી તે મનોહરતામાં તેણીનો સાદો, સફાઇદાર, ઝીણો બાલનો સેંહતો કાંઇ ઓર ઉમેરો કરતો હતો. તે એક સાદીમાદી તૈયાર થયેલી દમામદાર રાણી જેવી દીસતી હતી.

તે પેલા બેઅદબ સોહરાબ દારૂવાળાનો ખ્યાલ કરી ઘણું કડવાસથી હસી; તે તેનાં જેવો કુળવાન ન હતો અને તોબી લખોપતી લેખાતો હતો. તે રૂપસુંદરી એ દારૂવાળાનાં દીકરાનો ખ્યાલ

કરતાં ઘણું ધીક્કાર અને તીરસકારથી હસી, કેમજે તેનાં બચપણનાં વખતમાં તેણે તેણી તરફ નજર ઉથાવી જોવાની હીમત અને ગેર-સલુકાઇ વાપડી હતી–તેણે તેણીની એક ચળકતા, ઝળકતા સીતારા માફક પુંજા કરવાની સરકશી કરી હતી–અને વધારે ખરાબ તો એ હતું કે તે પુંજાને શબ્દો વડી આકાર આપવા વડીકની તેણે છડે ચોક નાલાયકી વાપડી હતી.

તે આ પ્રમાણે બન્યું હતું. તે જયારે નાનો છોકરો હતો ત્યારે તેને પેલાં મારગેજને લગતી કાંઇક શરતો કરવા સારૂં પોતાનાં બાપ સાથે પુને માતબર મહેલમાં જવું થયું હતું; ત્યાં પોતાની ગવરનેસ સાથે બગીચામાં ફરતી તેણે માતબરની મહેરાંને જોઇ–તેણીને જોઇ, કે જેને તેણે ધર્મની એક સુંદર છાયા માની લીધી. તે જો કે તે વખત એક છોકરા જેવો છોકરો હતો, પણ તે તેણી માટે લગભગ ઘેલો જેવો થઇ ગયો. મહેરાંએ તો ફક્ત નજર ઉઠાવી એકજ વખત તેની ભણી જોયું હતું; તેણીએ તેની ભણી તે શાંત, શીરીન ચક્ષુ-ઓએ જોયું હતું કે જે કોઈબી તરફ ઘણાં ઓછા ઉત્સાહ અને ઉત્તેજનથી દોડતી હતી અને તેણી ફક્ત તે કોણ હતો અને ત્યાં શા માટે આવ્યો હતો તે વાસ્તે અજાયબ થતી જોયું હતું.

"હોશે, કોઇ ઘણાં સારાં ખાનદાનનો છોકરો નથી લાગતો," તે તેનાં મનથી બોલી હતી, અને પછી તીરસ્કારથી પોતાને રસ્તે આગળ પડી ગઇ.

તે એક નાદાન છોકરો હતો, પણ તે એકજ નજરે તેનાં છોકરવાદી જીગરમાં જવાળા સળગાવ્યા હતા. તેણે

તેણીનું નામ પુછીને જાણી લીધું, અને પછી બાગમાં ઘણો વખત સુધી ભમ્યાં કીધો, તે પ્યારી છુળકીને ફરીથી જોવાની મકસદથી; ઘણાં મોટાં કમનશીબે તે તે મકસદમાં ફાવ્યો નહી. તે તે પછી પોતાને ઘરે મુંબાઇ ગયો. તે માહતાબ જેવી મનોહરતાથી બધો ઘેરાયેલો છવાયેલો, તેણી વાસ્તે દીવાનાં જેવો બનેલો; અને, જયારે તે તેનાં સ્વપ્નાંઓ વધુવાર ખમી શકયો નહી ત્યારે તેણે તેનાં છોકરવાદી, જુસ્સાદાર પ્યારને એક કવીતાનું રૂપ આપી ખાલી કીધો. કવીતા કે જે કોઇબી દયાળુ આંખમાં દીલ પીગલાવી આંસુઓ લાવવા વાસ્તે પુરતી હતી, તે એટલી બધી પ્યાર અને તવળાતથી ભરપુર હતી.

હવે જો એટલુંજ કરી તે બસ રહયો હતે તો ધુળ વાળી. તેણે જ્યાદા સરકશી કીધી અને તે કવીતાને મેહરાં માતબર ઉપર પોતાનાં નામે પુને મોકલી આપી. મેહરાં માતબર જેનું નામ! તે જો કે પોતે પણ બચ્ચું હતી, જે મીસાળ તે એક જવાનીમાં ખીલતો છોકરો હતો તેમ, પણ તે તો એ સુકૃયાણી, કવીતા વાંચીને લાલ ને પીળી થઇ; તેણીનો તે બાળક ગુસ્સો ઘણો ભયાનક હતો. એક દારૂવાળાનો દીકરો–તેનાંથી હઝારો હઝાર દરજ્જે ઉતરતાં કુટુંબમાં જન્મ પામેલો એક ટુકડખોરો પોર્યો તેણી ઉપર પોતાનાં પ્યારની કવીતા મોકલવાની હીમ્મત કરી! મેહરાં તો ક્રોધથી બધી અંગારા માફક જળી–તે તો બંએ પગે કુદી અને ઉછળી. પછી તેણીએ તે કાગજ્યાનાં બે ટુકડા કરી એક બોલબી લખ્યા વગર એમના એમ તે બેબદામનાં પોર્યા ઉપર મોકલી આપ્યા.

તે બધું વરસો ઉપર બની ગયું હતું—પણ માતબરની મેહરાં તે અપમાન કદી ભુલી જઇ શકી હતી નહિ, અને સોહરાબ દારૂવાળા પોતે પણ પોતાનો તે પ્યાર વિસરી ગયો હતો નહિ. તેનાં બાળપણના વરસોમાં તથા તેની જવાનીની મસ્તીમાં તેણે તે રૂપસુંદરીને યાદ રાખી હતી; તેણે તેને દુન્યાની સૌથી મનોહર બાળા તરીકે ગણી અને માંની હતી—એક સંપુર્ણ સુંદરતાનો તેનો 'આઇડીયલ.' તેણે અનેક વખતે તેનાં મનથી કહયું હતું કે એક કોઇ બીજી જીવતી બાળાનો ચાહ જીતવા કરતાં તે મધુરી માહાબુબની માત્ર યાદનેબી વળગી રહેવનું હઝારો દરજ્જે વધારે પસંદ કરવા જોગ હતું. તે તે છોકરી ઉપર ઘેલો, દીવાનો અને ચકભ્રમ બની ગયો હતો—તે કે જેણીને તેણે માત્ર એકજ વખત જોઇ હતી અને જે તેનાં જીગરમાં સદા વાસ્તે કોટરાઇ રહેલી હતી. તેનાં હૈયે માતબરની મહેરાંને તે પાછો મળવા પાંમે તે અગાઉ કાંઇ ઘણી અદભુત નામના કાઢવાની ઉમીદો હતી.

તે તે વખતે ધંધાને લગતું સમજવાને માટે ઘણો નાનો અને નાદાન હતો; અને જ્યારે બચગી છોડી તે છોકરવણ વયમાં આવ્યો ત્યારે તે બહારગામની બોરડીંગ સ્કુલમાં પર્યોપાંથર્યો રહેલો હોવાથી તેનાં બાપનાં ધંધાની બાબદ વિષે તે ઝાઝો માહીતગાર હતો નહિ. તેથી, જ્યારે તેનાં બાપનું વિલ વાંચવામાં આવ્યું અને તેણે તેને પોતાને એક લખોપતી થયેલો જાણ્યો ત્યાર તેની અજાયબી પુષ્કળ મોટી હતી; તે અજાયબી હજી જયાદા વધવા પામી, ત્યારે કે જ્યારે તેણે જાણ્યું કે તેનાં બાપનો મુખ્ય 'ક્રેડીટર' તે બેરોનેટ હતો કે

જેની બેટી ઉપર તે સાવ દીવાનો થઇ ગયેલો હતો. સર મેહરનોશ
માતબર ઉપર તેનાં બાપનાં પચાસ હઝાર રૂપ્યા નીકળતા હતા.
તેને તેની પોતાની ઇચ્છાની સલાહ લેવી પડી હતે તો તેણે તે પૈ
એમના એમ જવા દીધા હતે, પણ તેમ કરવાની તે સત્તા
હતો નહિં. તે વિલમાં નાંખેલી કલમો મુજબ સઘળો ધંધો વે
નાંખવાનો હતો; સઘળા પૈસા જે મોરગેજ ગીરવી આપવામાં આ
હતા તથા શેર સ્ટોકમાં રોકાયેલા હતા તે સઘળા રોકડ એકથા કરવા
હતા અને તે આખ્ખી રોકડ દોલતનો વીલમાં નાંખેલી શરતો મુજ
અમલ કરવાનો હતો.

મરનાર જમશેદ દારૂવાળા જો કે દારૂ અને તાડી ગાળી ત
પૈસા વ્યાજે ફેરવી પૈસાદાર થયો હતો પણ તેનાં દીલે અરમાનો ઘ
મોટાં હતાં. તેણે તેનાં દીકરાને તેનાં પૈસાનાં જોરે મોટી નાંમનાં મેળવ
ઇચ્છી હતી અને પોતાનાં કુટુંબનું નામ કાઢવા કહ્યું હતું. સોહરા
દારૂવાળાએ પોતાને ત્રણથી ચાર લાખ રૂપ્યાની દોલતનો એખ
વારસ થયેલો જાણ્યો. તેની ઓહોળી દોલતની વાતની સઘળે હો
થઇ ચુકી હતી અને તે માતબર માહાલમાં વસનારાંઓનાં કાન ઉપ
પણ આવી પડી હતી. સોહરાબે પોતાનાં સોલીસીટરો મારફતે જાણ
ચાહયું કે પેલાં પચાસ હઝાર રૂપ્યા પાછા માંગવાને વાસ્તે ખરેખ
શું તે ફરજથી બંધાયો હતો કે નહીં, અને તેઓએ તેને જવાબ દી
"હા."–તેને તે વીલની રૂએ તેમ કરવાની ફરજજ પડવાની હતી,
કે તે મલ્યા પછી તે પાછા બીજેજ દીવસે ધીરી શકે તેમ હતું.

શું તે ફરજ પાડી તે પચાસ હઝાર રૂપીઆ ઘરડા સર મેહ
નોશજી પાસે લેવાનું પસંદ કરે? તેનું જીગર ઘણું જોશથી ધ્રુજ

તેનો જવાન ચહેરો આતશ માફક લાલ થઇ આવ્યો–તેણે તે રૂપ-સુંદરીને પાછી જોવાની હતી અને આ વખતે તો ખચ્ચીત તે તેને ધીક્કારથી હડસેલી મુકી શકવાની નથી.

તેને તે બેરોનેટનાં સઘળાં કમનશીબની વાતો વિષે કશું માલુમ હતું નહિ, અને પેલા પચાસ હજાર રૂપીઆ પાછા મેળવી લેતાં મુશીબત પડશે તેનો ખ્યાલ પણ તેને આવી શક્યો નહી, પછી જ્યારે તેને સર મેહરનોશજી માતબરનું કાગજ મલ્યું કે તે રૂપીઆ વિષે તેના હાથમાં અને રસ્તામાં કાંઇ બીજી ગોઠવણો કરવાનું બનવા જોગ હતુ કે નહિ, ત્યારે તેની અજાયબીનો સુમાર રહ્યો નહી, અને ત્યારેજ તેને 'માતબર મહાલ'માં જવા વાસ્તેનો ઇરાદો જાહેર કર્યો. વાંચનારાં સાહેબોને કેહવાની ખાસ જરૂર નથી કે તે ઇરાદાનાં બાતેનમાં પૈઇસાટકાની ગોઠવણ કરતાં તે માહાલમાં વસ્તી મહિલા વધારે હતી. સોહરાબ તે પ્યારની એક દીલકશ પુટળીને ફરી એટ વાર જોવા વાસ્તે અને નહી કે પૈસાની ગોઠવણ કરવા સારૂં ત્યાં વધારે દોડનો હતો: અરે, એટલા પચાસ હજાર તો શું, પણ તેની તમામ લખોની દોલત તે માતબરની મેહરાં તરફથી એક નરમ સખુન સમજવા અને તેની તરફ એક નરમાશી ભરેલી નજરે જોવા વાસ્તે આપી દેવા તૈયાર હતો!

છેલ્લાં બે વરસમાં તેણે માતબરની મેહરાં વાસ્તે ઘણું સમજયું હતું; તે જાણતો હતો કે જેટલી બાબ્ખા પુનામાં તેણીની ખુબસુર-તીની વાળવાખી થતી હતી તેટલીજ તેની હથીલી ગમરૂરી વાસ્તે પણ તે પંકાયેલી હતી. તે વળી હસ્યો, જયારે તેણે એમ સમજયું

કે આખ્યાં પુનામાં તે એક સૌથી મગરૂર છોકરી લેખાતી હતી. તે મગરૂરીનો સોહરાબને અચ્છો ભાસ અને અભ્યાસ હતો. તેને લખેલી પેલી પ્યારની કવીતા જે ફેંજ ઉપર જઇને પછડાઇ હતી તેનો ખ્યાલ કરતાં તેને તે દીલદારની મગરૂરીનો ઘણો પુરતો અનુભવ હતો. વળી બીજું તેણે એમ પણ સમજ્યું હતું કે તે હજી તો જવાનીનાં ખીલતાં જોબનમાં હતી છતાં પ્યાર અને પ્યાર કરતારાંઓ તરફ હદ બાહારનાં તીરસકારથી જોતી હતી. તે પ્યારનો ખ્યાલજ ખમી શકતી હતી નહિ; ભલા ભલા ધનવાન જવાન્યાઓ તેણી ઉપરથી ઉથલાઇ પુથલાઇ જઇ એક હસ્વું મેલવવાની કોશેશ કરતા હતા, પણ તે કોશેશમાં તેઓએ ફ-તેહ કદી જોઇ હતી નહિ—પણ તે છતાં જો કે તે દુન્યા તરફ તોરતંતી હતી અને તીખાસથી વરતતી હતી છતાં તે પોતાનાં બાપ ઉપર જાન કુરબાનબી કરે તેવી હતી. તે માહબુબ પોતાના પીદરને કાઇ અજબ જેવા પ્યારે ચાહાતી હતી—તે પ્યાર કે જે ખાતર જો જીવ આપવો પડે તો તેમબી તે કરવા તૈયાર થઇ જાય.

તે પાછું હસ્યો હતો, એવું તેના મનથી બોલતાં કે જે મીસાલ મેહરાં માતબર પોતાનાં બાપને ચાહતી ને માન આપતી હતી તે પ્રમાણે જો એક છોકરી કરે તો તેણીમાં કાંઇ ઘણા ઉમદા ને અનમુળ ગુણો હોવા જોઇએ, જો કે કદાચ તે વિષે દુન્યા બીનવાકેફ પણ હોય. સોહરાબ દારૂવાળા એમ વિચારીને હસ્યો અને તેનાં હસ્વામાં આ વખતે કાંઇ અર્થસુચક હતું!



# પ્રકરણ ૬.



એક સાદી પણ દમામદાર રાણીનાં રોબથી તે વિશાળ ડ્રોઇંગ રૂમમાં ઉભેલી અને ઉંડા વિચારોમાં ગરક ગયેલી આખ્ખા પુનામાં સૌથી મગરૂર લેખાતી તે છોકરી શું ખરેખર તુમાખી હતી? તેણીનાં આકારમાં અચંબો પમાડે એટલી બધી મનોવેધક ગ્રેસ હતી; તેની દરેક હીલચાલ અને તેનું દરેક કાર્ય મોભ્ભાદાર અને તેણીની ગ્રેસને જેબ આપે તેવું હતું. તે એક તોરવંત ગ્રેસફુલ દમામથી પોતાનું માથું ફફડાવી આજુબાજુ જોઇ રહી હતી, જે માત્ર જોવાનુંબી કોઇને પણ મોહ પમાડે તેવું સુંદર અને સુશોભીત હતું; તેનાં ભરેલા બરફ જેવા કોણી સુધીનાં ઉઘાડા સફેદ કરોની તેણે અદબ વાળી હતી, કેમજે તે ઘણાં ઉંડાં ખ્યાલોમાં ઉતરી ગઇ હતી. તે હાથો રંગ અને શેપમાં સંપુર્ણતાનું એક સ્વરૂપજ હતા; તે ચેહરો ખરેખરો ખાનદાની અને કુળવાન હતો. તે સુંદર ચશ્મોમાં એક રોનકદાર ઉજાસ ઝળકયા કરતો હતો—એક ઝળકાત કે જે ગમે તેવો તુમાખી દેખાવા છતાં નહિ વર્ણવી શકાય તેટલી હદનો નરમ અને ઠંડો પણ બાજે વેળા થઇ જઇ શકતો હતો.

શું તે આખ્ખા પુનામાં, જેમ લેખાતી હતી તેમ, સૌથી મગરૂર છોકરી હતી? મગરૂરી મેહરાં માતબરનાં કુળીન ચેહરા ઉપર, તે ઝલેહદાર આંખોમાં અને તે સીદઘા તતાર આકાર મારફતે સ્પષ્ટ

નજરે આવતી હતી. પણ મગરૂરીબી જાત જાતની આવે છે. તે કાંઇ અંહકારી કે અભીમાની ન હતી; પોતે ચકભ્રમ કરે એવી સુંદરતા ધરાવતી હતી, જેની સંપુર્ણતા વાસ્તે તે મોટી મોટી વાતો કરૈ અથવા તો તે વાસ્તે મગરૂરી ભરેલી મોજ લે તેવામાંની તે મધુરી ન હતી. તે કાંઇ પોતાનાં ચેહરા સારૂં પણ અંહકાર ધરાવતી હતી નહિ; અને પોતે પૈસાદાર હતી તે વાસ્તે તો તે કદી ફુલાતી ફુગરાતી નહિ. પૈસા તથા દોલતને તો તે એક અકસમાતજ લેખતી હતી.

તેની મગરૂરી પોતે એક ખાનદાની બચ્ચું હોવાની પોતાને જે અણુધટતી અગત્યતા આપતી હતી તેમાં સમાયેલી હતી. મેહરાં માત બરમાં જોઇએ તે કરતાં પણ જ્યાદા પોતાનાં તોખમ વાસ્તે તકોબરી હતી. એક કુળીન જનમવું એ તે માહાબુબનાં મનથી સઘળું હતું. તે ખાનદાનને અકસમાતીક લેખતી હતી નહિ; તેના વિચારો પ્રમાણે 'એરીસટોક્રેસી' એક ખાસ હકો ધરાવતી તદન અલાહેદી ઓલાદ હતી. તે ઉંચ તોખમી ઓલાદ કે જેમાં સમાયેલાં ખમીરને વચલે વાંધેના અને છેક ગરીબ કદી પુગી શકે નહિ. તે ઓલાદને ખાસ અલાહેદીજ રાખવામાં આવી હતી, પૈસાટકા વાસ્તે નહિ પરંતુ તેમાં સમાયેલા ખાનદાની ખમીર અને તોખમી તત્વો કાજે. પરવરદીગારનાં સરજેલાં સઘળાં મનુંષ્યો સરખાં હતાં તે 'ડોકટરીન'થી મેહરાં માતબર કમકમી ઉઠતી. ખાનદાની માણસો અને ખાનદાન વગરનાં માણસો વચ્ચે તે સુંદરી આસમાન અને જમીન જેટલો તફાવત લેખતી હતી. કદાપી તેનાં ખ્યાલો વધારે ઇનસાફી બન્યા હતે, જો તેને એક સમજુ માતાનું શીક્ષણ મળ્યું હતે તો; પણ તેની માતા તો તે ઘણી નાની

હતી ત્યારે બેહસ્તનશીન થઇ હતી અને જો કે ઘણાં મોઘા મોઘા શીક્ષકો અને ગવરનેસીસની તાલીમ તે લેવા પામી હતી છતાં ઘણો ખરો વખત તેણે એખલો ગુજારેલો હતો, જેથી પોતાના વિચારોને વળાણુ તેણીએ પોતેજ આપી હતી, કોઇ બીજાંની સલાહ કે સમજણુ વગર.

શું મેહરાં માતબરની આ તુમાખી એક બદી હતી? શું તે એક દુષ્ટા કે પાપ ગણાય? જો કોઇ દુષ્ટામાંથી સારૂં થઇ શકયું હોય તો આ એક બદીમાંથી સારૂં થયું. તે મગરૂર ઉઘરી; પણ જે ઉમદા નામ તે ધરાવતી હતી તેને નામોશીનો કલંક લગાડવાનાં માત્ર ખ્યાલેબી તે દમામથી કમકમી ઉઠતી હતી. તે કદી જુઠું બોલતી નહી અથવા તો એક ઠગારો બોલ પણ કાઢતી નહી: તે સીદ્ધી, સુદ્ધી અને સાચ્ચી હતી, અને પોતાની જીંદગીને વાસ્તેબી તે કદી કાંઇ જુઠું ન બોલે તેવી હતી. તે હંમેશાં મોટી મગરૂરી અને દમામથી જાહેર કરતી આવી હતી કે માતબર ખાનદાનનાં દરેક નબીરાઓ અને નબીરીઓ સાચ્ચાં થઇ ગયાં હતાં અને હવે પછી સાચ્ચાંજ રેહવાનાં હતાં. તે મધુરીમાં તેનાં કુળની સાચ્ચી બાહદુરી, નેકદીલની ઉદારતા અને સુદ્ધ જુસ્સાઓ રગેરગ પચેલા હતા; તે કોઇબી જાતની હલકત નબળાઇ, જેવી કે નીચ નીંદા અને તાહરીમાહરીમાં ભાગ લેતી નહી. તે નબળાંદુબળાંઓને સદા સાચવતી અને તેઓનો હંમેશાં બચાવ કરતી. તે સદા જોરેમંદો સાંમે નબળાંઓ તરફથી ભાગ લેતી. તે, આખ્ખાં પુનાંની સૌથી તુમાખી છોકરી, ગરીબ ગુરબાંઓ તરફ ઘણી દયાળુ અને નમ્ર વરતતી હતી. તે તેઓ તરફ બાદશાહી જીગરે

ઉદારતા દેખાડતી હતી. તે પોતાનાં નોકર ચાકરો સાથે પણ ઘણી સભ્યતાથી અને ટેકથી વર્તતી હતી—તેણે કદીબી તેનાં કોઇ ચાકરો સાથે તુચ્છકારથી વાત કીધી હતી નહી કે કદીબી પોતાનાંથી ઉતરતાંઓ તરફ ધીક્કાર અને અસભ્યતા બતાવી ન હતી અને તેમ તે માહબુબ શા વાસ્તે કરતી હતી?

કેમજે તે માનતી હતી કે સચ્ચાઇ, સભ્યતા, બાહાદુરી, ઉદારતા અને નમ્રતા એક ખરાં ખાનદાની તત્વો હતાં—એ સઘળા ગુણોમાંનાં એકપણની કોટાહી એક આત્મામાં સાચ્ચાં તોખમની કોટાહી પ્રદરશીત કરતી હતી. તે—માતબરની મેહરાં—એવું કદી કરી શકવાની ન હતી કે જેનાંથી તેનાં માનવંત ખાનદાનને એબ લાગે. તે એમ તો માંનતી ન હતી કે સાધારણ સ્થિતિમાં જનમેલાં, કુળીન નહી હોય તેવાંઓમાં સારા ગુણોની કોટાહી હતી—નહી, તે એમ તો નજ માંનતી હતી, પણ તેણીનું ધારવું એવું હતું કે તે સઘળા ગુણો તદન જુદી ધબનાં હતા.

તે એમ માંનતી હતી કે એક ગરીબ માણસ ધીરજવંતો હોઇ શકે—એક ધંધાદારી માણસ પ્રમાણીક આવ, એક મજુર મેહનતુ અને ચંચળ નીવડે. એ બધા ધીરજ અને પ્રમાણીકપણું, મેહનત અને ચંચળતા તે કલાસનાં ગુણો હતા, કે જેનાંથી તે હઝારો કોશ દુર હતી. તે એમ સમજી શકતી ન હતી કે એક ગરીબ માણસ પણ બાજે વખતે એક 'હીરો' પુરવાર થઇ શકે છે—એક ગરીબ મેહનતુ માણસમાં સાચ્ચું 'હીરોઇઝમ' હોવાનો ખ્યાલ માતબરની મેહરાં કબુલ કરી શકતી નહી. તે એ બે જાતોને ભળી જવાનાં વીચારોને

ઘણાં મોટા ધીક્કારે ધીક્કારતી હતી. એક ખાનદાની શખશનાં કોઇ તેનાંથી ઉતરતાં કુટુંબમાં થયેલાં લગનો તે કદી માફ કરી શકતી નહી–તેણીનાં મનથી તે બંને ઘણું અલાહેદાં અને અલગાં હતાં અને એવું એક જોડાણ થવું નાસજાવાર હતું; તેણીમાં કાંઇ ખેતાબ કે પૈસાનો પ્યાર ન હતો. તે કાંઇ તે વાસ્તે મગરૂરી ધરાવતી ન હતી–પરંતુ તે માહબુબોની માહબુબ ખાનદાનની સુગ ભારે ધરાવતી હતી: તેણીમાં તોખમની તકોબરી હતી. કુળીન અને બીનકુળીન શા વાસ્તે એટલાં અલગ હોઇ શકે તે તે જાણુતી હતી નહી: કીંતુ તે એમ માનતી હતી કે તે એક કુદરતનો કાયદો હતો, કે જે સમજાવવા કરતાં સમજી જવા માટે વધારે સારો હતો.

તોખમની તકોબરી, ખાનદાનની સુગ એ તે મનોહારીણીમાં કમાળ એબ મીસાળ હતાં; પરંતુ તેની નજરોમાં તો તે એક સૌથી ઉમદા ગુણ હતો. તે ઘણું શીખેલી અને કેળવાવલી હતી, પરંતુ પોતે મેળવેલી મોટી કેળવણી વાસ્તે તે જરા પણ ગરૂરી ધરાવતી ન હતી. કુદરતી ચપળ અને ચંચળ હોવાથી તેણે અભ્યાસ ઘણો સખ્ખત કર્યો હતો. તે સર મેહરનોશજી સાથે ગામેગામ અને દેશેદેશ ફરી પણ ઘણું હતી. તેણીએ પુષ્કળ વાંચ્યું હતું, અભ્યાસ પણ પુષ્કળ કર્યો હતો અને પોતાની જ્ઞાનશકિત પણ ઘણી વાપડી હતી; જો કે તેને સમજશકતી કુદરતે ઘણી સારી રીતે નવાજી હતી તોપણ તે પોતાની એબ–જો તે એબ ગણી શકાય તો તે–જાણુવા પામી નહતી.

તે અજબ સુદ્ધ વર્તનની અને નેક આચાર વિચારની છોકરી હતી–તે બાતેનથી ભોળી ને નીખાલેશ હતી; અને વિચારોમાં એકદમ,

અજબ પમાડે તેવી નેકી ભરેલી અને સાચ્ચી હતી. તે 'ફ્લર્ટેસન' (પ્યાર કરવાનાં જુઠ્ઠા ઢોંગ—નાંઝો નખરાં) વાસ્તે કદી ગુનેહગાર થઈ શકતી નહિ. તે સામા મનુષ્યનું ધ્યાન ખેંચવાનાં કે વખાણ જીતી લેવાનાં નજીવાં હલકત ફાંફાં—મોહતનાં ફાંફાં—કદી મારતી નહિ. તે જવાન્યાંઓનાં હસ્વાંને અને તેઓનાં તેણી વાસ્તેનાં વખાણમાં બોલા ગેલા મધ જેવા મીઠા શબ્દોને કદી મચક આપતી નહિ; ના તો તે માહબુબે પ્યાર કે પ્યારઘેલાઓ તરફ ધ્યાન વટીક આપવાની દરકાર કીધી હતી. તેણીએ તેણીનું તમામ જીગર પોતાનાં બાપને અર્પી દીધું હતું.

એકાએક તે પોતાનાં વિચારોમાંથી ઝબકી. ગાડીનાં પઇડાંનો અવાજ આવતો હતો, અને તેણીએ જાણ્યું કે તે આવ્યો હતો—એ લખોપતી દારૂવાળાનો દીકરો, કે જે માતબરવાળાઓનું નામ અને ઇજત, કીસમત અને સરજત તેની હથેલીમાં ધરાવતો હતો. તે ત્યાંથી હથી ગઇ નહિ, પરંતુ ઉંડા વિચારોનો દેખાવ તે મનોહર ચેહરા ઉપરથી બેમાલુમ થયો અને તેને બદલે તે ધ્યાન દેતી થઇ.

થોડીક મીનીટો પછી બે ગૃહસ્થો દાખલ થયા, એક બુઘો ઘરડો અને સફેદ બરફ જેવાં માથાંનો, જેને તેણીએ તરત પોતાનાં બાપનાં સોલીસીટર મી૦ ગુસ્તાદજી ઘોરખોડુ તરીકે પીછાણી લીધો, જયારે બીજો એક ઘણો તંદરોસ્ત અને ઉંચ્ચો ગબરૂ જવાન હતો કે જેને મી૦ સોહરાબ દારૂવાળા તરીકે જાહેર કરવામાં આવ્યો. તે એક ડગલું વધારે આગળ વધી, અને પોતાનાં બાપનાં જુનાં મીત્ર—તે ઘરડા સોલીસીટરને—ભેટવા તેણીએ ઘણાં ટેકભર્યાં દમામથી પોતાનો એક

ભરેલો ગોરો કર લાંબો કર્યો, અને પછી લગરીક ઠસ્સાથી સોહરાબ દારૂવાળાને તેણીએ ડોકું કયુ. તેણીએ તેને સેકહેન્ડમાં હાથ આપ્યા પેહલ્લાં તે હાથને તેનાં જડમુળથી કપાઇ ગયેલો વધારે ખુશી સાથે જોયો હતે, અને સોહરાબે તે તુચ્છકાર પરગરો જોયો.

તે ઘણો દેખાવલો અને દીલજીત હતો, એ દારૂવાળાનો દીકરો—એ તે માણસનો દીકરો કે જેને પોતાની રોજની રોટી મેળવવા માટે કપાળ ઉપરથી પસીનો ઉતારવો પડયો હતો. તે એક ગરાસ્યા જેવો ઉંચો અને પોહોળી છાતીનો, જોરાવર બાજુઓ અને મજબુત, ભરેલ પણ ગોરાગોરાં હાથો સાથનો જોતાંને વાર ગમી જાય તેવો ગબરૂ જવાન હતો—એક એવો કે જેની બોર્દુ દુઃખનાં વખતે કોઇ પણ સહીસલામતી સાથે લેવા ઇચ્છે—એક એવો કે જેનાં હાથોમાં કોઇપણ બાપ હઝારો ખુશીથી અને સહીસલામતીના પુરા વીશ્વાસથી પોતાનાં એકનાં એક પ્યારાં ફરજંદને મુકે.

તે ઉંચ્ચા, તતણુખાર આકારમાં કાંઇ ઠસ્સા અને દમાગ જેવું પણ હતું—સ્વત્રંતાનો લોભ અને પોતાનો મોભ્ભો રાખવાનો મોહ પણ તે તેજસ્વી ચેહરા ઉપર ખુલ્લે ખુલ્લો વંચાતો હતો. તે ચેહરો મરદાનગી ભર્યો ને ચાહવાજોગ હતો, કાંઇ ઘણો 'હેન્ડસમ' નહિ. પણ જોતાંને વાર ગમી જાય એવો. તેની આંખો મોટી કાળી અને ભોળી હતી; તેઓ એક ઝલેહદાર, ખુશી ભરેલાં હસવાંથી ઝળકઝળક થતી હતી; તેઓમાં જોરાવર જુસ્સાઓ ઘણી સુભાષિત અને અસરકારક રીતે દરશાવવાની કોઇ અચળ શકિત નજરે આવતી હતી—જુસ્સા અને જવાળાથી ભરપુર તેનો મુખડો દ્રઢ અને શાંતી ભરેલો

હતો; તેનાં ફાંકડા શેપદાર હોઠો જો કે કોઇ એવી રીતે ચપ્પત હતા કે જે કરડાઇનો ખ્યાલ આપતા હતા, છતાં તે હોઠો ઉપર પ્રગટ થતું હસ્તું એક નાઝનીનનાં જેવું મીઠું અને નાજુક જોવાતું હતું. તે એક ગંભીર, ઠસ્સાવાળો, લાગણીભર્યો ચેહરો હતોઃ તે એક એવો ચેહરો હતો કે જેનાંમાં મરદો પાર વિનાંનો વિશ્વાસ મુકી શકતા હતા, જે અબળાઓને ઘણો ગમી જતો હતો, જયારે બાળકો તો તેનાં ઉપરથી કુરબાન કુરબાન થઇ જતાં હતાં.

માતબરની મહેરાંની મગરૂર આંખોએ તે તરફ ઘણી બેદરકારીથી જોયું. તેની નજરો સાથે તેણીની નજર મળતાં સોહરાબનો ચેહરો કોઇ એકાએક જુસ્સા અને જવાળાથી બધો ભકભક થઇ આવ્યો. તે હોઠો સુધી લાલ થઇ આવ્યો, તેનાં હોઠો ધ્રુજ્યા, તે જોરાવર ગંભીર શખ્શ ઘણી મુશીબતે પોતાની ઉપર કાબુ રાખી શકયો. તે મગરૂર ઠંડી, બેદરકાર નજરોથી તેનાં જીગરમાં બધા અંગાર જળ્યા.

તે તેણીને કેવો ચાહતો હતો—આ ખુબસુરત, દમામદાર છોકરી કે જેણીએ તેને તે પોતાની દુન્યાનો નહિ હોય તેમ તુચ્છકારી કાઢયો હતો, અને જેણે તેને સેકહેન્ડમાં હાથ વટીક આપવાની પરવાહ કીધી નહિ, કેમજે તે તેણીથી દરજજામાં ઉતરતો હતો—તેણે ઇચ્છયું કે તે બાગે બુલંદ આ પરીજાદ નારીને કહે કે તેને તે દીવાના જુસ્સાઓથી ચાહતો હતો અને કાંઈ નહિ તો મહેરબાની દાખલ તેની કાંઇબી સેવા બજાવવાની તેણીએ પરવાનગી આપવી, જે તે એક તાબેદાર ગુલામ માફક બજાવવા તૈયાર હતો. તેણે તેનાં મગજમાં આ દેખાવને અનેક વેળા યાદ કર્યો હતો. તેણે ઘણાં

ટેક અને દમામથી તેનાં એક વખતનાં બચ્ચાં સહી ઘેલાંચેડાંને માફ કરી દેવાની તેઓને અર્જ કરવાનો નીશ્ચય કર્યો હતો; પણ, તે તેજસ્વી ચહેરા ભણી જોતાંજ તેનાંમાં હીમત અને બાહાદુરીની ઓટ થઇ ગઇ—તે રૂપાળા રોબદાર ચેહેરા ઉપર, તે બચ્ચાં સહી બેવકુફાઇ યાદ હતી કે નહિ તેના ચીન્હો વટીક જણાતાં હતાં નહિ. તે ઉપરાંત વળી તેનો જવાનીનો જુસ્સો બંદ ઉડાવી રહયો; ના, તે માફી શા વાસ્તે માંગે? તે તેનાં બાળપણનાં જુસ્સાદાર ગંભીર પ્યારને બેવકુફાઇ કરી લેખી શકવાનો ન હતો. શું તે તેણીને યાદ હતું? તેણે તે જાણવું તો જોઇએ; તેને એ જાણીને ઘણું દુ:ખ તો થવાનુંજ હતું કે તેની પેલી પ્યારની કવિતા વાસ્તે તેણીને ઘણો કોપ હતો— તે તે વિષે ભુલીબી ગઇ હતી એવું જાણીનેબી તેને દુ:ખ તો લાગવાનુંજ હતું—તોબી સઘળું છતાં તે તેઓની બેદરકારી સહન કરી શકવાનો ન હતો.

જરા વારે સર મેહરનોશજી અંદર આવ્યા, અને તેવણે ઘણાં ઉતસાહથી તે બંને ગૃહસ્થોને સેકહેન્ડ કીધા. તેઓનાં અવાજમાં જયારે સોહરાબ દારૂવળા સાથે તેઓએ વાત કીધી ત્યારે કાંઇ ગભરાત જેવું હતું—સેહજ ધાસ્તીનો એબો કે જે મેહરાંએ ઘણાં બીજવાત અને અકનયણીથી અનુભવ્યો. પછી ડીનર જાહેર થયું અને તે સઘળાંઓ ડાઇનીંગ રૂમમાં ગયાં.

મેહરાં પોતાનાં બોલને ઘણી સખ્ખતાઇથી વળગી રહી. તે સોહરાબ દારૂવાળા તરફ સભ્યતાથી વર્તતી હતી—વધારે કાંઇ નહિ. જો કાંઈ જરૂર પડવે તેણીનાં બાપે તેનાં એકાદ ધંધાદારી મીત્રને તેડયો હતે અને તેની તરફ જેમ તે વર્તી હતે તેમજ તે સોહરાબ

તરફ વર્તી. ઘણું નરમાશભર્યાં હસવાં સાથે સોહરાબ જે કાંઇ વાત તેણીને કરાવતો હતો તેનાં તે ઉત્તર આપતી હતી પણ ખુદ તે હસવામાં જે અંતર તે સાચવતી હતી તે પ્રગટ દીસી આવતો હતો. તે આગળ રહીને તેને (સોહરાબને) વાત કરાવતી નહિ, રીવાય મેહ-માન તરીકેની ફરજ આવીને ઉભી રેહતી ત્યારે; વળી સભ્યતાનો પણ એક કાનુન તેણીએ તોડયો નહિ, છતાં જ્યારે જમીને તેઓ ઉઠયાં ત્યારે સોહરાબ દારૂવાળાને લાગ્યુ કે તેની અને આ દીલચસ્પ દુહીતા વચ્ચે એક બરફથી બંધાયેલો માહાસાગર આડો પડેલો હતો. પરંતુ તે માહાસાગરને પીગળાવીને તે માહબુબની પડખે મોડે વા વેહલ્લે જઇને ઉભો રેહવાનો તેણે નકકી કસદ કર્યો હતો. શું તે તેનાં કસદમાં ફાવશે? આપણે જોઇશું.

પછી, ડીનર ખતમ થયા બાદ સર મહેરનોશજી અને તેવણનાં ઘરડા સોલીસીટર તે બુજોર્ગોને મનપસંદ આવતી ગેમ રમવા રોકાયા; આજ ને આજ 'બીઝનેસ'ને લગતી વાતો કરવાનો સર મેહરનોશજીનો ઇરાદો નહિ હતો. તેણે સોહરાબ દારૂવાળાને પુછયું હતું કે તે ચેસ રમતો હતો કે નહિ, અને જો તેને તે વાસ્તે શોખ હોય તો તે ગેમમાં તેની દીકરી મેહરાં એક અથંગ હરીફ પુરવાર થવાની હતી. સોહરાબ દારૂવાળાએ મોટી ખુશાલી સાથે ચેસ રમવાની નાની ટેબલ આગળ ખેંચી; તે તે પછી મેહરાં વાસ્તે એક ઇઝીચેર અને ફુટ સ્ટુલ લઇ આવ્યો. મેહરાંએ ગંભીર ઠસ્સાથી તે વાસ્તે તેનો ઉપકાર માન્યો, અને પછી તે બંને જણાં રમવા બેઠાં.

તેઓ એમ એકાદ કલાક રમ્યાં કીધાં અને પછી સોહરાબ

દારૂવાળાને લાગ્યું કે તે તેનાં છોકરવાદી પ્યારને યાદ રાખતી હતી કે નહિ તે તેણે જાણવુંજ જોઇએ. તેણે તેણી તરફ જોયું; તે રૂપસુંદર, ઠસ્સાબાજ઼ચો ચેહરો રમવાનાં પાટીયાં ભણી વાંકો વળેલો હતો; તેણીનાં સફેદ કરો ઘણી નાઝુકતાથી ગોટકાંઓને હાથો લગાડી રહ્યા હતા: ખુદ તેની હાજરીનું બી તેણીને ભાણુ હોય તેવું એકે ચીન્હ તે રોઆબદાર ચહેરા ઉપર નજરે આવતું હતુ નહિં. તે ઘણો ઝંખવાણો પડયો, પણ પછી આખરે તેણે એકાએક હીંમત એકઠી કીધી.

"મેહરબાંનુ," તે બોલ્યો, "હું વિશ્વાસ રાખુંછ કે અત્યાર સુધીમાં માહરી પેલી છોકરવાદી ગેરસલુકાઇ તમે ભુલી ગયાં હશો."

તે મગરૂર, શીરીન આંખો તેની તરફ બેદરકારીથી જોવા લાગી.

"એક જવાન્યાની વિરૂદ્ધ તેનાં બાલપણનાં વાંકને યાદ રાખવાનું ઘણું ગેરવાજબી કેહવાય," તેણીએ શાંતીથી જવાબ દીધો. "મેં તે માફ કીધુંછ."

તે જવાબે સોહરાબને થોડો વાર ચુપ કરી નાંખ્યો. ત્યારે તે સુંદરીએ તેનાં પ્યારને વાંક ગણ્યો હતો—એક ગુનાહ, તે જોસ્સાદાર, પ્રમાણીક પુંજાને! સોહરાબનું દીલ ઘણું દુ:ખાયું. તે ઘણેવારે સાવધ થઇ શકયો.

"તમે મને ઘણો બેઅકલી અને બેઅદાબનો માંન્યો હશે," તે જરા વારે હીંમત કરી પાછું બોલ્યો.

"આઇ બેગ યોર પારડન તમારી ચાલવાની હવે વારી છે," મેહરાં ઠસ્સાથી આંખો પળપળાવી બોલી. "બે અકલી ને બેઅદાબનો? નહિ, મેં તો તમારે માટે જરા વિચાર પણ કીધો'તો નહિ."

પાછો સોહરાબ દારૂવાળા ચુપ થઇ બેઠો. તેને ઘણું ફજેત લાગ્યું; તેને દીલમાં ઘણું જબુન ઝેહર ઉપજ્યું. કાંઇ સેહજ સાહજ ગુસ્સે થવા જેટલીબી તેણીએ તેની દરકાર કીધી હતી નહિ; તેણીએ તેને પોતાનાં ગુસ્સા વાસ્તે પણ ઘણો નજીવો માન્યો હતો. તે થોડો વાર લોહીનો ગોટ ગળી ચુપ બેઠો; પણ વળી પાછું ચલાવ્યું!

"માહરા અહંકારને તે એક મજબુત ફટકો હતો." તે ઉતાવળથી બોલ્યો. "મને તો માહરી કવિતા ઘણી ફાંકડી લાગી હતી."

"એમ કે-ખરેખર?— પણ સંભાળો! તમારી 'કવીન' ધાસ્તીમાં છે, મી૦ દારૂવાળા." તે બોલી, જાણે હવે વધુ વાર તેણીની તોરી શાંતીમાં તે ખલલ થવા ચાહાતી ન હોય તેમ.

"જો હું ડાહયો હોઉં," સોહરાબ દારૂવાળાએ વિચાર્યું. "તો માહરે જાસ્તી કાંઇપણ બોલવું જોઇતું નથી; પણ હું ડાહયો નથી; અને હું જાણુંછ કે હું કાંઇ ઓરનું ડોર જરૂર કરી નાંખશ. જરા ઝાંખીને માહરી તરફ જોતી બી નથી. જરા ગુસ્સાથી બી જોતી નથી, કે તે ઉપર હું સંતોષ પકડું."

પણ તેનાં વિચારોમાં તેને એકદમ ખલલ નાંખવી પડી, કેમજે ગેમ ખલાસ થઇ ગઇ હતી; અને પછી મહેરાં માતબર ઉઠીને તેને દુરથી નમીને સાહેબજી કરી ચાલતી થઇ. તે સરબોગ પોતાનાં ઓરડામાં ચાલી ગઇ, પોતાનાં જીવ સાથે પોતાની કોશેશ વાસ્તે ખુશી થયેલી; કેમજે તેનાં પ્યારા બાપને વચન આપ્યા મુજબ તે તદન પુરતી સભ્યતાથી સોહરાબ દારૂવાળા સાથે વર્તી હતી.



# પ્રકરણ ૭.

તે બે શુદરશોનાં આગમન પછીની બીજી સહવારે માતબરની મેહરાં તેનાં ઓરડાની બારી વાટેથી બાહાર જોતી ઉભી હતી. આ વખતે પુનામાં અસાધારણ ઠંડી પડી હતી; કોઇ વખતે નહિ માલમ પડે તેવી કીસમનો શીયાળો આ વખતે એ રંગીલાં શેહરમાં આવ્યો હતો, વખત બડી બામદાદનો હતો, કે જ્યારે મનોહર મેહરાં પોતાનાં ઓરડાની બારીમાંથી કુદરતનો રળીઆમણો દેખાવ ગંભીર વિચારવંત આંખોએ જોઇ રહી હતી. ભારી વાદળાંઓ ગોયા એકમેકથી જુદાં પડી ગયેલાં હતાં, અને જાણે તેમાંથી રસ્તો લઇ આખ્ખા રાત હીમ પડયું હતું; તે એક સફેદ, પટલી. રળીઆમણી, રૂ જેવી પોચી ચાદર સારી જગત ઉપર પાંથરતું હોય તેમ દીસતું હતું. ઉપરનું આભ તમામ બ્લુ દીસતું હતું, અને ધીમે ધીમે ધુમસ ચીરી તેમાંથી આરપાર બાહાર આવતાં રવીરાજનાં કીરણો સૌથી ફીકકાં સોનાનાં દોરા માફક ઝબકી રહેલાં લાગતાં હતાં. દુર અને આરપાર બધું ધુમસ ને હીમજ નજરે આવતું હતું.

તે એક ઠંડીની મોસમની સૌથી રળીઆમણી સહવાર હતી— બધી શીતળ, સુંદર અને શીરીન, કવિતાથી ભરપુર અને ચીત્રમય. મેહરાં માતબર કુદરતનાં તે અલૌકિક દેખાવ અને તેણીની ચક્ષુઓ સનમુખ અરડાઇ પડેલી રળીઆમણી રચનાંને કલાકોનાં કલાકો સુધી

મોજીલી આંખોએ જોતી ઉભી રહી શકી હતે; પણ તે તો દુઃખથી ચમકીને એકાએક અંદર ઓરડામાં ચાલી આવી.

હવે કાંઇ ઘણો લાંબો વખત સુધી તે મોટાં, મોતેબરીભર્યાં, રાજવંશી થાથથી ઉભેલાં પુરાણાં દરખતો–કે જેનાં મુળીયાંઓ કાંઇક જમાનાંઓનાં જુનાં હતાં તેઓ–ને જોતી ઉભી રહેવાનું તેણીની સરજતમાં હતું નહિ; હવે કાંઇ ઘણો લાંબો વખત સુધી આ ભભકા ભર્યું ઘર તેણીનું થઇને રેહવાનું હતું નહિ. તે તો પારકે હાથે જવાનું હતુ અને પારકી માલેકીનું થવાનું હતું. મગરૂર મેહરાંનું જીગર એ ખ્યાલે મોટા શોકથી જળ્યું. જ્યાં જમાનાઓ થયાં માન-વંતા માતબર કુટુંબના નબીરાઓ અને વારસો જનમ્યા, વસ્યા અને પુલ્લગુજાર પાંમ્યાં હતા, બધી મગરૂરી ભરેલી નામદારી મેળવીને, ત્યાં–અરે, અફસોસ!–દારૂ વેચનારા અને તાડી છેજનારાઓ હવે આવીને વસવાત કરવાના હતા!

તે જુલમ થાંને પણ જ્યાદા હતું; અને તેનો ખ્યાલ કરતાં તે મધુરી માહબુબે જુસ્સાદાર ગમખ્વારીથી પોતાનાં બંને હાથોની અદબ વાળી. પોતાનાં તોખમને આવી ભયાનક નાંમોશીમાં ગરક ગયેલું જોવામાંથી ઉગારી લેવા તે માહબુબ પોતાનો જાન પણ સદકે કરવા તૈયાર હતી. જો તેણીની જીંદગીનાં ભોગે તે પુરાણું મકાન માતબર ખાનદાનનાંજ હાથમાં રહે તો એવી એક તો શું પણ એક હઝારણી હોત તો તે બધી જીંદગીઓ આપી દેવા તે સકળગુણસંપન્ન સુંદરી તૈયાર હતી. પણ જાન અને જીંદગીનો ભોગળી તે નામોશી બચાવી શકવાનો હતો નહિ.

તે બંની લાચાર, નાચાર, બેજાર બની ગઇ હોય તેવા દેખાવે સઘળા દરદનાક ખ્યાલો કરતી ઉભી. આ દારૂવાળો જરૂર બધાં બાહરનાં સુશોભીત, વરસોનાં ખડાં રહેલાં, ગોયા ગગન સાથે ગમત કરતાં દરખતોને તોડી અને કપાવી નાંખશે અને તેની જગાએ કાંઇ એવું 'ગૉડી' ઉભું કરશે કે જે જોતાં ગુજર પામેલાં સઘળાં માતબરોનાં રૂહ વટીક કમકમ્યા વગર રેહવાં નથી. તેણીને પછી ખ્યાલ ગયો કે તેનાં કુટુંબી પોરટ્રેટસ પણ તેઓની જગા ઉપરથી ખસેડી નાંખવામાં આવશે અને તેની જગાએ બધાં રંગબેરંગી, બેડોળ અને બદસુરત ચેહરાઓનાં પીકચરો ગોથવી દેવામાં આવશે. તે બંધી કમકમી ને ધ્રુજી, આવા ગજબનાક ખ્યાલો કરતાં. તે ખ્યાલોજ તેણીને બીહધરાવવા અને ધ્રુંજાવવા પુરતા હતા, તો તેનું ખરાપણું અનુભવી શું તે જીવી અને ટકી શકવાની હતી?

પછી તે રૂપસુંદરીને યાદ આવ્યું કે તેણીને તો નીચે જવાનું હતું, અને તેની સાથે સભ્યતાથી વર્તવાનું હતું; કે જે એક ઓલાદ જેને તે જીગરોમાં જીગરથી ધીકકારતી હતી તેનો 'રેપ્રીઝેનટેટીવ' હતો.

જો સોહરાબ દારૂવાળાએ માતબરની મેહરાંને ગઇ સાંજે ખુબસુરત માંની હોય, તે વખતનાં તેણીનાં સાદા પણ દમામદાર પોષાકમાં, તો આજની સહવારે તે દીલચસ્પ માહાબુબ માટે શું વિચારવું તે તેને સમજ પડી શકયું નહિ. તે કેવી સાદી, કેવી સુદર, કેવી શોહામણી દીસ્તી હતી! તેણીએ એક ડાર્ક બ્લુ સાડી પેહડી હતી, જે તેનાં ગોરા ઘટમદાર ચેહરા ઉપર એવી તો મનોવેધક લાગતી હતી કે સોહરાબે તો

પહેલ્લી બે ત્રણ પળ ગોમા તેનું જીગર ને મસ્તક ખોહી દીધું! તે માથું ખોલ્લું ને સફાઇથી હોળેલું હતું: પેલાં કદરબીહાંમણાં, કદરૂપાં માથાંબાનાં વટી તે સુંદરીએ તેનાં શીરને ઢાંકવાની પરવાહ રાખી હતી નહિ–ને ખુલ્લાં, ફિચાડા, ઝીણાં ઝીણાં સેહતા સાથે સંભાળથી હોળેલા બાલે, અંદર ચાલીને આવી ત્યારે, જાણે આસમાન ઉપરથી એકાએક વિજળીમાંથી ઉતરી પડેલી અપસરા જેવીજ લાગી. તે શીધો ને તતણખાર આકાર, તેનાં મોહક ચેહરા ઉપરની સુંદરતા, સ્વચ્છતા અને નેકી સાથે આસમાંનની હુરીનાં જેવોજ માલમ પડતો હતો. અને એવા એક સ્વરગીય અવતારને સહવારની શાંતીભરેલી શીતળતા વચ્ચે જોતાં બાપડો સોહરાબ તેનું મસ્તક ને જીગર ખોહી બેસે તેમાં કશીએ નવાઇ હતી, વારૂ, પ્રીય વાંચનાર?

તેણે તે જવાનને દુરથીજ સેહજ નમીને સાહેબજી કીધી, હાથ લાંબો કીધા વગર, ઘણીજ સેહેજ તેની સુંદર ચશમો ઉંચકીને તેની બણી જોઇ; અને પછી નાસ્તાની ટેબલ ઉપર પોતાની બેઠકમાં તે જઇને ગોઠવાઇ. પરંતુ એ સઘળી ઠંડી, તુચ્છકર ભરેલી વર્તણુંક છતાં તે જોરેમંદ યુવાન કે જે આ નાજુક યુવતીને જાનોજીગરથી ચાહતાં શીખ્યો હતો તેનાં મનથી તો તેની આ હાજરીએ નારટો ખાવાનાં ઓરડાને પરસ્તાનમાં ફેરવી નાંખેલો લાગ્યો.

નાસ્તો ખાધા પછી સર મેહરનોશજી માતબરે મેહરાંને બોલાવી મંગાવી.

મેહરાં ગઇ. તેણીએ તે બાપને એક ઇઝીચેર ઉપર અઉતાયેલો જોયો અને તેનાં વૃદ્ધ ચેહરા ઉપર પેહલીજ નજર નાંખતાં તે દીકરીને માલમ પડયું કે તે જૈફ ચેહરો હમણાં થોડા દીવસો

ઉપર હતો તેનાં કરતાં ઘણો વધારે તંદુરસ્ત દીસતો હતો, અને વળી અત્રે તો તે ચીમળાયેલા ચેહરા ઉપર ખુશમીજાજીપણાંનાં ચીન્હો બારીક નજરે આવ્યાં. એ શું હતું? તેને માંથે આખી કાલની આફત ભમતી હતી છતાં તે ખુશમીજાજી કેમ રહી શકતો હતો? માતગરની મેહરાં સેહજ અંદેશામાં પડી.

"મેહરાં," તે ઇઝીચેર ઉપર તનગુખાર થઇ બેસતાં બોલ્યો, "મેં તુંને તેરાવી મંગાવી કાંયજે હું તને ખાસ મળવા માંગુછ. ગઇ કાલે રાતે નોકરો વગેવગે થઇ જવા પછી અમે ત્રણુ જણાંઓએ બેસીને બધી વાતો કીધી—આપ માહરી કમબખ્તીભરેલી આફત વિષે એ બિચારો એવો ભલો ને ભલમણસાઇવાળો દીસેછ કે બોલવે વાત નહિ—હું સોહરાબ દારૂવાળાને 'મીન' કરૂંછ. જો એ માહરો પોતીકો દીકરો હોતે તો એટલો બધો માહરી તરફ ભલો ને માયાળુ થઇ શકયો હતે નહિ."

મગરૂર મેહરાંનો ચેહરો એ સમજી, તેનો બાપ ધારતો હતો તેમ, ખુલી ગયો નહિ. તેથી ઉલટું તે નાઝનીને કાંઇક તુચ્છકાર અને અણગમાથી તેનાં સુંદર નાંકનું ટીચકું ચઢાવ્યું.

"આઇ એમ વેરી ગ્લેડ," તે સેહજની ઉત્સાહ વગર શાંતીથી બોલી; તે દારૂવાળાનો દીકરો તેનાં બાપ તરફ ભલો થયો અને માયા દેખાડી તે ખયાલ તે ખુબસુરત છોકરીને ઝાઝો ગમ્યો નહિ. તેણીનાં જેવી છોકરી માટે તે ખ્યાલ ઝાઝો ગમવાજોગ હતો નહિ. માયા દેખાડી

એ એક તરાંહનો મુરબ્બીપણાંનો કાંઇ ભાસ આપવા જેવું હતું, અને તે તુચ્છ દારૂવાળાનો દીકરો તેના ખાનદાની બાપનો મુરબ્બી થયેલો કહેવાય! મહેરાં માતબરને ગળે એ વાત ઉતરી જઇ શકી નહિ. એક બેરોનેટ અને એક તેનાં જેવા ટાંઇ ટંબોલી વચ્ચે એવી ચીજ તે મધુરીને 'એબ્સર્ડ' લાગી.

"એ બિચારાએ મેં જે જે કહયું તેમાં એવો ઉમંગ અને એટલી બધી તો કાળજી લીધી," સર મહેરનોશજીએ જારી રાખ્યું, "કે મેં એનાં ઉપર વિશ્વાસ મુકીને બધી વાત એને કહી દીધી. મેં એને દરેક ચીજ કહી—એનાં માહરા ઉપર એના બાપના માગતા રૂપ્યા, દોરાબની દોલતની મેં કીધેલી ખાનાખરાબી અને છેવટે માહરી સદનતર થયેલી સત્યાનાશીની બધી વાત મેં માંડી મેલીને એની આગળ કીધી. બિચારો કેવો ભલો કે માહરી એકેએક મુશીબત ઘણાં ધ્યાનથી સમજી અને મને છાતી પસવાડી પસવાડીને દીલાસો દીધો."

"તમેબી શું, જો, પપા!" તે સેહેજ તકોબરીથી છણકો કરી બોલી; "એને બધું શા વાસ્તે કહી દીધું? એમ એક પારકાં ને પરાયાં તેબી વરી આપરાથી તદન ઉતરતા ઉપર આટલા બધો શાનો વીશ્વાસ મુકી દીધો?"

"તું નથી સમજતી, દીકરી, તું નથી સમજતી," તે બેરોનેટે કહયું "એ એક કોઇ ખરો બુન્યાદ માણુસ દીસેછ—ઘણો ભલો, ઘણાં ભોળાં દીલનો અને ખરો શુભેચ્છક. આઇ લાઇક હીમ સો મચ, મેહરાં."

"ત્યારે તો હું ખુશી છેઉ," પોતાનો ખીજવાટ ગળી જઇ માતબરની મેહરાં બોલી, "કે તમુને તમારી 'ત્રબ્લઝ'માં એક ફ્રેન્ડ મળગોછ. વારૂ, એ લોકો—આય બેઉ જેન્ટલમેન-કાંઇ તોડ શોધી કાઢવાને સામથવન થયાછ?"

"નહી," સર મેહરનોશજીએ મોટી ઉદાશીથી જવાબ દીધો, "તે બેઉ જણા કબુલ કરેછ કે ખાનાખરાબી ઘણી ભયંકર, કાળી અને નહી સમી થઇ જઇ શકે તેવી થયેલી છે—એમાંથી દેખઇનો છુટકો કોઇ બી રીતે નજરે આવતો નથી; પણ એ બેઉ બીચારાએ એ મને પ્રોમીસ કીધુંછ કે એ બાબદમાં તે લોકો તે લોકનું બનતું કરશે. ગુસ્તાદજીને મુંબાઇ ઉપડી જવું પડેછ, કાંવજે એ છેજ બોહળી રોકાઉવાળો માણસ અને એને કામધંધો મુકીને અહીં પડી રહેતાં પાલવે તેમ નથી. પણ મેં સોહરાબને તો બોહસ કરીને પંદરેક દીવસો અહીં પુનામાં આપણા માતબર માહાલમાં તેડી પાડવા કહેલું છે ને એને મને ખુશીથી હા કહેલી છે. દીકરી, તુ એના તરફ 'સીવીલ' થશે કેની?"

"સીવીલ!" તે દીકરીએ કહ્યું, કાંઇક અધીરાઇથી—"આઇ એમ ઑલવેઝ સીવીલ ટુ હીમ, પપા."

"પણ તું એને એમ્યુઝ કરવાની અને એનો ટાઇમ સારી રીતે પાસ થઇ જાય તેની કાળજી તો જરૂર રાખજે, બેટા," તે બાપે તેણીને ભાર મુકી મુકીને સમજાવ્યું. "એ કોઇ ઘણો ભલો માણસ લાગેછ, અને ચટ દઇને એનાં મનમાં ઓછું આવી જાય તેવું કાંઇ નાં કહતી. મને ઘણું નરસ લાગશે."

"પપા ડીયર, એમ શું બોલોછ, જો !" અર્ધી રૂસાયેલી અર્ધી ખીજવાયેલી અદાએ મેહરાં માતબર બોલી. "મને કેહો કે આજ સુધી તમારા કોઇબી પહેરાણા તરફની માહરી ચાલણચલણથી તમે નારાજ થયાછ ? એવી એક તમારો પહેરોણો છે અને તેની તરફની માહરી ચાલચલણથી તમને નારાજી કે નાશીપાશી નહી મળશે તેની દરેક કોશેશ હું કરશ."

"હા," તે બાપે વીચારવંત અદાથી કહયું; "પણ એ સોહરાબ તરફની તાહરી રીતભાતોમાં કાંઇ ઓળા જેવુ છે—દેખઇતું કાંઇ નહી—પણ માત્ર એક ઓળો—તે છતાં મને તે માલમ પડી શકેછ. જાણે તાહરા અને તેનાં દરજ્જા વચ્ચે હસ્તી ધરાવતા ફરકને તું કદી પણ ભુલી જતી નહી હોય તેવું લાગેછ."

"અને તે તો ખરૂંજ છે, પપા," મેહરાંએ રોકડું પરખાવ્યું. "ફરક તો છેજ—શું તે તમે પોતે કબુલ નથી કરતા ?"

"સરટનલી, મેહરાં," તે બાપે જવાબ દીધો, "એ એક દારૂવાળાનો દીકરો છે, જેની જાત કે બુન્યાદ જેવું કાંઇ નથી; તું એક બેરોનેટની બેટી છે, એક એવાં ખાનદાનની નબીરી કે જેનું નાંમ માત્રબી ગરૂરી ઉતપન્ન કરે."

"ત્યારે, જો તફાવત ધરાવનો હોય તો, પપા, તે તફાવત જાળવવો નો જરૂર જોઇયે." તે દીકરીએ કહ્યું. "જે માફક એક કાળા સીદ્દીને તમે સફેદ દુધ જેવો બનાવી શકવાનાં નથી તેજ મીસાલ આ તફાવત પણ કોઇથી તોડી શકાવાનો નથી."

સર મેહરનોશજી માતબર ચટકફટકમાં પડયા; તેવણે તે ગાહગુબ તરફ ઘણી અશાંતી અને અધીરાઇથી જોયું, કે જેનાં મધુર ચેહરા ઉપર તોખમી દમામ, સચ્ચાઇ અને તુગાખી સીવાય અત્યારે કાંઇપણ નજરે આવતું હતું નહી. તે મધુર ચેહરો જેટલો મોઠો હતો તેટલોજ મગરૂર પણ દીસ્તો હતો.

"તું જાણેછ, મેહરા ડીયર,' સર મેહરનોશજીએ જરા વારે પતામણા અવાજે કહયું, "કે હું વારંવાર ઇચ્છું છ કે તાહરા વિચારો મને ઘણા ઘાટકી જેવા લાગેછ."

"ધે આર રાઇટ," તેણીએ જવાબમાં કહયું. "જયારે દરજ્જા વચ્ચેનો તફાવત તુટી જાય ત્યારે ખચ્ચીત ગાંનજો, પપા, કે આખ્ખી દુન્યાં સત્યાનાશીમાં સપડાઇ ગયેલી તમુને માલમ પડશે. ખાનદાની અને ખાનદાન વગરનાંઓ વચ્ચે ઘણો મોટો તફાવત છે અને તે તફાવતને માન આપવુંજ જોઇએ. હું તો જીવશ જાગશ ત્યાંસુધી એવો તફાવત સાચવશ."

સર મેહરનોશજીએ એક નીસાસો ફેંકયો. તે ઘણી મગરૂર અને ઘણા ચોકકસ ઇરાદાઓવાળી છોકરી હતી, એ તેની પોતાની દીકરી, અને તેવણે પોતાનાં મનથી કબુલ રાખ્યું કે સોહરાબ દારૂવાળાની જગાએ જો તેવણ પોતે હતે તો તેણીની 'સીવીલીટી (સભ્યતા) જોઇએ તેવી તેવણે ઍનજોય કરી ન હતે.

તે દીવસની બપોરે મી૦ ગુસ્તાદજી ઘોરખોડુ તો મુંબાઇ જવા માટે ઉપડી ગયા; તેવણ પોતાની સાથે પેપરઝનું એક મોટું બંડલ

અને બધી જાત જાતની ઘણી નોંધો લેતા ગયા: પણ જતી વખતેની તેવણ સમજાવતા ગયા કે આ બધી સત્યાનાશીમાંથી છુટો થવાનો ઈરાદ એકે મોકળો હતો નહિ—તેવણે ઘણી ગમખ્વારીથી કબુલ્યું કે પોતાનાં માનવંત કુળનાં શીરને મગરૂરીથી તતણખાર રાખવા વાસ્તે હવે એકે ઉપાય બાકી રહયો હતો નહિ. તે ચપરખંધા, બુઢ્ઢા વકીલને કશી પણ આશા હતી નહિ—ગરનાર જમશેદ દારૂવાળાનાં રૂપ્યા તેવણનાં કુળથી આપી શકાવાનાં ન હતા તેથી 'માતબર માહાલ' તેનાં વારસોનાં હાથમાં મુકવોજ પડવાનો હતો. અને એવીજ રીતે બધો મામલો આશા વગરનો ને સીહા દીસતો હતો. તેવણ ઘણું ગમખ્વાર દીલે સઘળાને છોડીને જતા રહયા.

માતબરની મેહરાંના તો ગજો છરીજ ફરી! તે જૈફ ધારાશાસ્ત્રીનાં જવા પછી સોહરાબ દારૂવાળા સાથે એખલી પડતાં મગરૂરી ને ટેક સાથે સભ્યતા જાળવી રાખતાં તે રૂપસુંદરીનાં તો પ્રાણ બધા કંઠે આવ્યા. સર મેહરનોશજી તો ચાલુ પોતાનો વખત ચિત્ર વિચિત્ર ઓચરીવાંઓમાં માથું ખોસી લાયબ્રેરીમાં એખલા બેસી પસાર કરતા હતા. મેહરાંને તેવણ વાસ્તેની મોટી ચીંતા થઇ પડી હતી. દીવસે, દીવસે તે મોટા ગભરાટ વચ્ચે જોવા લાગી કે તેવણ બધાં પતળા, દુ:ખી, ઝાહેલી અને કંટાળેલા જેવા થતા જતા હતા. તે દીકરીને તેવણની જીંદગીની સહી સલામતી વાસ્તે ઘણી ધાસ્તી પેદા થઇ અને તેણીનો તે વાસ્તે જીવ બધો ઉડયો સુગો ગયો.

"એ મને મારી નાંખશે, મેહરાં," મેહરાંનાં કાળજીવંત સવાલોનાં જવાબમાં તે બાપે કહયું; "હું માહરી નાંમોશી પછી ઝાઝો વાર ઉગી શકવાનો નથી."

મેહરાંએ ધીરજ અને પ્યારનાં શબ્દો કહી તેને સધ્યારો દીધો; ો કોમળાંગી એથી જયાદા તે વાહાલા બાપ વાસ્તે શું કરી શકે?

દીવસો વેહતા ગયા, અને સોહરાબ દારૂવાળો તે મહીલાનાં ્યારમાં વધુ ને વધુ જોરથી ગરક જતો ગયો, જયારે તે પુતળી વધારે ને ાધારે નિશ્ચયપુર્વક થતી ગઇ કે તેઓ વચ્ચે ધરાવતા તફાવતને તેની ીત પ્રમાણેજ જળવાવો જોઇયે. તે તે તફાવત સાચવતી અને કેવી પંચળાઇથી સાચવતી કે જેથી સભ્યતાના કાનુનનો ભંગ ન થાય ે, અલબટ, લગરીક અજાયબીભર્યું હતું.

એક સુંદર, ઝળકતી સહવારે સર મેહરનોશજીએ સોહરાબ ાાથે કેથે લાંબે 'રાઇડ' ઉપર જઇ આવવાનું મેહરાંને સુચવ્યું; હવા ાણી ફાંકડી ને તરોતાઝગી આપતી હતા–તેણીને તેનાંથી ઘણો ફાયદો ાવાનો હતો. પરંતુ મેહરાં બંડી જેનું નામ? બિચારા સોહરાબ ારૂવાળાએ આતુરતા ને આશાથી ઉપર જોયું; તેનાં દીલમાં ખુશનીદી ે ખુશાલી પેદા થઇ, જયારે તેનાં ચેહરા ઉપર ઘણું આશાભર્યું ૂરવું ફેલાઇ રહ્યું. પરંતુ તેણીની રીતભાત ને જવાબે તે બાપડાને ેડોગાર કરી મેલ્યો. તેણીની રીતભાત અને જવાબ બંને ઘણાં ઠંડા ાતા. સહવાર ઘણી ફાંકડી હતી, તેણીએ તે કબુલ્યું; અને 'રાઇડ' ઉપર જઇ આવ્યાથી મી૦ સોહરાબ દારૂવાળાને ફાયદો ઘણો મોટો ાવાનો હતો. પણ તે પોતે તો સહવાર હોવાથી ઘણી રોકાયેલી ાતી; એક મોટાં ઘેરનો ખટલો એખલે હાથે ચલાવવાનું કાંઇ નજીવું ામ હતું નહિ અને એવો જવાબ દઇ તેણીએ તે બંનેને ઉડાવ્યાં.

"પણ એક 'રાઇડ' લેઇ આવવાનો તો તને જરૂર વખત મળશે, મેહરાં," તે બેરોનેટે કહ્યું; અને મેહરાં ઘણી ઝડપથી બોલી કે તે તદન નહિ બનવાજોગ હતું.

સોહરાબ દારૂવાળાનાં મુખ ઉપરનો પ્રકાશ ઘણો ઝંખવાણો પડી ગયો. મેહરાંએ તે જોયું. પણ તે તેનાં તરફ માયાથી વર્તવા ઇચ્છતી ન હતી; તે ભુલી જવા માંગતી હતી નહિ કે તે આખર કરે ને એક દારૂવાળાનો દીકરો હતો. એજ પ્રમાણે તે દરેક ચીજમાં વર્તતી હતી. તેણીની રીતભાતમાં કાંઇ ઠપકાપાત્ર હતું નહિ; તે ઘણી સફાઇથી ને ચંચળાઇથી ઉડાવતી હતી, કે જેથી તે પુરતી સભ્ય રહી પોતનો ટેક જાળવતી. તે કાંઇ ટાંડી કે બેદરકાર પણ રહેતી નહિ-તે કાળજી તો કરતી હતી ખરી-પણ તેણીની રીતભાત મુખ્ય ધ્યાન ખેંચનારી હતી; તે સોહરાબ તરફ એક રાણી પોતાની પ્રજા સાથે વર્તે તેમ વર્તતી અને નહિ કે એક બાનું પોતાની બરોબરી ગૃહસ્થ સાથે વર્તે તેમ.

જ્યારેબી તે બેરોનેટ એવું કાંઇ સુચવતો કે જેથી મેહરાં તે લખોપતી વારસનાં સંબંધમાં આવી શકે ત્યારે તે હંમેશાં કાંઇ ન છુટકો થાય તેવાં બહાનાંઓ લાવી ખડાં કરતી. ફરીયાદ કરવાનું કદી કોઇને મુળ તે આપતી નહિ-સોહરાબ પોતે તેનાં મનથીબી તેણીની રીતભાત વાસ્તે તેણીને ઠપકો આપી શકતો નહિ; પણ તે ઘણો ગુચવાતો ને ગુંગળાતો. તે છોકરીની રીતભાતમાં કાંઇ એવું હતું કે જેનાથી તે વગર માંગતે હાર પામતો. જો તેણી તેને વાસ્તે અણગમો દેખાડતે તો તે તે અણગમાં સાથે બાથોબાથ લડતો

હને ને તેને જીતી હને; જો તેણીએ ખુલ્લો તીરસકાર બતાવ્યો હતે તો તે તે તીરસકારને પણ તેણે મારી હઠાવ્યો હતે. તેણી માત્ર તેને અખાડા કરી જતી હતી—અને તેવા સંજોગોમાં તે બાપડો શું કરી શકે?

## પ્રકરણ ૮.

એમ એક અઠવાડીયું પસાર થઇ ગયું; અને પછી માતબરની, મગરૂર મેહરાંને લાગ્યું કે તે, આ લક્ષાપતી દારૂવાળાનો દીકરો, તેણીમાં ઘણો મોટો 'ઇનટરેસ્ટ' લેતો હતો. તે બેરોનેટ ભણીની તેની કાળજી અને તકેદારીનો તો કોઇ સુમારજ હતો નહિ; તે આખી રાત જાગતો બેસ્તો, અને બધા હીસાબો ઘણી સંભાળથી અને બારીકીથી તપાસ્તો કે જેથી સર મેહરનોશજી માતબરનાં સંબંધમાં મુંઝવાયેલું ગુંછળુ કોઇ રીતે સમુ થઈ શકે. તે તે બુઢ્ઢા બેરોનેટનાં લાભનાં સંબંધમાં કાંઇ મળી આવે કે જડી આવે તે ઇરાદાથી બધા હીસાબો તપાસવામાં બહુ મેહનત લેતો; તે, વળી, સર મેહરનોશજીની પોતાની પણ એવી તો મમતા અને માયાથી કાળજી કરતો કે જાણે તે પોતેજ તેવણનો દીકરો હોય—તેની મમતામાં એક અબળા જેવી નાજુકાત હતી, જ્યારે તે માયા એક બેટા માફકજ રાખતો હતો.

સર મેહરનોશજીનો તો તે મોટો ટેકો થઇ પડયો. તેવણ દરેક બાબતે તે નવજુવાન સોબતીનીજ સલાહ લેતા અને તેના ઉપરજ બધો

આધાર રાખતા થયા. એ જોવા વાસ્તે ઘણું દયાજનક હતું. તે ખરડો માતબર એરોનેટ હવે તમામ નિરાધારીથી ને જવાન્યાંનાંજ સરખસર આધાર ઉપર જઇ પડયો હતો, તેનાં ઉપરજ તે બધી ઇમારત બાંધી બેઠો હતો એ અનુભવવાનું ખરેખર દયા ઉપજાવા જેવું હતું. પરંતુ સોહરાબ દારૂવાળાને ઇનસાફ આપવા થકી અત્યારે કહેવુંજ જોઇએ કે તે દીલે દીલાવર જવાન સર માતબરની પરતંત્રા તેને મુદ્દલ જણાવવા દેતો નહિ. તે દરેક રીતનું તેવણુંને માન આપતો, એક બેટે પોતાનાં બાપને આપે તે મીસાલ; અને તેવણુને તે મુરબ્બી ગણીનેજ કાંઇપણ કામ કરતો હતો.

મેહરાંએ તે જોયું અને તે મધુરી એ જોઇ ઘણી અચંબે પામી. તે તેનાં બાપને ઘણું અધીરાં હેતે ચાહતી હતી, અને તેવાંજ-તેણીનાં સરખાંજ હેતે-તે પ્યારા પીદરને એ સોહરાબ ચાહતો અને માન આપતો હતો તે જોઇ તે ચાતુરી અજાયબ થઇ. વળી, પછી તેણીએ આ પણ 'નોટીસ' કર્યું. તે કોઇ વખતે વાતચીતમાં આંખે ઉઠાવી સોહરાબ તરફ જોતી અને તેને માલમ પડી આવતું કે તેની આંખો ઘણાં ધ્યાનથી અને ઘણી આતુરતાથી તેણીનાં પોતાના ચેહરા ભણી ચોંટેલી હતી. તે ઘણી વાર તેણી સાથે થઇ જવાની તકો શોધતો હતો, તે પણ તે દીલાવર નાઝનીનનાં જોવામાં આવ્યું. વળી વધારે તે તે અજાયબ આ 'નોટીસ' કરી થઇ કે જો અકસમાટીક તે તેની કને જતી તો તેનો મર્દાનગીભર્યો ચેહરો આતશ માફક બધો ભભુકી મારી રેહતો ને તેનાં હાથો ને હોઠો બન્ના૦ ધ્રુજી પડતા. તે, વખત જતાં, એ વિષે સેહજ અજાયબીથી વિચાર કરવા લાગી, જો

તેને વાસ્તેનો તુચ્છકાર નો જેવો અને તેવોજ હતો. પછી વળી તેનાં બાપ તેનાંમાં (સોહરાબમાં) વિશ્વાસ મુકતા થયા એ તેને ગમવા લાગ્યું. તેણીને હવે લાગ્યું કે તેના બાપે એ જવાનમાં ભરોસો મુકી સઘળી વાતો કીધી એ સારૂંજ થયું; અને તોપણ તે તોખમની તકોબરીમાં મરી ચરી રહેલી માહાબુએ તેઓ વચ્ચે હસ્તી ધરાવતા તફાવતને તો વિસરી જવા પોતાનાં મનથી સાફ નાંજ પાડી.

સોહરાબજી તેની સાથે ઘણીજ થોડી વાતો કરતો; તે બનતાં સુધી સારા વખાણનાં શબ્દો તો કદી બોલતોજ નહિ; તેણી સાથની વાતચીતમાં સાધારણ સારા શબ્દો કે જે તે ઘણી સેહલાઇથી બોલી શકયો હતે તે પણ તેણે અખાડાજ કર્યા. તે મેહરાં સાથે ઘણુંજ થોડું અને તદન ખપજોગુંજ બોલતો; અને એવો જે એક અંતર તે સાચવતો હતો તે જોઇ મેહરાં પોને પણ ઘણી ઉપકારી થઇ, કેમજે જો તે છેક લેપનો થઇ તેની સાથે વાત કરાવતો આવતે તો પોતાનાં ટેકને વિવેક સાથે સાચવી લેવા વાસ્તે તેણીને ઘણી મુશ્કીબત પડતે. તેની એ દાનેશમંદી વાસ્તે તે છોકરી ઘણી આભારી થઇ. તેને તેની પોતાનીજ જગા ઉપર રાખવા વાસ્તે તેણીને ઘણું ભારી પડયું નહિ—પઇસાથી મેળવાતા દરજ્જાનો તે કાંઇ પણ લાભ લેતો ન હતો તે જોઇ તે છોકરી ઘણી ખુશી થઈ. અને તેથી તે કુદરતીજ તેની સાથે ટેકથી અને વિવેકથી રેહવા લાગી. તેમ કરવા વાસ્તે કોઇ રવેશની તેણીને જાસ્તી જેહમત ઉઠાવવી પડી નહિ.

તેણીને લાગ્યું કે તેનાં પપા તેઓને સાથે રાખવાની કોશેશ કરતા હતા, કે તેવણુ તેણીને એ સોહરાબનાં સંબંધમાં વધુ ને વધુ

આવે તેની ટકો શોધતા હતા. તેણીએ તે શોધી કાઢ્યું. અને વાસ્તે નારાજ થવું કે નહિ તેનાં નિર્ણય ઉપર તે આવી નહિ. સોહરાબ તે બાપ દીકરીની વચ્ચે પીક્ચર ગેલેરી ઉપર આ તેમ ફરતો, અને તે વખતે તેને લાગતું કે તે છેક સાતમે આસ હતો. વળી જ્યારે મેહરાં કાંઇ વાત કરવાનાં 'મુડ'માં હોતી ત્યારે એવી ચંચળાઇથી ને ઉલટથી વાત કરતો હતો કે તે મગરૂર લાને કબુલ કીધા વિનાં ચાલ્યું નહિં કે તેની વાતો અત્યાર સુ તેણીએ સમજેલી બધી વાતો કરતાં ઘણી ચઢયાતી ને હોશ ભરેલી હતી. દરેક બાબદો ઉપર તેનાં 'વ્યુઝ' ઘણાં સુદ્ધા અને જોર હતા; તે [illegible] એક તીક્ષ્ણ બાહોશ 'જડજ' હતો, અથંગ નુકતેચીન. તે ઉપરાંત તેની છાતીમાં બધો ગામ ગપાટાઓ તો ભંડાર ભરેલ હત. શેહરે શેહરની તે વાતચીત [illegible] અને બ ઓ આપતો; તે એક સ્કોલર હતો–તે એક સ્ટુડંટ હતો; અને શું નહિં હતો એ અજાયબી હતી. મેહરાં માતબરને એ કબુલવાની જાણે ફરજજ પડી કે એક દારૂવાળાનાં દીકરા સીવાય બધી રીતે ઘણો અજાયબીભર્યો હતો.

બાહાદુરી અને શુરાતનપણાં વિશે, ઉમદાપણા અને સ્વ માટે તેનાં પોતાના ખ્યાલોણી અલાહેદા હતા. જેમ મહેરાં મા હતી કે એ સઘળા ગુણો માત્ર 'એરીસટોક્રસી' વાસ્તેજ હતા તેમ માનતો હોય એમ દેખાતુ ન હતું. મહેરાં આ જોઇ અજાયબ અને અજાયબ થઇને બીહકથી ફાટીજ ગઇ કે તક મળતાં તો ખ તકોબરી અને ખાનદાની સુગ જેને તેણી પોતે ઘણી ચાહતી

જેમાં તે ઘણું માનતી હતી અને જેને તે ઘણું મોટું માન અ.પ-
તી હતી તે વાસ્તે તે ઘણું સખ્ખત મત ઉચારવાની હીંમત કરતો
હતો અને એવી તકોઅરી ને સુગ વાસ્તે તે ઘણાં કરડા ટીકકાઓ
બેધડક કરતો હતો. શું એ તેનું મત અને ટીકકાઓ માનવા જેવા
હતા ? ખાનદાની માણસોમાંજ ઉમદાપણું અને ખરાં તોખમી લોકો-
માંજ અમીરી ખવાસ હોય છે એ વાતને તો તેણે હસી કાઢેલી
મહેરાંએ જોઇ !

એક સાંજે તે સર મહેરનોશજી સાથે લાયબ્રેરીમાં હતો, અને
તેઓ વાતચીતમાં એટલા ગુંથાએલા હતા કે ખાવાનો ઘંટ વાગ્યો
તે પણ તેઓનાં સમજવામાં આવ્યો નહિં. એ દીવસે તેણીના પપા
કાંઇ અસાધારણ માદા જેવા અને ફીકરમંદ દીસ્તા હતા. તે, તેથી
ઘણી ચટકફટકમાં પડી. તે માહાગુઅને ઘણી અકડવકડ થઇ.

"એટલા બધા ને શાને વાસ્તે એ લોકો વાતચીતમાં ચકચુર
થઇ ગીયા હોશે !" મહેરાંએ મનસે ફીકરથી પટપટ કીધી; અને
પછી જ્યારે તેઓ બંને સાથે ડાઇનીંગ રૂમમાં ઘણી ઉતાવળથી દા
ખલ થયા ત્યારે તે મધુરીને લાગ્યું કે તે બેઉ જણાઓ તેણી ભણા
જોવાનું અખાડા કરતા હતા, જાણે તે નાજુક તુમાખી ચહેરા ઉપર
નજર નાંખવાની તેઓમાં હીંમત ન હોય તેમ. એ શું હતું ? સર
મહેરનોશજીના જઇફ ચહેરા ઉપર ઘણો વિચારવંત અને ભગ્ગી
ખાધેલા જેવો દેખાવ નજરે આવતો હતો—તેવણ ઘણાં અશાંત
જેવા અને ઉશકેરાયેલા દીસ્તા હતા. તેવણની રીતભાતમાં જાણે
કોઇ ચીજ મેળવવા તેવણ આતુર હોય ને તે વાસ્તે અંદરખાનેથી

કરગરતા હોય તેવું કાંઇ હતું; જ્યારે સોહરાબ દારૂવાળો આતુર ને આશાવંત દીસતો હતો. એ શું હતું? મધુરી મહેરાં તેનાં મનથી ઘણું વીસ્મય પામી.

"મેહરાં," આખ્ખો વખત ભોણું ગુપચુપ અને વીચારવંત અવસ્થાએ બેસી ખાધા પછી ટેબલ ઉપરથી ઉઠતાં સર મેહરનોશજીએ કહ્યું, "તું માહરી સાથે વાતચીત કરવા વાસ્તે થોડીક મીનીટો ફાજલ પાડી શકશે, દીકરી? હું લાયબ્રેરીમાં જઇ બેસુંછ."

મેહરાંએ સરેસ્તા મુજબની નમનતાઇથી તે બાપને હાકારમાં જવાબ દીધો, જેમ કરતાં તેણીએ જોયું કે સોહરાબ તેણીનાં ચેહરા તરફ જોઇ રહગો હતો અને તેની આંખોમાં કોઇ ઓચીંતો તેજસ્વી દેખાવ વ્યાપી રહગો—કાંઇક મોટી આતુરતા અને ખુશાલીની એક વિચિત્ર લાઇટ. પછી જ્યારે તેઓ એખલાં પડયાં—મેહરાં અને સોરાબ—ત્યારે તે જ્યાં બેઠો હતો ત્યાંથી ઉઠગો અને તેણીની બાજુમાં આવી ઉભો. તે ઘણો ઉશકેરાયલો હતો, જ્યારે તે ચાતુરી તો શીરીન, શાંત અને ટેકદાર ને મગરૂર દેખાતી હતી.

"મેહરબાનું," તે બોલ્યો, ધીમાં અવાજે, "હું ઇચ્છુંછ કે હું અહીં તમારા પગ આગળ ગુંથણીએ પડવાની હીંમત કરૂં અને તમને જે તમારા પપા સુચનાં કરવાનાં છે તે વાસ્તે મેહરબાંનીભર્યો વિચાર કરવાને આજુજી કરી શકું."

તેણીએ પોતાની શાંત ઠંડી આંખોએ તે ગંભીર દેખાવલો ચેહરો જોયો.

"માહરી આગળ ગુંટણીએ પડવાનું તમારા જેવા ગૃહસ્થ માટે ઘણું કઢંગુ છે, મી૦ દારૂવાળા," માતબરની મેહરાંએ જવાબ દીધો; "અને મેહરબાની કરી મને દરગુજર કરજો-પણ જે માહરા વાહલા ને મુરબ્બી બાવાજીને મને કેહવાનુ છે તે મેહરબાંનીભરેલી રીતે સમજવા મને સમજાવવાનુ કામ તમારૂં નથી; મને તમારી એવી કોઇબી આજુજીઓની જરૂર નથી."

સોહરાબ દારૂવાળાનાં બરડે તે સીધ્ધા જવાબથી પાણી ઉતર્યું !

"પણ, મેહરબાનું તમે જાણતાં નથી-મને કેહવાની રજા—"

તે તુમાખ અને તોરથી માથું ફફડાવી બાજુએ ખસી ગઇ; તેનાં તેજસ્વી હોઠો ઉપર તીરસ્કારનાં મળકાત સાથે તેને બોલતો અટકાવવા એક રાણીનાં ઠંડેરાથી તેણીએ પોતાનો એક હાથ લાંબો કર્યો.

"પારડન મી, મી૦ દારૂવાળા; માહરા પપા અને માહરી વચ્ચે ઇનટરફીયર થવા હું કોઇનેબી રજા નથી આપતી. હાલમાં માહરે તમારી દરગુજર ચાહી લેવાની છે, કેમજે મને માહરા પપા આગળ વખત ખોહયા વીના જવુંજ જોઇયે."

અને બીજો એકબી જયાદા શબ્દ બોલ્યા વિનાં, જુદાઇએ પાછું તેની ભણી જોવા પણ વગર, તે ત્યાંથી હરણીની ચપળતાએ નિકળી ગઇ. બાપડો સોહરાબ ! પ્યારઘેલો સોહરાબ ! તેણે તેણીને એમ તેની સાથે આવી તોછડાઇ વાપડી ચાલી જતી જોઇનેબી ઇચ્છયું કે તેની ભણીનાં તેનાં મોટા ધીક્કાર છતાંબી તે પાછો તેણી કને જાય અને પોતાનો ટેક ને દરજજોબી ખોહી, તેનાં ગુંથણ મંડીએ પડી તેણીને તેને

માટે મેહરબાંની ભર્યું વિચારવા સમજાવે. અરે, પ્યાર–પ્યાર–કવિઓએ તને દીવાનો ગણેલો છે તેમાં કાંઇબી ખોટું છે? તું, ખરેજ, અકકલમંદોને પાગલ બનાવી દે છે અને ડાહયા, શ્યાણા, શીખેલાઓને મુર્ખ, દીવાના અને ચકભ્રમ કરી મેલે છે. દોસ્તો, દુન્યામાં બધી ચીજની તલબ કરજો, પણ કદી કોઇ છોકરીનાં પ્યારમાં ના પડતા!

"આટલો બધો 'ઇનસોલન્ટ' બનવાની એણે કેમ હીમત કીધી?" ડાઇનીંગ રૂમમાંથી બાહાર પડતાં ચાલમાં પોતાનાં ઉશકેરાયેલા જીવને શાંત પાડતાં મેહરાં ઘણાં કચવાત ને ક્રોધથી બોલી. "એ માહરા પપાનું કેહલું મેહરબાંનીથી સમજવાની મને અરજ કરે–એ, એક દારૂવાળો, એક હલકાં ખાનદાનનો સખશ–મને, એક બેરોનેટની બેટીને, એક ખાનદાની છોકરીને!"

તેણીની ચક્ષુઓમાં પાર વિનાંનાં ધીકકારનાં જવાળાજ જળતાં જોવાના હતા; તે નાજુક હોઠો અગાધ તીરસ્કારનાંજ હસ્વાથી વળ ખાતા હતા; તેણીનો રૂપાળો ચેહરો સળગેલા કોલસા માફક લાલચોલ થઇ આવેલો અને તપી ગયેલો હતો.

તે, પછી, જરા વાર થોભી પોતાનાં જીવને શાંત પાડી નરમ પગલે ચાલીને લાયબ્રેરીમાં ગઇ, અને ત્યાં પોતાનાં પીદરને તેવણુની માનીતી ઇઝીચેર ઉપર ગોથવાઇને બેઠેલા જોયા.

"બારણું ઢાંકી દે, મેહરાં," તેણીને આવેલી જોઇ ખુરસી ઉપર તડા થઇ બેસતાં તે બેરોનેટે કહ્યું "હું તાહરી સાથે કોઇનાંબી ખલલ નાંખ્યા વગર વાત કરવા માંગું છ."

તે દીકરીએ તેને ફરમાવવામાં આવ્યું તેમ કીધું, અને પછી તે અંદર ગઇ. તેણીએ જોયું કે તે જૈફ ચેહરો આસુઓથી ભીંજા ગેલો હતો, અને તેવણે પોતાનો એક હાથ લાંબો કર્યો.

"મેહરાં, માહરી વાહાલી દીકરી, અંહી આવ" તેવણે કહ્યું- "અંહી, કે જ્યાં હું તને કીસ કરી શકું અને તાહરી આગળ આજુજીઓ ને કાલાવાલા કરી તને સમજાવી શકું"

તે તેવણનાં પગ આગળનાં એક નાનાં સ્ટુલ ઉપર બેઠી, તેવણનાં ગુંથણો ઉપર પોતાનાં બને હાથો પ્યારથી મુકીને; જ્યારે તે નમ્ર. રેતવંતી, આતુર આંખો, તે ચમરાયેલો ચેહરો જોવા લાગી. તે એટલી અજાયબ થયેલી હતી કે કાંઇપણ બોલી શકી નહિ; પણ સર મેહરનોશજી જાણે શરૂ કરવાની ઉતાવળમાં હોય નહિ તેમ દીસ્યું.

"મેહરાં," આયંદે તેવણે કહયું, "મદદ આવી પુગેલી છે. ઓહ, માહરી દીકરી, જ્યારથી દુઃખનો કાળાશ માહરી નજરની આજુબાજુ ફરી વળેલો છે ત્યારથી આજેજ પહેલ્લી વખતે મેં આશાનાં ઉજાશનાં કીરણને જોએલું છે, અને હું ખુશાલીથી માંદો, દુબળો ને બેસુધ્ધ જેવો થઇ ગયેલો છેંઉ! મેહરા, મેં એક રસ્તો જોયેલો છે કે જે વાટેથી હું બચી જઇ શકું તેમ છે."

પછી તેનાં જોરે તેવણને દગો દીધો; જે હીંમતથી અત્યાર સુધી તેઓ ટકી રહયા હતા તે દયાહીણ બની તેવણને તજી ગઇ

અને તે જૈક બેરોનેટ પોતાની બેટી ભણી વાંકો વળી એક બચ્ચાં માફક રડયો.–આતુરતા, અધીરાઇ અને દુઃખ ને નીરાશાનો તે એક માહાસાગર રોપો.

“ફક્ત ખુદા એખલાને રોશન છે કે મેં કેવું કેવું ને કેટલું બધું ખમ્યું છ!” તેવણે ડચકાંઓ વચ્ચે કહયું, “મેં મને હીણાયેલો, તોછડાયેલો—દયાહીણુ જેલજાત્રાએ ગયેલો જોયો છે––માહરી દોલતની ખુહારી થયેલી, માહરાં નામને નામોશી લાગેલી અને માહરાં એકનાં એક નાજુક ફરજંદને રોજની રોટલી વાસ્તે વેહીતરું કરતી જોઇ છે! મેં મને પોતાને એક ચોર, બદમાસ, ઠગારો કેહવાતો સમજ્યો હતો, અને તે બધાંએ મને છેકજ મારી નાંખ્યો હતો. હવે–આહ, ખુદા!–તે બધું ખલાસ થઇ ગયું છે—સઘળું સીહા વાદળું ખંખેરાઇ ગયું છે. જે બધા ભયાનક ખ્યાલો મેં વિચાર્યા છે તે હવે ખરા નથી પડવાનાં, મેહરાં!”

“માહરા પપા, માહરા ગરીબ પપા, તમે ત્યારે કેટલું બધું સોસ્યું!” તે તેવણનું માથું પ્યારથી પસવાડી બોલી. “અને તમે મને નહિ કહયું. હું અરધી બી વાત જાણતી નથી.”

“હું તને એ કહી શકયો નહિ, માહરી ડારલીંગ. દુન્યામાં એવી બી ઘણી ગમખવારીઓ છે જે શબ્દોમાં મુકી શકાતી નથી. માહરી બી દલગીરી તેવીજ હતી–ખુદ તેના આકારેજ મને ગભરાટથી બાવરો બનાવી મેલ્યો હતો. તે ખલાસ થઇ ગયું છે, ઠેંક ગૉડ!–હું એ બધાંને માટે તદ્દન નાલાયક છેઉં, છતાં હું આશાનું કીરણ જોઇ શકુંછ. હું માહરી સનમુખ સુખનાં વરસોનું એક લંબાણુ મેદાન

અરડાઇ પડેલું જોઉંછ. હું માહરાં નામને જેવું અને તેવું કીર્તીવંત ટકી રહેલું દેખી શકુંછ-હું માહરી દીકરીનાં બચ્ચાંકચ્ચાંઓને માહરાં ગુંથણુ ઉપર બેસી ગેલગમ્મત કરતાં જોઇ શકુંછ. અને તે વાસ્તે હું પરવરદીગારનાં હજારો હજાર શુક્ર કરૂંછ!"

તે વાહલા બાપના આ ખુશાલીમર્ચા સુખુનો સમજી તે જાનોનીસાર હેને ચાકી જાણનારી મીઠ્ઠી દીકરીનો ચેહરો આનંદથી ઉગી નીકલ્યો.

"હું પોતે ઘણીજ ખુશી છેઉં, વાહલા પપા," તે મીઠાસથી બોલી, "મને જેમ તમારી દલગીરી વાસ્તે લાગતું હતું અને મારો જીવ બળ્યા કરતો હતો, તેમ હવે હું તમારી ખુશાલીબી અનુભવી શકુંછ ને તમારી ખુશાલીમાં માહરો સર્વોત્તમ ભાગ સમજજો. મેં તમારે માટે માહરી જીંદગીબી વેચી નાખી હોતે, જો તેમ માહરાથી થઇ શક્યું હતે તો."

તેવણ તેણી ભણી જોવા લાગ્યા, અને મહેરાંએ તેવણની આંખોમાં કાંઇ આતુરતાભરેલી બીહક ફેલાયલી જોઇ. તેવણે તેનાં નાજુક ખભાંઓ ઉપર પોતાનાં બંને હાથો મેલ્યા અને તેણી તરફ ઘણી આતુરતાથી, ઘણી ઉશકેરણીથી, ઘણી બીહકથી ધારી ધારીને જોવા લાગ્યા.

"બધુ તાહરા ઉપર આધાર રાખેછ, મેહરાં," તેવણે કહયું-"બધું તાહરી એખલી ઉપર છે."

"માહરા ઉપર, પપા?" તે ચકીત થઇ બોલી. "એ કેમ બની શકે, વારૂં?"

"તું હમણાં બોલી કે મને બચાવા તેં તાહરી જીંદગીબી વેચી દીધી હતે. શું તું માત્ર એ બોલીજ કે ખરેખર એમ કરતે?" તેવણે પુછયું.

"હું તેમ કરી બજાવતે, જો તેમ બન્યું હતે તો," તે વાહલી ભુળકીએ હીમતથી ઉત્તર દીધો. "હું તમારા માટે—અને આપણા માનવંત કુટુંબને નામોશીમાંથી ઉગારી લેવા વાસ્તે એક તો શું પણ જો હઝારો હતે તો તે સઘળી માહરી જીંદગાનીઓ મેં આપી દીધી હતે." તે માહયુએ લાગણીથી ઉશકેરાઈ આવી ઘણાં જોશથી કહયું અને એ વખતે તે ગોરા, રૂપાળા ચેહરા ઉપર જે ખરાપણું અને સાચ્ચી ઇમાનદારીનાં ચીન્હો હતાં તે, વાહલા વાંચકો, ખરેજ જોવા જોગ હતાં. તે કેટલી સુધ્ધી, કેટલી શુરવીર, પોતાના કુટુંબની નોક માટે કેટલી હદે મરી ફીટવાવાળી હતી તે તેણીના આ ઉશકેરાયેલા અવતારમાંજ ચોખે ચોખ્ખું જણાઇ આવતું હતું. તે શુરવીર બાળા! તે નોખમની તકોબરીમાં અટવાયેલી તરૂણ. તારૂણી! તેણી પોતાનાં ખાનદાનને માટે એક સળગેલી ચેહમાં પણ જઇને ભુસકો મારી જીવતી બળી મરવા તૈયાર થઇ જાય તેવી હતી.

"તુંને તાહરી જીંદગી નથી આપી દેવાની, દીકરી; તુંને ફકત એક 'પ્રેજ્યુડીસ'—તાહરો એકતરફી ધખારો—બાજુએ મુકી દેવાનો છે. સમજ, મેહરાં. સોરાબ દારૂવાળા ઘણા ઉત્તમ ખવાસનો છે, એક ખરેખરા અમીરી ખવાસનો કહું તો ચાલે. તેણે એક એવી માંગણી કીધીછ—અરે, માઇ ડારલીંગ, તેની માગણી કેવા શબ્દોમાં તે કહેવી તે પણ મને સમજ પડતું નથી, તે એટલી બધી ઉત્તમ છે! પહેલ્લી બારીમાં

થોડીક ચોક્કસ શરતોએ જે હું તને પછી કહેવશ, એ મને પાછા પચાસ હઝાર રૂપ્યા ધીરવાનો છે, કે જેથી આપણો 'માતબર માહાલ' માહરા વડવાઓનું પુજ્યવંતુ પ્યારૂં ઘર આપણા હાથમાંથી જતું રહેશે નહિં; પછી વરી એ માહરા ખાતે બીજા પચીસ હઝાર રૂપીયા જમે કરાવશે કે જે વારને હું તાહરા કઝીન દોરાબના કરજમાં છેઉં અને એમ કીધાથી એ રકમ જયારેભી હશે ત્યારે હું તેને પાછી 'રીપે' કરી દઈ શકશ ને માહરાં નામને જરાબી બટો લાગી શકવાનો નથી. છેવટે, એણે ખુદ પોતાના ગજવામાંથી માહરૂં દરેક કરજ ભરપાઇ કરી દેવાનું માથે લીધું છે. એ દરેક ચીજ પોતે સંભાળી લેવાનો છે અને તેથી હું છુટો થઇ જવાનો છેઉં—આહ, છુટો કરજથી, છુટો દારૂન વિચારોમાંથી, છુટો નામોશીમાંથી, મેહરાં તું સમજી શકેછ કે?"

મેહરાં કાંઇપણ બોલી નહિ; તેનાં બાપની ખુશાલી તેણીને ચકભમ કરવાને પુરતી હતી અને તેથી તે કાંઇબી બોલી શકી નહિ.

"હું એ બોલોબી બોલી શકતો નથી, મેહરાં–હું મોકળો થઈ જવાનો છેઉ!" તે જઇફ બેરોનેટે ખુશાલીથી જારી રાખ્યું. "હું માહરો પોતાનો, માહરા કુટુંબનો, માહરી જાગીરનો દમામ જેમનો તેમ જાળવી રાખી શકશ—હું માહરાં નામને નામોશીનો એકબી દાઘ લગાડયા દીધા વિનાં ઘણું સુખથી અને સંતોષથી મરી જવશ. અને જે ભયાનક 'ઓરડીવલ' (કસોટી) માંથી હું પસાર થયોછ તે દુન્યા કદી જાણી શકવાની નથી."

તે દીકરીએ ફક્ત તેણનાં ઘરડાં નબળા હાથો ઉપર કીસ કીધા અને તેઓને પ્યારથી પસવાડીયા કીધા.

"એ એક સૌથી ઉત્તમ, સૌથી માયાળુ અને સૌથી ઉદાર દીલનો સખશ લાગેછ, હું મી૦ દારૂવાળાને મીન કરૂંછ," તેણી બોલી; "પણ, પપા ડીયર, મને કેહો તો ખરા કે એ બધું માહરે ઉપર શા વાસ્તે આધાર રાખેછ? હું સમજી શકતી નથી."

"તે તાહરા ઉપર અને તાહરી એખલા ઉપરજ આધાર રાખેછ," સર ગહેરનોશજીએ જવાબ દીધો. "તું એમ કાય કલ્પેછ કે સોહરાબ દારૂવાળા આપણુ સઘળાને મદદ કરવા તૈયાર છે?"

"કારણ કે તમને મદદ કરવાનો તે એક હક છે, પપા."

"નહિ," તે બેરોનેટે જવાબ દીધો, "તે મને મદદ કરવા તઇયાર થઇ ગયોછ, કેમજે એ તુંને ચાહેછ."

"મને ચાહેછ!" ગુસ્સાથી તેણુ ફફડાતી તે મધુરીએ તેવણુનાં શબ્દોનો પડઘો પાડયો.

"હા. તને એ સોહરાબ ચાહેછ, એક એવી રીતે કે જેવી રીત મેં આજ સુધી કદી કોઇ જવાન્યામાં જોઇ નથી," તે બાપે ઉત્સાહથી કહ્યું. "એ તને ચાહેછ. અને તુંને એની ધણીઆણી બનાવવા માંગેછ."

ઘણાં ઉંડા વિચારોના ગારમાં લાંબો વખત વેહેર ગરક ગયેલાં એક મનુષ્યને ઓચીંતો એક સર્પ દંખ દે છે ત્યારે તે જેમ ચમકી ઝબકી–ઉછળે છે, તેજ માફક માતબરની મગરૂર મેહરાં પોતાના

બાપનાં છેલ્લા સખુનો સમજી અગાધ તીરસકારથી ફુફારા મારતી એક દડા માફક ઉછળી ઉભા થઇ !

"તેનો ધણીઆણી !" ગુસ્સાથી ગુંગળાયેલા અવાજે તે ચાતુરીએ પુકાર્યું "પપા, તમે જે બોલોછ તે સમજી શકોછ કે ? પપા, તમે તમારી સુધ્ધીમાં છેઓ કે ? હું–માતબરની મેહરાં–એક બેરોનેટની બેટી–તેની ધણીઆણી, આય બુન્યાદ વગરનાં એક દારૂવાળાનાં દીકરાની !"

"એન્ડ વ્હાય નોટ, માઇ ડારલીંગ ? વ્હાય નોટ ?"

"તમે મને એવો એક 'કવેસચન' કરોછ ? હું એક બેરોનેટની બેટી છેઉં. માહરી રગોમાં ખરે મરં ખાનદાની, નીરમળ, ધાડું લોહી દોડેછ. એ તો કોઇ ટાંઇ તંબોલી છે, છેક હલકે વાંધેનાં કુટુંબમાં જન્મ પામેલો. હું, મેહરાં માતબર, એને પરણું ! હું તે અગાઉ એક હઝાર મોહને મરી જવશ." એટલું બોલતાં તેણીની આંખોમાં જાણે આતશજ પ્રજરી રહેલા દેખાવા. પાર વગરનાં ધીકકારનો જાણે સળગેલો ભભુકાદાર અંગારજ તેમાંથી બાહાર નિકળતો હતો; ને તે કોમળ છાતી ઉશકેરણીને મારે બધી હાંફતી હતી.

તેવણુ પોતેબી ઉઠયા, અને તેણીની કને જઇ ઉભા–એક દાવાનળ દુઃખનું દયાજનક પીકચર.

"તું ના પાડેછ, મેહરાં–તુ, માહરૂં એકનું એક ફરજંદ, કે જે માહરે મારે મરી જવા ખુશાલી જાહેર કરેછ ? તું ના પાડેછ ?"

"હુ તેથી જયાદા શું કરી શકું ?" તે ઠકરાવેલા સાહદે જુસ્સાથી બોલી. "મેં તમારે માટે માહરી જીંદગી આપી દીધી હતે; પણ હું

એને પરણી શકવાની નથી—એક 'કોમનર'-એક દારૂવાળાનો દીકરો, એક શખસ કે જેનાં હાથને અડકવા વટીક હું ના પાડું છ. એ ઉદાર દીલનો છે ખરો, પણ તેનાંમાં તેના ખાનદાની ખાસ્યતાનીજ ઉદારતા છે, કે જે મને ખરીદીને તે દેખાડવા તૈયાર થઇ ગયોછ! એવા ખરીદેલા પૈસા શું ચીજ છે, પપા? એક લાખ બે લાખ રૂપ્યા! અલબટ, તે કરતાં લાખ દરજ્જે વધારે માહરી કીંમત તમારે આંકવી જોઇયે. એહ, આવો એક દાહરો જોવા હું કાંવ જીવતી રહી હોવશ?"

તેણીનાં જુસ્સાદાર બોલોના રોહ હેથળ બધો તણાયેલો, દુબેલો, નિરાશાથી ફાટી મરેલા જેવો એક અગાધ ગમખ્વારીની હાય ફેંકી તે બેરાનેટ પાછો બેસી ગયો; અને તે વખતે તેનાં દુબળા ચેહરા ઉપર જે નાશીપાશીનો ભખી ખાધેલા જેવો દેખાવ બ્યાપી રહયો તે જોઇ મેહરાં માતબર, તેણીની છાતીમાં પ્રજરતા ગુસ્સા છતાંબી, ઘણી દેહસ્ત ખાઇ ગઇ.

"વૅરી વૅલ." એક તાબેદાર બાળકની નબળાઇ ને તાબેદારીથી તે જેફ બેરોનેટે કહ્યું, "એ બની શકવાનું નથી, મેહરાં. હું તને કોઇ વાતનો ફોર્સ નથી કરવાનો, દીકરી-તું માહરૂં એકતુંએક વહાલુ ફરજંદ છે. હું બચી જવાને લાયક નથી. આશાનું હવે કોઇબી કીરણ નથી-ફકટ આફત-સીહા ઓળો જે હવે તો વધુને વધુ ઘટો થતો જાયછ."

"હું માહરૂં પોતાનું વેચાણ નથી કરી શકવાની, પપા," તે દીકરીએ પણ નાચારીથી જવાબ આપ્યો-પોતાના બાપની નાચારી જોઇ તે પોતાનો ગુસ્સો ભુલી ગઇ અને સાવ લાચારીનોજ દેખાવ

તેણીનાં ઉપરબી ગાલેપ શ્રદ્ધ આવ્યો. "જો એ ખરેખરો ભલો અને ઉદાર હોય તો તેણે આવી કઢંગી શરત કીધા વિનાં મદદ કરવી જોઇયે-એજ ખરી ઉદારતા છે, એમાંજ સાચ્ચી મોટાઇ છે."

"પણ, મેહરાં, એ તુંને ચાહેછ," તે બાપે કાંઇક આશાથી-આતુરતાથી કહ્યું. "એ મને કહેછ કે એને તુંને વરસો થયાં ચાહેલી છે, છેક તેની છોકરવન ઉમરથી. એક છોકરો હતો ત્યારે એ અહીં આવેલો ને ત્યારે તાહરા ઉપર ફક્ટ એકજ વખતે એની નજર પડી હતી. એ કેહછ કે ત્યારથીજ એ તને ચાહતો થયોછ-કે ત્યારપછીથી કોઇ બાનુનાં ચેહરા ભણી જોવાનીબી તેણે દરકાર કીધી નથી. તાહરે વાસ્તેનાં એનાં પ્યારમાં કાંઇ ઘણું જોરાવર છે! ઓહ, મેહરાં, શું એ કાંઇ તાહરા જીગર ઉપર અસર કરી નથી શકતો-આય લાંબા વખતનો, મુંગો, વરસોનો ઓબ્વટ પ્યાર?"

"એ મને ચાહી કેમ શકે? એ તો તે વખતે છેક છોકરવન ઉમરમાં હતો," તે દીલચસ્પ દુહીતાએ ધીકારથી તકરાર લીધી. "એક છોકરવાદી પ્યાર શું છે? હી વોઝ એન ઇમપરટીન્ટ બૉય, નહિ તો એવું સ્ટુપીડ વીચારવાની એ કદીબી હીમત કરતે નહિ."

"પણ એ હવે વધુવાર એક છોકરો નથી, મેહરાં દીકરી," નાચારીથી ગમખ્વાર અવાજે તે બાપે તેને યાદ આપી.

"નહિ, પણ એક છોકરવાદી 'ઇમપરટીનન્સ'-ગેરસલુકાઇ-હજી એનામાં છે," તે દીકરીએ રોકડું પરખાવ્યું. "હું એ નથી કરી શકતી, પપા. માહરામાં જીંદગીનાં પ્યાર કરતાં તોખમની

તકોબરી વધારે છે. હું આય સખશને પરણી શકતી નથી, જેનામાં ઉચ્ચાં ખાનદાનનું નબળામાં નબળુંબી તત્વ નથી."

તે કમકમીને ઝડપથી ફરી ગઇ. અને પછી બીહકથી નીં જોયું. ત્યાં તેણીનાં પગો આગળ તે બાપ ગુંથણુ મંડીએ પડે હતો, તે સફેદ માલેતોઝાર મગરૂર શીર આજુજી કરતું નીચે ઝુ પડયું હતું અને તેણે તેનાં બંને હાથો લાંબા કર્યાં હતા.

"જો, મેહરાં, હું માહરાં ગુંથણુ ઉપર પડીને તાહરી પા અરજ ગુજારૂંછ; માહરે ખાતર, ખુદાને ખાતર, મને મદદ કર-નિરાશ અને નામોશીમાં મને મરી જવા વાસ્તે ના તરછોડી જા!"

"તમે મને ના રીબાવો!" તેણીએ પુકાર્યું. "ઓહ, પપ એમ માહરા પગ આગળ તમે ગુંથણુ મંડીએ ના પડો. તમે ઉ જાઓ. એમ તમે મને શરમથી નાં મારી નાંખો!"

"ત્યારે તું માહરી અરજ વાંચશે, મેહરાં-તું મને બચાવશે! તેવણે કકળાત કર્યો.

"મને આવતી કાલ સુધીનો વખત આપો" મેહરાં બોલ "હું-હું તમને એકદમ જવાબ દઇ શકતી નથી."

અને ઉતાવળથી વાંકી વળી તેવણનાં કાહેલી ચેહરા ઉપ પોતાનાં ધ્રુજતા હોઠો દાબી તે તે ઓરડો છોડી જતી રહી.

આવતી કાલ! તેટલા વખતમાં તે શું વિચારશે! તેણી ક થોડા કલાકો ફાજલ હતા, એટલા વખતમાં તે શું એ માંગણી વાર મેહરબાનીભર્યા ખ્યાલો કરશે! તોખમની તકોબરીમાં ગળાં સુ

ડુબી ગયેલી એ બેરોનેટની બેટી શું સઘળી સુગ બાજુએ મેલી દઇ પોતાનાં પ્યારા પીદરને માટે એક દારૂવાળાનાં દીકરાને પરણુવા તઇ-ચાર થશે? જે મરદનાં હાથને વટીક અડકવા તે અગાધ ધીકકારથી ના પાડતી હતી શું તેનીજ સાથે તે જીંદગીની પાર બાંધવા હા પાડશે? શું એ જરાપણુ બનવા જોગ છે?

## પ્રકરણ ૯.

એ સારૂંજ થયું કે મેહરાંને પોતાનાં ઓરડામાં રોંહસાભર અને ધસારાબંધ ચાલી જતાં સોહરાબ દારૂવાળાએ જોઇ નહિ; નહિ તો તે રૂપસુંદરીનો કોપાયમાન અવતાર નિહાળી તે આશાવંત જવાનનું જીગર તેની છાતીમાં અગાધ નાશીપાશીથી રૂંધાઇજ ગયું હતે. તે ઘણી ધાટકી રવેશે તે બાપડા ભણી ગેરઇનિસાફી અને લાગણી વગ-રની બનતી હતી. તે તેનાં તરફ ઘણા જોસસાથી અને ગુસ્સાથી ક્રોધે ભરાઇ હતી, કેમજે તેણે તેણીને તેની પોતાની ધણીઆણી બનાવવાનો વિચાર કરવાની હીમ્મત કીધી. ફકટ પૈસાના જોરે—એક નશીબદાર અકસ્માતની બરકતે—તે તેણી સાથે પરણુવા માંગતો હતો! તેનામાં ન હતું તોખમ કે ન હતું ખાનદાની ખમીર, અને તે છતાં તેઓ વચ્ચે હસ્તી ધરાવતા એક મસમોટા તફાવતને ભુલી જવા જેટલો તે અપંગ બન્યો! તે તેની દોલતનાં જોરે તેણીને—માતબરની મેહરાં—એક બેરોનેટની બેટીને—પોતાની 'લૅવલ'માં લાવવા માંગતો હતો!

તે તુચ્છ બુદ્ધીનો નીમકહરામ—તે એક હલકા જીવનનો દોલતમંદ હતો! જેના ઘરની તેને કુત્રી પણ ન મળે તેજ ઘરની પુત્રી મેળવવાની તે સરકશી કરતો હતો? ખુબસુરત મેહરાં ગુસ્સાથી બધી ઉછળી અને આગની માફક બધી ધમધમી આવી.

"મને ચાહવાની એ વાત કરેછ!" તે ફફડાત કરતી પુકારી ઉઠી—"એની છોકરવાદી ગેરસલુકાઇને એ લવ કહેવડાવેછ, અને વળી એ બધું માહરા પપાને પણ એણે કહયું! હુ ટોક ઓફ્ હીઝ કોનસ્ટનસી હુ મી! શું ત્યારે એ મને એક સફેદ ગુલામ સમજેછ, ? જેને એ સુનાના ચળકાતથી આંજી નાખી ખરીદ કરવા તઇયાર થાગીયો છે? બીચારા માહરા પપાને પૈસાની જરૂર છે અને તેથી એ તેનો લાભ લઇ માહરા પપા પાસે માહરૂં વેચાણ કરવા કબુલાવેછ શરમ છે!"

હાથની ઘણું જોરથી અદબ વાળી અને બળતા કોલસાના ટુકડા માફક ચકચકતી આંખો સાથે તે ઘણી ઉતાવળથી ઓરડાગમે ત્રણ ફેરાઓ ફરી.

"એ તદન એક વેપારી સાટાં જેવું દીસેછ!" તે કડવાસથી તેના મનસે બોલી. "એ તો એમજ હોય એમ દીસેછ. માહરા પપા કોઇ દુશમન તદન ખુહાર થઇને બેઠાછ અને એવણુને પૈસાની હાડેહ જરૂર છે. આય માણુસ આવી ઉભોછ અને કેહછ કે તે પૈસા તેઓને મળી શકશે; પણ તે પૈસાની કીંમતમાં માહરા બાપને પોતાની બેટી આપવાની છે. એક ખરા ખાનદાની માણુસે, એક ખરેખર અમીરી ખાસ્યત ધરાવનારાએ તો પૈસા એમના એમ આપી દી

હતે—પૈસા ધીર્યા હતે–આવી કશીગી હલકી શરતો કીધા વગર, અને નહિ તો એવી ઓફર કરવાનુંજ અખાડા કરતે. તે પોતાનાં પૈસાની કીંમત માંગેછ. આનાં કરતાં વધારે હલકતપણું શું હોઇ શકે! આનાં કરતાં કોઇબી ચીજ વધારે એક ખાનદાની અને એક ખાનદાન વગરના વચ્ચે હસ્તી ધરાવતા જોરાવર તફાવતને પુરવાર કરી આપી શકશે? એ મને, ખરૂં જોતાં તો, ખરીદવાની ઑફર કરેછ–મને, માતબરની મેહરાંને! આઇ વિલ નૉટ મૅરી હીમ. આઇ વુડ રાધર ડાઇ! એક હલકાં, ખાનદાન વગરનાં, તુચ્છ બુધ્ધીનાં કમીનાંને પરણુવા કરતાં હું કાતીલ ગરીબાઇ, સખ્ખતમાં સખ્ખત વૈહીત્રું, ભુખ, ટાઢ તડકો વધારે ખુશીથી વેથશ!”

તે છોકરીએ દ્રઢ નિશ્ચય કર્યો. તે તેને કદી પણ પરણુવાની હતી નહિં. તે તો તેને દેખાડી આપવા માંગતી હતી કે એક હલકે વાંધેનાં લગન કરવા કરતાં બીજું કાંઇ પણ ખમવા હંમેશાં એક સાચ્ચાં તોખમવાળી છોકરી તૈયાર થઇ જતી હતી. તે તેને એમ દેખાડી આપવા ચાહતી હતી, અને તે ખ્યાલ માત્રએજ મેહરાંને મઝાહ અને મોજ આપી! તેણી પૈસાનાં તકલીદી ચળકાત કરતાં એક ખાનદાનની વધારે પરવાહ કરતી હતી; જે તેની આગળ પુરવાર કરી આપવાની ફ-તેહનાં તે ખ્યાલો જોવા પડી. તેની પાસે પૈસા હતા અને તેણી કને ખાનદાન હતું. એવાં એક અમીરી ખાનદાનને તે પોતાનાં પૈસા વટી કદીબી ખરીદ કરી શકવાનો ન હતો!

તેણીએ જે સખ્ખત, નાતરસ, તાણાવાણીભર્યાં શબ્દોમાં તેને આજે કેહવાની હતી તે પાછા અને પાછા પોતાનાં મનથી યાદ કર્યાં,

તે અગાધ તીરસ્કારથી તેની માંગણી તુચ્છકારી કાઢવાની હતી–અ દારૂવાળાનાં દીકરાની, કે જેણે તેનાં પ્યાર અને પૈસાથી તેણીને અપમાન કર્યું હતું.

પછી તે પોતાની મેળે દાંએબાંએ થઇ જવાનો હતો, મેહરાંએ વિચાર્યું. તે માતબર માહાલ છોડીને જતો રેહશે અને એ ઘણું બનવાજોગ હતું કે તે તેઓનાં ફરી જોવામાંબી કદી આવશે નહિં. અલબટ, તેણીનાં પપા તેને ઘણો 'મીસ' કરશે–તેની માથાળુ ખાતર બરદારી અને ચાલુ કાળજીવંત હેત તે બીચારો બાપ ખોહી મેલશે ખરો; અને વળી તેણીને પોતાને પણ તેની ખોટ થોડી ઘણી લાગવાની હતી તો ખરી, તે છતાં તેને ચાલીજ જવાનું હતું. તે ઘણો દયાળુ અને ઉપયોગી પુરવાર થયો હતો; પરંતુ આ તેની ગેરસલુકાઇ અને ન છાજતી હીંમ્મતે તેની સઘળી કાળજીભરેલી મેહનતને લાછન લગાડવા જેવું કર્યું હતું. અને તેથી તે ગમે તેવો ખપનો માણસ હોય ને તે ગમે તેવી સેવાબી બજાવતો હોય તોબી તેને માતબર માહાલ છોડી જવા દેવોજ જોઇયે.

"જો હું સાચ્ચું કહું તો," મેહરાં જરા વારે શાંત થઇ બોલી; "મનેબી એ એક ચોકકસ રીતે ગમતો થતે, જો એણે આવું એક આપઘાતીક પગલું ભર્યું નહિં હોત તો. બટ ધીસ આઇ વીલ નેવર પારડન!"

આવો એક માણુસ–આવો ચંચળ, આવો બુધ્ધીશાળી, આટલો બધો જરદાર–તેણીને ચાહતો થયો હતો તે વાતની એક અબળામાં પેદા થવી જોઇયે તે મગરૂરી કે ખુશાલી તેણીમાં ઘણાં થોડા દરજ્જે

પણ ઉત્પન્ન થઇ નહિં; તેનાં તરફથી તે એક કોમ્પલીમેન્ટ જેવું હતું-પરંતુ તેણીએ તો તેને એક ઇનસલ્ટ ગણ્યું!

તે પોતાનાં વિચારોમાં વધુ અને વધુ ગરક જતી ગઇ. તે જતો રહેશે; તે તેઓના રસ્તા વચ્ચેથી કદાચ સદાકાળનો ખસી જશે; અને પછી વાદળું કડાકા અને ધડાકા કરતું ગગડી પડવાનું હતું-પછી શરમાંદગી, નાંમોશી, નાચારી અને સત્યાનાશીનાં સેહતાનનો ઓળો દેખાવાનો હતો! માતબર માહાલ એ દારૂવાળાનાં દીકરાનાં હાથમાં જતો રહેશે; તેણીના કઝીન દોરાબ માતબરનાં જાણવામાં આવશે કે તેની પોતાની દોલત લુટાઇ ગઈ હતી, અને ત્યાર પછી નામોશી, સીહા ગમખ્વારી, દુઃખ, દલીદ્રતા અને ગરીબાઇ સીવાય બીજું કશું નજરે આવવાનું ન હતું. આ પ્રમાણે એક અમીરી અને વરસોનાં પુરાણાં ખાનદાનનો અંત આવવાનો હતો, કે જેની નામનાં ને મોટાઇ તેણીને પોતાનાં પ્રાણથી પણ વધારે પ્યારી હતી.

તોબી કાંઇ નહિ-તે પોતાનીજ ફ્-તેહ મેળવવા ચાહતી હતી! તે શખસને ખરાં જીગરનાં ધીકકારથી હડધુત કરી મેલશે, કે જે તેણીનાં તોખમી ખ્યાલોને પોતાનાં પૈસા તગે ચગડી નાખવાનો ખ્યાલ કરવાની બેવકુફાઇ દેખાડતો હતો. ભલે તે માતબર માહાલનો ધણી થઇ બેસે-કીંતુ તેને જાણવું અવશ્યનું હતું કે આ દુન્યામાં તેનાં જેવા હલકાં કુટુંબમાં જનમેલાને ધીકકારવા અને તેનાં પૈસાનાં ચળકાતને એક તચાકડી વડે દુર રાખવાની એક નાજુક છોકરીમાં શકિત હતી!

તેણીએ ત્યાર પછી, એકાએક, જાણે સ્વપનામાં હોય તેમ, એક સફેદ શીરને પોતાની સનમુખ ઝુમી પડેલું દીઠું-તે વાહલો બુર્જોર્ગ

નાતવાન બાપ તેણીના પગો ઉપર માથું મુકી અરજ કરતો હતો કે તેની સફેદ જેરી ખાતર, ખુદાને ખાતર, તેણીએ તેને મદદ કરવી. ઓ, તે કંગાળ કરૂણામય દેખાવ! મેહરાંએ તેની આંખો ઉપર પોતાના બંને હાથો ઢાંકી દીધા.

તેણી કે જે તેને જનોઝીગરથી ચાહવાનું કહેતી હતી તેણે તેવંણુને મદદ કરવાનું ના પાડયું હતું. પેલા તુચ્છ દારૂવાળાને હડધુત કરવાની પોતાની મોજ તે એખલી એખલી ચાખશે, પણ આ સફેદ વાળવાળા વાહલા મુરબ્બી આપનું શું? પછી તેને તેવણુની એક બચ્ચાંસહી ખુશાલી યાદ આવી—જે માફક એક બાળકને કાંઇ ચીજ મળતાં તે હર્ષઘેલું થઇ જાય છે તેવો તેવણુનો આનંદ મેહરાંને યાદ આવ્યો. એ શરતો કબુલવા પોતાની દીકરી ના પાડશે તેવો તો શક તેવણુને કદી પણ ગયો હતો નહી; તેવણુ તો સઘળી પુર આશા અને ઉમીદમાં હતા. અરે, ત્યારે સાફ સાફ ના પાડીને તેણીએ તેવણુનું દીલ કેવું તોડી નાખ્યું?

તે છોકરીના આંખોમાંથી ગરમ લાગણીનાં આંસુઓ ખરી પડયાં. ઓહ, તેવણુ બીચારાએ બધું કેવું સોસ્યુ હતું! મગજની એક કેવી તાસત્રીસભરેલી બીમારીમાંથી તેવણુ પસાર થયા હતા! અને હવે જયારે તેવણુની આંખો આગળથી પ્રગટી નીકળેલાં આશાનાં કીરણો બેમાલુમ થઇ ગયાં ત્યારે હવે શું કાંઇ માઠું બનવાકાળ ન હતું?

તે ધ્રુજી પડી. તેવણુનાં જેવી ગમખવારી અને આફતે ઘણાં જણાઓનો આપઘાત વટી અંત આણ્યો હતો. અલબત્ત, તે એક હીચકારૂં કામ હતું—સર્વેને તે વાતની માહીતી હતી. પરંતુ કાતીલ

દુ:ખ વખતે મગજનું સમતોલપણું જાળવી રાખવાનું કેટલું બધું મુશ્કેલીભર્યું છે! તેણીનાં પગ નબળા, બુઠ્ઠા અને માંદા જેવા હતા: દુ:ખ અને દુ:ખનાં વિચારોએ તેવણનું મગજ પણ થાકી અને કંટાળી ગયું હતું; તેવણનાં સઘળા ખ્યાલો પણ બધા ગુંચગુંચ ખાઇ ગયેલા જેવા હતા; અને તેવા સમયમાં જો——ઓહ, નહિ! ઓહ નહિ! એવો એક નાપાકીભર્યો ખ્યાલ મેહરાંથી ખમાઇ શકાયો નહિ અને તે ઘણાં જોશથી પોતાનાં બંને હાથો વટી મસતક ધરીને કશા પણ ખ્યાલો કર્યા વગર એમની એમ બેસી રહી.

ત્યારે તે શું કરી શકે? જરા વારે પાછું તે ચેહરેનમુન ચપળા દુ:ખથી–લાચારીથી–વમાસવા લાગી. શું તે બાપડાને દુ:ખથી ઝુરપંઝુર થતો, બધો ખવાઇચવાઇને પોતાની આખેરી નજદીક જતો મુંગે મોંઢે તે જોયા કરે? હા. તેણી તેવણની પોતાની જીંદગી પોતાનાં હાથોની હથેલીનાં ધરી બેઠી હતી, તે મીઠ્ઠા, જૈફ બાપની; અને તેનો બચાવ કરવા તે ના પાડતી હતી. ફકટ એક શબ્દ વડે–માત્ર એકજ શબ્દ વડે–તેણી તેને પાર વગરનો સુખી બનાવી શકે તેમ હતુ; શબ્દો નહિ જાહેર કરી શકે એવા આનંદનો પ્રકાશ તે તે બેરોનેટની દુ:ખી, સોહા, જફાકારક જીંદગીમાં ફકટ એક બોલ વડે આણવા માટે શકતીવાન હતી, એ તેનીજ પોતાની અને એકની એક દીકરી. તેણી તેને સુખચેન, સત્તા, આબાદી, શાંતી અને સ્વમાન સઘળું અપાવી શકે તેમ હતું. તે તે બાપડાનાં સઘળા સ્વપનાઓ ખરા પાડી શકે, તેનાં પાછલા દીવસો કરારભર્યા બંબાવી શકે અને તેને

માટે એક શાંતીભર્યું માનવંત મોહત જાળવી શકે તેમ હતું—અને,—અને, અરે, તે છતાં તે તે માંગણી સ્વિકારવાને નાં પાડતી હતી, ફકટ પોતાનાં ગુમાનને ઉપર તરતું રાખવા અને સોરાબ દારૂવાળા ઉપર પોતાની સરસાઇ ભોગવવા ખાતર.

ને બુઢ્ઢા બેરોનેટનો પોતાનાં ગુંથણુ ઉપર પડેલો અને આજુ જીથી માંગણી કરતો દેખાવ તે છોકરીને યાદ આવતા તેનું કોમળ જીગર ઘણી તીક્ષણુતાથી દુઃખાયું.

"માહરા ગરીબ પપા ! માહરા વાહલા પપા, બીચારા પોતાનાં ગુંથણુ ઉપર પડીને પોતાનાં એકપુરાં ફરજંદ આગળ એક માંગણી કરે, અને તે માંગણી ના પાડવામાં આવે !" તે કોમળાંગી ઘણી દયાથી તેનાં મનસે બોલી.

એ તેણીને ઘણું ઘાટકી દીસ્યું—ઘણું ભયંકર. ના, તે જેમ વધારે ઉંડો વિચાર કરવા લાગી તેમ તેમ તે પોતાનાં ક્રુર નિશ્ચય માટે કમકમી. શું તેણી—તેનું વાહાલું બચ્ચું, જેનાં એખલા ઉપરજ તે આશાવંત રહયો હતો તે—તેવણને એકવાર ફરી આફતનાં ગારમાં દુબાડી દે, કે જેમાંથી તેવણુ બાપડાનો હમણાંજ બચાવ થવા પાંમ્યો હતો ?

શું કોઇ બીજો દીરગજ ન હતો ? એક ખ્યાલ તેણીને આવ્યો. તે સોહરાબ દારૂવાળાને જાતે જઇને મળવા માંગતી હતી, અન તેને એક સીધો સવાલ કરવા ચાહતી હતી કે લગન રીવાય શું બીજી કોઇ પણ વધારે સારી સુચના તે સુચવી શકવાનો ન હતો ? તેણીની

પોતાની હાજરીમાં તો પ્યાર ફ્યારનાં તે ઘેલાંચેડાં નજ કાઢવાં
હતો તેની તો તે તુમાખી છોકરીને હૈયે નેહ હતી.–તે વાસ્તે
તેણીને ખાત્રી હતી–તે તેણીથી તો બધો બીહતો ને ધ્રુજતો ફર
હતો–પણ તે જરૂર તેણીનું બોલેલું લક્ષ દઇ સમજશે અને ક
વધારે સારી ચીજની ખચ્ચીતજ સુચનાં કરશે.

તેણી તેને (સોહરાબને) સહવારનાં ઘણાં સકકાળેથી જઇને મળ
ચાહાતી હતી, અને તેને રોકડે રોકડું પરખાવી દેવા માંગતી હતી
દુન્યાંની કોઇબી ચીજ–કોઇબી લાલચ–તેણીને તેની સાથે લગ
કરવા વાસ્તે લલચાવી શકવાની ન હતી; તે એક ખુલ્લે ખુલ
"બેબસરડાટી' હતી; પણ જો એ ઉપરાંત કાંઇ વધારે ડાહપણ ભર
તે સુચવશે અને તેણીના બાપનું નામ ડુબી જતું અટકાવશે તો તેણ
તેની જીંદગી સુધી આભારી થયેલી રેહશે.

પછી આવા બધા વિચારો કરી તે મધુરીએ ઉંઘાવાની વેત્ર
કીધી, પરંતુ તેણીનો પોચ્ચો મખમલી ટકીયો આજે એક મો
પત્થર કરતાં પણ વધું સખ્ખત તેણીને માલમ પડયો. તેણીને ઉં
આવી શકી નહિ–તેણીને કશી વાતની શાંતીજ મળી શકી નહિ
ફકટ તે તો આવતી કાલની સહવારનોજ ખ્યાલ કરતી ચીરેલ
ડોળાએ જાગતી કલાકોનાં કલાકો સુધી પડી રહી.

તે બીજી સહવારે ઘણી સકકાળેથી ઉઠી; તેણીએ પોતાનાં
બને એટલું જલ્દી તેને મળીને લટકો ફટકો કરી નાંખવાનો ઠરા
કર્યો, કે જેથી આતુરતા, તવળાત અને કંગાલયતનો અંત આ
જાય અને કાંઇબી કરવાનું સુઝ પડી શકે. કોઇ દીવસે નહિ અ

આજેજ, તદ્દન બેધ્યાનપણે તેણીએ પોતાની ટોઇલેટ પાછળ જોઇએ તે કરતાં જાસ્તી વખત ખોહયો; તે આજે ઘણી સરસ દેખાવા માંગતી હતી—કાંઇ તેનું ધ્યાન ખેંચવા વાસ્તે નહિ, પરંતુ પોતાના ટેક અને ઠઠેરાથી તે તેનાં ઉપર વધારે સારી અસર ઉપજાવી શકે તે વાસ્તે.

પછી તેણીને યાદ આવ્યું કે તે શખશ સાથે એખલી નાસ્તો જમવાનું મુંનાસેબ ન હતું કે જેને તે પોતાનાં તુચ્છકારથી કચડી નાંખવા માંગતી હતી. તેથી, તેણીએ તેનાં ઉપર દરગુજર મોકલી અને પોતે પોતાનાં રૂમમાં નાસ્તો એખલી જમી.

સોહરાબ દારૂવાળો ચકીત થયો. તેણે શું ધારી લેવું? તેને આ કાંઇ સારા સગનની ઇધાણી માનવી કે માઠા? આહ, પણ તે હવે સઘળું થોડા વખતમાં જાણવાનો હતો, અને એમ વમાસણ કરતો જ્યારે તે એખલો નાસ્તો ખાવા બેઠો હતો ત્યારે માતબરની મગરૂર મેહરાં તેની સાથે એક જંગ ખેલવાની હોય તેમ પોતાનાં તોખમની સઘળી મગરૂરી અને હીમત એકથી કરી લેતી હતી—તેની સાથે, કે જે તેણીનો એક મોટામા મોટો દોસ્ત અને તેજ વેળા એક દુશમન પણ હતો



# પ્રકરણ ૧૦.

માતબર માહાલનાં સઘળા ઓરડાઓમાં મોરનીંગ રૂમ કહેવાતો ઓરડો સૌથી સુંદર ને ઉત્તમ હતો. તે ખાસ અલાહેદો તે કુટુંબની બાનુઓનાં વપરાસ સારૂ રાખવામાં આવ્યો હતો, અને સૌથી સરસ ટેસ્ટ ને ભપકાથી તેને શણગારવામાં આવેલો હતો. તે એક કનઝરવેટરીમાં ખુલતો હતો, કે જે બધી મઘમઘતાં ને બહેક બહેક થતાં ફુલોથી સદાકાળ ઉરપુર રહેતી; વળી તે કનઝરવેટરી, બીજી બાજુએ, એક લીલી પોચ્ચી સુંદરતામાં પહેલે નંબરે આવતી લૉનમાં ખુલતી હતી, કે જ્યાં ઉનાળામાં એક ફુવારો સોડમદાર પાણીથી ત્યાંની જગાને સાવ પરસ્તાનમાંજ ફેરવી નાખતો હતો અને મોટાં, કાંઇક જમાનાઓના પુરાણા દરખતો પોતાનો માયાકુલ પડછાયો અને શાંતીભર્યો છાંયો આપી રહયાં હતાં.

તે, જો કે તેમાંની સુખ સગવડમાં તો કશીએ કોટાહી નજ હતી છતાં, તે સંબંધ કરતાં, તેનાં દમામ ને રોબ વાસ્તે વધારે ધ્યાન ખેંચનારો ઓરડો હતો. સફેદ લેસનાં પડદાઓ, ફીકકાં રોઝ કલરનાં સીલ્ક હેંગીગસ અને એક મોટું અસલની દેવીનું મારબલનું સફેદ દુત જેવું પુતળું કે જેણીના હાથોમાંથી એક બહેકબહેક થતાં ફુલોથી ચીકાર ભરાયેલી બાસકીટ લટકતી હતી તે પણ ત્યાં હતું.

ટુંકમાં તે એક નાજુક, નમુનેદાર અને સુંદરતામાં પહેલ્લે નંબરે આવે તેવો એક ઓરડો હતો, કે જે ઉપર કહ્યું તેમ, માતબર

કુટુંબની નાજુક અબલાઓનાંજ વપડાસ માટે અલાહેદો રાખવામાં આવેલો હતો.

અહીંજ–આ બાગે પરસ્તાનમાં–તે અપસરાએ, આપણી માત-બરની મેહરાંએ, સોરાબ દારૂવાળાને મળીને પોતાનાં કુટુંબનાં કીસમ તનો કીસ્સો નકકી કરવાનું તેણીનાં મનથી ઠરાવ્યું હતું; અને તેને તે પ્રમાણેનું કેહણુ કેહવડાવી પોતે તેને માટે ખોટી થતી ત્યાં જઇ ઉભી.

તેણે તેણીને જોઇ. તેનાં આગમનની રાહ જોતી એક રાણીનાં ઠેરાથી ઉભેલી તે દીલચસ્પ મહીલાને સોરાબે તે ખુબસુરત ઓરડામાં ઉભેલી જોઇ. મેહરાં પેલાં સફેદ મારબલનાં પુટળાંની બેઠકને અઘે લીને ઉભેલી હતી, તેણીનાં દુધ જેવા ગોરા નાજુક હાથો કીરમજી ફુલોનાં ઢગલા સાથે ઘણી બેદરકારીથી ગેલ ગમ્મત કરતા હતા, કીંતુ તેણીનો દમામદાર આકાર સેહજ વાંકા વળેલો હતો; ને જે ઘબે તેણીની આંખો આસપાસ ચમકચમક થતી જોવાતી હતી તે ઉપરથી આસાનીથી કલ્પી શકાતું કે તે મધુરી માહાબુબ ઘણી અશાંત ને ઉંડા વિચારોમાં ઉતરી પડેલી હતી.

સોરાબ દારૂવાળાએ તે દુન્યાનુ સઉથી ઉતમ ચીત્ર નીહાળ્યું અને તે એક જોદ્ધા જેવા જોરેમંદ જવાનનું તમામ જીગર તેણી તરફ એક દીવાનાં, જુસ્સાભર્યા પ્યારે દોડયું, કે જે તે બાપડા માટે ખરેખર ઘણું દુ:ખભરેલું હતું.

"શી ઇઝ માઇ કવીન!" તે પ્યાર ઘેલાએ વિચાર્યુ–"ખુબસુરતી અને મગરૂરીની એક રાણી! માહરી અંધારી, એકળવાઇ જીંદગીનો

માહતાબ—એક મગરૂર તેજસ્વી માહતાબ! પણ હું એને જીતશ અને ફરી જીતશ, જો એ જીતી જવા માટે હશે તો."

તે તેને આવેલો પહેલ્લાં જોઇ કે સમજી શકી નહિ; અને જયારે, તેનાં પગલાંના અવાજે, તેણીએ ઉપર જોયું અને તેનાં ઉપર તેની નજર પડી ત્યારે તે ગોરો રૂપાળો મુખડો એક કીરમજી લાલીથી બધો ભભુકા મારી નીકળ્યો. તે ઘણી ઉતાવળથી તેણીને ભેટવા ધસ્યો—બલ્કે ઉડયો; અને તે છોકરી તે યુવાનના આશાવંત ચહેરા ઉપરનો જુસ્સો ને તેની આંખોમાં પ્યાર વાંચયા વિનાં રહી શકી નહિ. તેણે ઉતાવળ્યો બની તેનાં હાથો તેણીને ભેટવા લાંબા કર્યા-પરંતુ તેણી તો તે જુસ્સાભરેલી હીલચાલ ભણી અધીરાઇ, અકળામણ, તીરસ્કાર ને કમકમાતથી ફરી ગઇ.

"સાહેબજી, મી૦ દારૂવાળા," તે દુરથી સેહજ નમીને ટોકું કરી બોલી, એ માતબરની ગમરૂર મહેરાં. "હું તમને મળીને વાત કરવા ઇચ્છું છ, જો તેમ કરવા વાસ્તે થોડો વખત તમે ફાજલ પાડી શકતા હોવ તો."

"તમારે માટે હું હંમેશાં વખત ફાજલ પાડી શકશ, મીસ માતબર. હું તમને માહરી આખ્ખી જીંદગી પણ આપી દેવા ખુશી છું-એ સીવાય બીજી કોઇ ચીજ તમારે માટે બજાવેલી મને પસંદ આવવાની નથી."

તેણીએ પોતાનો એક હાથ ઉગામ્યો, તેની આગળથ એવાં અગાધ ધીક્કારનાં દેખાવે ખસી જતાં કે સોરાબ પોતે પણ

તે નિહાળી બીહક ને નાસીપાસીથી બધો ધણુધણી ઉઠયો. પછી, અર્ધી મીનીટ સુધી, તે ચુપ રહી—બોલવા વારતે તેણી કને શબ્દોની ખુટ થઇ પડી હતી એમ નહિ, પરંતુ તેણીને એટલું બધું બોલવાનું હતું કે કેમ શરૂ કરવું ને કયાંથી શરૂ કરવું તે તેણીને સુઝ કે સમજ પડી શકયું નહિ. સોરાબે તેણીની ચુપકીદીનો લાભ લઇ લીધો.

"મહેરબાનું," તેણે શરૂ કર્યું, "તમે સર મેહરનોશજીને મળી આવેલાં છેઓ; હું માહરે માટે એક મેહરબાનીભરેલા જવાબની આશા ને આજીજી કરૂં?"

તે તકોબરીભરેલી તારૂણીએ જોયું—તેનો જુસ્સાદાર પ્યાર અને દયાથી પીગળાવી નાંખે એવો કરગરતો અવતાર; જો એવું કાંઇ તેણીએ કોઇ બીજામાં જોયું હને તો તે બધી દયા ને દીલસોઝીથી દાઝી ગઇ હતે: તેનામાં તે નિહાળી—એ તોછડા સરકશી કરતા દારૂવાળાનાં દીકરામાં તે જુસ્સો ને લાગણી અનુભવી તે, બની શકે તો, વધારે તેણીનાં જીગરથી પત્થર જેવી થઇ. તેની દયા ખાવાને બદલે તેનાં ભણી તે છોકરી વધારે સખ્ખત બનતી ગઇ. તેણાની મગરૂર. ચળકતી આંખો સેહજબી માયા મોહબતનાં કતરા વગર તેનાં ચેહરા ભણી માત્ર લખોટાનાં ગોળા મીસાલ ચમકચમક અને ઝમકઝમક થઇ—તે આંખોમાં દયાનો એક છાંટો માત્ર પણ જણાયો નહિ અને સોરાબ દારૂવાળાનું જીગર તે નિર્દયતા નિહાળી તેની છાતીમાંજ રૂંધાઇ ગયું.

"હું તેને વાસ્તેજ તમારી આગળ વાત કરવા ઇચ્છુંછ, મી૦ દારૂવાળા,' તે માહાબુએ જણાવ્યું. "અને સૌથી પેહલ્લાં પુછવા દો કે

કાંઇ મીસટેક તો બરપા થવા નથી પાંમી? શું તમે આવું એક પ્રોપો ઝીશન ખરેખર માહરા પપા-સર મેહરનોશજી માતબર—આગળ મેલ્યું હતું?"

"મીસટેક કાંઇ પણ બરપા થવા નથી પાંમી, મહરબાનુ" તે જવાને શાંતીથી નરમ અવાજે જવાબ કર્યો; "હું તમને ચાહુંછ, અને માહરા જીગરની એકજ જુસ્સાદાર આતુરતા ભરેલી જે ઇચ્છા છે—માહરૂં અંતઃકરણ જે ફકત એકજ ચીજ વાસ્તે રાત ને દીસ તલપે છે તે તમને માહરાં ધણીઆણી બનાવવા માટે છે."

"આપણે આય સઘળી બીનાં તેની વધારે ખુલ્લી લાઇટમાં મુકશું, મી૦ દારૂવાળા," તે છોકરી સોરાબનું ઉપલું બોલવું સમજીને છંછણી પડવાને બદલે શાંતી ને સબુરી અખત્યાર કરી ઘણાં ધીરજ ભર્યા અવાજે બોલી, જો કે કેહવાની જરૂર નથી કે તેણીનાં ગોલાબી હોટો તો સાવ તુચ્છકારમાંજ વળ ખાતા હતા! "માહરા પપા થોડાક પૈસાની ઘણી તાકીદની જરૂરમાં છે, અને તે પૈસા તેવણનાં દીકરીનાં હાથની કીંમત તરીકે તમે તેવણને ઓફર કીધેલા છે."

"પારડન મી," પોતાનાં ચેહરામાં સેહજ ઉશકેરાઇ આવી તે ઉમીદવારે કહયું, "પણ ધેટ ઇઝ એન અનજનરસ એન્ડ અનટ્રુથફુલ વે ઓફ સ્ટેટીંગ ધી ફેકટ! મને માંફ કરજો—તમે સચ્ચાઇથી ઘણાં દુર જાઓ છો, મેહરબાંનુ, મેં તમને માહરાં ધણીઆણી બનાવવા માંગ્યાંછ કેમ જે હું તમને ચાહુંછ, એક એવાં અખડ હેતે કે જેવી રીતે દુન્યાંની કોઇબી અબળાને એક મરદે ચાહી ન હશે એમ હું

માનુંછ; હું તમને ચાહુંછ, કે જે વાસ્તે હું તમને માહરી જીંદગાન
પણ હજારો હજાર ખુશીથી આપી દેઉં."

મેહરાં માતબર, આપણે જાણ્યે છીયે કે, ઘણી નમુનેદા
ખબસુરતી ધરાવતી હતી; પરંતુ તેણીની ખુબસુરતીનું મુખ્ય આક
પણ તેણીમાં સમાયેલી મનોવેધક ગ્રેસ હતી. એક ખુબસુરત છોકર
અલબટ જોવા વાસ્તે ઘણી ખુશનુમા હોય છે, તો પણ તેનામ
તે સુંદરતાને જેબ આપતી ગ્રેસ ન હોય તો તે કોટાહી ખુબસુર
ઉપર એક લાંછન મીસાળ છે. ગ્રેસ તો એક બાળાની મગરૂરી છે
જેનાં વગરની ખુબસુરતી કાંટાવાળા ગુલાબ જેવી છે. એક અબળ
સાધારણ સુંદરતાની પણ હોય, મગર જો તેણીમાં કુદરતીજ ગ્રે
હોય તો તે સાધારણ સુંદરતાબી જોવાજોગ દીપક ને ઝમક માર
ઉઠે છે. આપણી માતબરની મેહરાંનો તમામ આકાર ગ્રેસફુલ હતો
જે તેણીની માહતાબ જેવી મધુરતા ને સુંદરતા સાથે પરસ્તાનન
પરીનેજ જેબ આપી રહયે। હતો.

એજ તેણીનાં ગ્રેસફુલ આકાર સાથે, સોરાબ દારૂવાળાનુ
ઉપલું બોલેલું સમજી, તે સુંદરી તતણખાર થઇ ઉભી; અને તેન
ભણી તાણી, તીક્ષણ, તીખ્ખી અને તીરછી નજરે જોવા લાગી

"તમે જાણોછ, મી૦ દારૂવાળા," તે ઘણાં તુમાખથી બોલી, "
તમારા જેવા જેને માહરી આગળ પ્યાર કરીને કહેવાની સરકશી કરે
તે હડહડતી બેવકુફાઇ ને શરમભરેલી ગેરસલુકાઇ છે?"

તે ઘાટકી, નીર્દય શબ્દોથી સોરાબ દારૂવાળો વધુ કંગા
બન્યો, તો પણ તે બજીદ થયો અને ઘણી શાંતીથી પુછયું, "કાં
મેહરબાનુ—એમ કાંય?"

"એ સવાલને જવાબની કશી જરૂરજ નથી," તેણીએ જવાબ કર્યો. "આપણે બેઉ તદન જુદી ને અલાહેદી તોખમનાં શખસો છઇએ–તદન જુદા ને અલાહેદા દરજ્જાવાળા. હું કાંઇ 'રૂડ' થવા માંગતી નથી અથવા તો અણુગમતી સચ્ચાઇ કહી દેવા ચાહતી નથી, પણ તમે એનાથી તો વાકેફ છેઓ કે, જો માહરા પપા તમારા કરજદાર ન હતે તો, તમે અમારા માતબર માહાલનાં એક પહરોણા પણ કદી હોઇ શકતે નહી."

"આઇ બ્લેસ ધી હેપી ફેક્ટ ઓફ ધી ડેટ!" તે જવાને રીમાર્ક કર્યો.

"તમે મને–મેહરાં માતબરને–તમારી સાથે પરણવા કેહો છો?" તેણીએ જારી રાખ્યું. "પણ ધ્યાનથી સમજો. માહરાં તોખમની કોઇબી બાનુએ એવાં એક હલકે વાંધેનાં લગનનું કોનત્રાકટ કદીબી કીધું નથી."

"મને માફ કરજો," પોતાનાં ચેહરામાં તપી આવી સોરાબે કહયું, "પણ માહરી સાથનાં લગનને હું કદી એક હલકે વાંધેનાં લગન કહી શકવાનો નથી.

"હું તો તેમ કહેવાનીજ," તોખમની તકોબરીમાં મરીચરી રહેલી તે માહાબુએ વધતા ઉશકેરાતથી જવાબમાં કહ્યું. "માહરાં તોખમની દરેક બાનુ પોતાના દરજ્જાને છાજતી ધણેજ પરણેલી છે. શું તમે મને માહરાં કુટુંબની નોક ભુલી જવા સમજાવોછ? અત્યાર સુધી માહરાં કુટુંબી બાનુઓએ સાચવેલી મગરૂરીને ધુળમાં નાંખી દેવા તમે મને કહોછ? શું હું માહરાં તોખમને વિસરી જાઉં

ને એક કે જે કુટુંબમાં માહરે ત્યાંની કુત્રી પણ ન જઇ શકે તેવે ઘેરે હું જાઉં અને તે કુટુંબની હું થાઉં?"

તે તાણાજાણી તેને મોહતની માફક લાગી. આ નિર્દય-બલ્કે ઘણાં ગેરસલુકાઇભર્યા શબ્દો હતા અને સોરાબ દારૂવાળાની જગાએ જો બીજો કોઇ વધારે જુસ્સાવાળો શખશ હતે તો તે તાણાજાણી સામે ઘણી મુશીબતે ટકી શકયો હતે! પરંતુ તેનું ખમીર ખમાઉ હતું.

"હા, મીસ માતબર, હું એમજ કેહુંછ,' તેણે ઘણી ઠંડાઇથી જણાવ્યું.

"એવી નામોશી–અને એ ચીજને નામોશી સીવાય હું બીજું શુંજ કહી શકું?–જાણતાં તો માહરાં ગુજરેલાં વડવાઓના રૂહો માહરી સાંમે આવી ખડાં થાય ને બધી ચીસાચીસ પાડી આવા હડહડતા ગેરઇન્સાફ માટે માહરી પાસે તે લોકો જવાબ માંગે!" તે ચાતુરીએ તુરત જવાબ કર્યો.

"એને નામોશી કહેવામાંજ તમે મોટી ભુલ કરોછ ને દયા જનક ગફલત ખાઓ છો," સોરાબે રાબેતાની શાંતીથી સમજાવ્યું. "તમે તમારાં કુટુંબની મગરૂરી વાસ્તે બોલોછ. એ બધું ઠીકજ છે. હું તો તેને તકોબરી ગણુંછ; તમારા ખ્યાલો વટીક તકોબરી ભરેલા છે. ખાનદાની મગરૂરી ને તોખમની તકોબરી હવે ઘણી ઝડપથી મરતી જાય છે. માણુસો હવે પોતાનાં જાતભાઇઓને સઘળા એક સરખી ટરમઝ પર મળે છે; ખાનદાન ને તોખમ તો માત્ર અકસમાટીક છે–તેને વાસ્તે બકબક કરવી અને તે ઉપર મગરૂરીની મદાર બાંધવી

એ, માહરૂં તો આધીન મત છે કે, સાવ ગરૂરી ને હેંકરાઇ છે." તે માહબુબ આ શબ્દો સમજી ચમકી અને ભડકી. જાણે તે શબ્દોએ તેણીને દામ દીધો હોય તેમ.

"હું એવી કોઇબી ચીજ માનતી નથી," તેણીએ તીખાસથી ગર્જના કીધી. પૈસા ટકા અને દોલત વૈભવને હું અકસમાટીક માનું છું, કેમ જે તે ચીજ આંધલી છે અને કદી પણ દરજજો સાચવી પછવાડે જતી નથી; પણ ખાનદાન, તોખમ, અમીરીપણું એ સાવ જુદીજ ચીજ છે. તે કુદરતી છે અને નહી કે અકસમાટીક."

"એનાં કરતાંબી બીજું વધારે ઉમદા અમીરીપણું છે," તે જવાને તકરાર લીધી. "કે જે બાજાં બધાં ઉમદાપણાં કરતાં વધારે સરસ છે. એક ચાલાક બુધ્ધીશાળી, એક વિદવાન અને એક પોતાની ઉપર ટેકો રાખનો ચબરાકીભર્યો માણસ તમારાં જનમે અમીરી ને ખાનદાની કહેવાતાં માણસો કરતાં, માહરા મત પ્રમાણે, વધારે ચઢયાતો છે."

"હું તમારી સાથે જાસ્તી તકરાર કરવા માંગતી નથી," તે કંટાળાથી બોલી, "કેમજે આપણે કદીબી એકમત થઇ શકવાનાં નથી. હું તોખમની બીજી બધી ચીજ કરતાં કીંમત વધારે આંકું છું; એન્ડ, બીલીવ મી, મી૦ દારૂવાળા, તે સંબંધની કોટાહી હું કદીબી લઇ ચલાવી શકતી નથી."

પછી તે તીખાસથી ફરી ગઇ, મગર સોરાબ દારૂવાળો તો તેણીનો વધું નજદીક ખેંચાયો.

---

# પ્રકરણ ૧૧.

"મેહરબાનું, જરાક થોભો અને માહરૂં સમજો," તેણે કરગરીને કહયું. "આપણે કાંઇ આય દુન્યાને કંટાળો ખવાડી રહેલી બાબદ ઉપર તકરાર કરવા અંહી ભેગાં થયાં નથી. તમારા ખ્યાલો તમારા પોતાનો થોડોક અંશ ભાગ છે; હું તેઓને માન આપું છ—હું તેઓને ઉલટાવી નાંખવાની કદીબી જેહમત નથીજ કરવાનો—હું માહરા ખ્યાલોને ખોલ્લા પાડવા કે પરગરા કહી દેવા મને પોતાને અટકાવીશ. મેહર બાનું—મીસ ફ્રમાતબર—" તે વધું કરગર્યો, "જે ખાનદાનનો તફાવત તમે રાખોછ તે ભુલી જવાની અને તે તરફ આંખમીચ-મણાં કરવાની કોશેશ કરો—માહરે માટે ફકટ એવોજ વિચાર કરો કે હું તમને ચાહુંછ ને તે ચાહ વાસ્તે હું માહરો જીવબી આપી દેવા તૈયાર ને રાજી છું." અને એટલું બોલતાં તેનો જુસ્સો એટલો વધી ગયો કે તે જયાદા બોલી શકયો નહી; તેનાં પ્યારનાં જુસ્સાએ તેનાં અવાજને દાબી દીધો અને તે જુસ્સો તેની આંખોમાં ખોલ્લો વિજળીનાં ચમકારા માફક ઝળકી રહયો.

"હું તેમ કરી શકની નથી." તેણીએ જવાબ દીધો; "હું આપણા વચ્ચે હસ્તી ધરાવતા તફાવતને કદીબી ભુલી જઈ શકવાની નથી; અને તમારા મને ચાહવા વાસ્તે તો—વાસ્તે ખુદા, મને પુછતાજ ના!"

"ત્યારે શું તમે મને ડીસાઇડેડલી રીફ્યુઝ કરોછ?" તે નાસી-પાસીની એક ગમખ્વારી ભરેલી હાય ફેંકી બોલ્યો—"તમે મને નાંજ પાડોછ?"

પછી એકાએક તેણીનાં મગજ આગળ તે જઇફ બેરોનેટનો તેણીની સનમુખ ગુંથણ મંડીને પડેલો ને મદદ વાસ્તે કરગરીને કાલા-વાલા કરતો આકાર આવીને ખડો થયો. શું તે—તેવણની દીકરી—મદદની માત્ર આ એખલી તક તેવણનાં હાથોમાંથી ખુંચવાઇ જવા દે? શું તે તેમ કરી શકવાની હતી?

"થોભો, મી૦ દારૂવાળા," તે જરા નરમ થઇ ઉતાવળથી બોલી; "મને તમને પુછવા દેઓ કે શું તમે એવી કીસમે ઉદારતા નહી દેખાડો અને માહરા ગરીબ પપાને એવી રીતે મદદ નહિ કરો, જેથી હું અંદર સંડોવાઇ શકું નહિ?'

"નહિ," તેણે જવાબ દીધો, ઘણી શાંતીથી; "જે તમે માંગોછ તે માહરી શકતીની ઉપરાંત છે—માહરાથી તેમ થઇ શકવાનું નથી."

"એ એક વેપારીઓ વચ્ચે થતાં સાટાં જેવું દીસેછ," માતબરની મેહરાંએ કહયું. "પોતાનાં ગુણોની પણ કીંમત માંગવી—પોતાની ઉદા-રતાનું વેચાણ કરવું—એક ધણીઆણીને ખરીદવાની ઇચ્છા દેખાડવી, કે જેને બીજી કાંઇબી શરતે તે મેળવી શકતો નથી. તે એક વેપારી સાટું છે—એક ગુલામી સાટું!" તે તુમાખી છોકરીએ તીખાસથી ઉમેર્યું. "એક ખાનદાની માણસ—એક અમીરી ખમીરવાળો શખશ માહરા બાવાને બચાવી લેતે, અને તેની કીંમત તરીકે તેવણની બેટીનો ભોગ લેવા સદા તુચ્છ માંનતે."

"જો તે તે દીકરીને ચાહતો હતે તો તેણે એમ નજ કર્યું હતે," તે જવાને હીમતથી–છતાથી–પોતાનાં ચેહરામાં આતશ માફક લાલ થઇ આવીને પ્રતિઉત્તર કર્યો, "મને માફ કરજો, મેહરબાનું, પણ એક સખશ કે જે એક છોકરીને ચાહતો હોય તો તેણીને જીતી જવા વાસ્તે તે પોતાનું સઘળું કરીને બજાવે છે."

"તે ખાનદાની પ્યાર નહિ કેહવાય, મી૦ દારૂવાળા—ધેટ ઇઝ પ્લીબીયન લવ." માતબરની મેહરાં બોલી. "એક ખરો ખાનદાની માણુસ જુદીજ રીતે પ્યાર કરી જાણેછ; તે તેનાં પોતાનાં સુખનાં કરતાં જે છોકરીને તે ચાહેછ તેનાં સુખને વધારે ગણેછ."

"મને પાછું માંફ કરજો, મેહરબાનું, જો હું એમ કેહવાની હીંમત કરૂં તો કે, તમારા સઘળા ખ્યાલો ધખારા ભરેલા છે." સોરાબ દારૂવાળાએ રોકડું પરખાવ્યું. "જેને તમે 'પ્લીબીયન લવ' કરી કેહવાડો છો તે વિષે તમે મને તમારી આગલ બોલવા દેશો– તે લવ .કે જે એક તમારા દરજ્જાવાળા મરદમાં તમે જોયો હતે તો તેને તમે એકઝોલટેડ શીવલરી કરી ગણ્યો હતે ?"

"તમે જે કેહવા માંગોછ તે બોલતાં હું તમને અટકાવી નથી શકવાની, મી૦ દારૂવાળા," તે બોલી, નાખુતીના દેખાવ સાથે, "મને સમજ્યા વગર બીજો છુટકો પણ નથી."

"એ ઘણાં વરસોની વાત છે." તે જવાને ચલાવ્યું, "કે જ્યારે હું એક તદન નાનો છોકરા જેવો છોકરો હતો ત્યારે મને માહરા બાવાજીનાં સોલીસીટર—જેઓ અમારાં કુટુંબી મીત્ર પણ થાય છે તેઓ સાથે પુનામાં થોડાક હોલીદેઝ ગુજારવાનું થયું હતું;

અને તે વખતે એવું થયું કે બીઝનેસને લીધે એવણને 'માતબર માહાલ'માં આવવું પડ્યું. અને હુ પણ તેવણ સાથે ગયો હતો. આઇ વોઝ ઓનલી અ બોય, મેહરબાનુ, ઉદ્ધત—ઉછાછળો—અજ્ઞાન જેવો—એક દારૂવાળાનો છોકરો અને હું કબુલ કરૂંછ કે માતબરના મગરૂર મેહરબાનુંનાં ખ્યાલને માટે બીલકુલ નાલાયક અને તેઓથી ઘણોજ ઉતરતો; પણ," તેણે અંહી જરા શ્વાસ ખેંચ્યો, અને પછી શરૂ કર્યું, "પણ એક અજ્ઞાન દુકતામાં, એક દારૂવાળા બાપના બેટામાં, હું ધારૂંછ ને નમ્રતાથી માનુંછ કે, એક કવિનો આત્મા અને એક આરટીસ્ટનું મગજ હતું—તેનામાં કાંઈ એવું હતું કે જેણે તેને એક ગમાર બુઠ્ઠાંના જેવાની હાલતમાંથી ઉગારી લીધો. હું એક છોકરો હતો; અને, તમારા બાપ જુનાં દમામદાર પાકમાં ફરતો હતો, કે જ્યાંનાં ઝાડે સેંકડા વરસોનાં પુરાણા છે, ત્યારે મેં તે જોયું કે જેને મેં માહરી બચ્ચાં સરખી આંખોએથી એક સંપુર્ણ ગ્રેસ અને ચકભ્રમ ખુબસુરતીનો બેમુલ નમુનો માન્યો હતો—એક ઝલેહવંતી જવાન છોકરી કે જે બીજી બાજુથી નીચી ઝુંમી પડેલી આંખોએ પસાર થઇ ગઇ હતી.

તેણે માહરા ઉપર એક નજર ફેંકી—મગરૂર, બેદરકાર, ઠંડી નજર—અને પોતાને રસ્તે ચાલી ગઇ ને મને વિસરીબી ગઇ; પણ માહરૂં જીગર તેણી સાથે જતું રહ્યું. હું કહું છું કે હું ફકટ છોકરા જેવો છોકરો હતો, ઉનાળાનાં સ્વચ્છ આસમાનની હેથળ ઉભેલો, તે ઝલેહદાર સીઝનથી અધો આંધરો, ગુંગસ, ગભરાયેલો અને

ચકભ્રમ થયેલા જેવો—ઓનલી આ બૉય—તે છતાંબી તે પળે માહ-રાંમાં એક જોરાવર મરદનાં પ્યારનો જુસ્સો ધાઇ આવ્યો હતો, અને હું વધારે વાર એક છોકરા જેવો રહયો નહિ. આહ, પાછળથી તે સુંદર, ગરૂરીભર્યી, નાજુક છોકરવાદી ચેહરાએ મને કેવો ભમતો કર્યો હતો! હું જ્યાંબી જોતો ત્યાં મને તે મગરૂર ચક્ષુઓ અને કોમળ, તોરી હોઠો સીવાય કશુંએ નજરે આવતું નહિ. ફકટ છોકરા જેવો છોકરો—અને તે છતાં એક મોટી ઉમરે પુગેલા મરદના પ્યાર જેવું ઘેલું મને લાગ્યું હતું!

મેં ખબર કાઢી અને મને જણાયું કે તે સુંદરતાનો નકશ કોઇનો નહિ પણ આખ્ખા પુનામાં પંકાયેલી બ્યુટી માતબ્બરની મેહરાંનો હતો. ત્યારથી મં નિશ્ચય કર્યો કે માહરે સખ્ખત મેહનત કરી અભ્યાસ કરવો—એવી જાતી મેહનત કરવી કે જેવી કદી કોઇ સખશે ન કરી હોય અને માહરે માહરૂં નામ કાઢવું, એવી રીતે કે હું ઘણો જાણીતો થાંઉ અને પછી જો, તે બનવાકાળ હોય તો, માત-બરની મગરૂર મેહરાંને જીતવી.”

તે ઝનુનથી દીવાનાં જેવો થઇ ગયો હતો, પ્યારનાં ઝનુનથી—બધો ચેહરામાં આતશ જેવો લાલ થઇ આવેલો, અને આ સઘળું બોલી જતી વખતે જાણે તે પોતે પોતાને પણ ભુલી ગયો હોય તેમ લાગતું હતું.

“હું એક છોકરો—છોકરવાદી અકકલ ને સમજ ધરાવતો એક નાદાન છોકરો હતો, કે જયારે મેં આ બધા ઠરાવો કર્યા,” તેણે જરા વારે એક સરખા ઉતસાહ અને જુસ્સાથી જારી રાખ્યું, “પણ

માહરા ઉધરભાવ સાથે માહરો પ્યાર પણ તેની સ્થિતિમાં ઉધરતોજ ગયો; તેણે મને દરેક લાલચ સામે બચાવ આપેલો છે, તેણે મને દરેક મુશીબતમાં મદદ કરી છે, તેણે મને અભીલાષાઓની સૌથી ઉંચી સોનેરી ટાંચો ઉપર ગોડા મારી મારીને ધસડયો ને ખેંચ્યો છે; અને હવે–હવે, મેહરબાનું, જ્યારે તેનો વખત પાકો છે–હવે જ્યારે તે મને માહરી જીંદગીથી પણ જ્યાદા થઇ પડયો છે ત્યારે તેને હું તમારી આગળ લાઉંછ અને માહરાં ગુંથણો ઉપર પડી તેની તમને હું ઓફર કરૂંછ. તે તમે સ્વીકારશો ?"

તેનાં શબ્દોનાં જુસ્સાઓથી તેણીને ઘણું લાગી આવ્યું—તે દેખાવલા કરગરતા ચેહરાએ તેણીનાં છેક અંતરોનાં અંતરમાં દયાની લાગણી ઊપજાવી–તો પણ તે ઘણી ઠંડાઇથી હટી ગઇ.

"મને માંફ કરો, હું તે કબુલ કરી શકતી નથી," તે કોમળાંગીએ જવાબ દીધો, "કેમજે તે બદલામાં પાછો હુ તમને આપી શકવાની નથી."

"જો માહરામાં ખાનદાન હતે, જો હું કોઇ ધરખમ તોખમમાં જન્મ પાંમેલો ભાગ્યશાળી નબીરો હતે તો આ માહરા એક સરખા વરસોનાં મોટાં પ્યારથી તમારામાં લાગણી ઉત્પન્ન કીધી હતે ખરૂંની ?" સોરાબે સીધો સવાલ કર્યો.

"જો તમે માહરાજ દરજ્જાના હતે, તો, હું ધારૂંછ કે કદાચ હું તમારી દરકાર કરતી થતે;" તે મધુરી માહાબુએ કબુલ્યું. તે સાચ્ચી ને સુદ્ધી હતી, જેથી આવી એક વાત ના પાડી તેણે જુઠાણું કર્યું નહી.

"અને એક ખાનદાનવાળામાં એવો જો પ્યાર હતે તો તેને તમે શુરવીરતા ભરેલો પ્યાર ગણ્યો હતે–સાચ્ચું'ની?"

"હા," તેણીએ ખુલ્લાસાથી જવાબ દીધો, "અલબત, મેં તેમજ કર્યું હતે."

"પણ, કારણ કે હું કોઇ મોટાં ખાનદાનથી ઉતરી નથી આવ્યો, કારણ કે હું એક દારૂવાળાનો દીકરો છું, જેનાં બાવાએ પોતાની જાતી મેહનત ને પસીનાથી પૈસા પેદા કર્યા'તા–તેથીજ તમે માહરા પ્યારને ગેરસલુકાઇ ગણોછો અને તે કબુલ કરવા વાસ્તે ના પાડોછો–એમજ કે'ની, મેહરબાનુ?"

"હા," માતબરનાં મેહરબાઇએ જરાબી અચકયા કે દગમગ્યા વગર સીધો તે ક્રોસ એક્ષામીનેશનનો જવાબ કર્યો.

સોરાબ દારૂવાળા થોડોક વાર ચુપ થઇ ઉભો; તેને સમજ પડી શકયું નહી કે આવી એક તીક્ષણ, કડવી, જડ અને મોટી મગરૂરી સાંમે તકરારમાં કેવી રીતે ઉતરવું અને તેને કેવી રીતે માહાત કરવી–તે મગરૂરી કે જેને તે પોતાનાં પ્યાર વડી પીગળાવીને જીતી જવાનો ફાંકો રાખતો હતો!

"તમે મને એક ચીજ કહેશો, મેહરબાંનુ?" તેણે જરા વારે પાછો સવાલ કર્યો. "તમે કોઇ બીજાને ચાહોછ?"

તેણીએ પેહલ્લાં જવાબ દીધો નહિ—તેણીનાં મસ્તકમાં ધુમ મચાવી રહેલું જંગ મોટું હતું. મગરૂરી તેણીને જવાબ નહિ આપવો એમ સમજાવતી હતી; પરંતુ ગુંથણ મંડીએ પડેલા ને

ડચકાં ખાઇ ખાઇને એક બચ્ચાં માફક અર્જ કરી રહેલા પોતાનાં પીદરના ગમખ્વાર અવતારની યાદ તેણીને નરમ થઇ જવા મનાવી રહી હતી.

"હું બીજા' કોઇને પણ ચાહાતી નથી," તે બેરોનેટની બેટીએ જવાબ દીધો. "આખી દુન્યામાં હું માહરા પપા એખલાને ચાહું છું."

"ત્યારે તો માતબરનાં મેહરબાનુ'," સોરાબે ઘણાં નિશ્ચયપુર્વક ઇરાદાથી જુસ્સાથી પુકાર્યું, "જો તમારૂં જીગર એક મારબ્લ કરતાં પણ વધારે સખ્ખત ને વધારે ઠંડુ હશે તોબી હું તમને જીતીશ–હું તમને માહરા પ્રબલ, પ્રૌઢ, જુસ્સાદાર પ્યારનાં જોરે જીતી જવશ."

"મી૰ દારૂવાળા," તે ચાતુરીએ શાંતીથી જણાવ્યું, "તમને ચાહાવાનું તો માહરે માટે તદન ન બનવાજોગ છે. હું માહરી તમામ કુદરત કાંઇ બદલી શકવાની નથી–હું કંઇ માહરાં બચપણથી પળાયેલા ને પોખાયેલા વિચારોની વિરૂદ્ધ કશુંબી પગલું ભરી શકવાની નથી. શું તમે એવા ઉદાર નહિ થાઓ, અને માહરા દુઃખી પપાને આ માહરી પાસેથી એક આવો ભયંકર ભોગ લીધા વગર તમે તમારી મદદ નહિ આપો ?"

"હું તેમ નથી કરી શકતો," તે દલગીરીથી–લાચારીથી–જાણે બોલતો હોય તેમ જવાબ દીધો, "જો તમે એમ કબુલ કીધું હતે કે તમે કોઇ બીજાને ચાહતાં છેઓ તો હું કાંઇબી જયાદા બોલ્યો હતે નહિ; પણ તમે જીતી જવા વાસ્તે હજી મોકળાં છેઓ–તેથીજ હું તમને જીતવા ઉપર માહરી તમામ જીંદગીને રોકું છું."

"તમે ફ-તેહ નથીજ પાંમવાનાં," તે ચાતુરીએ જવાબ કર્યો.

"ભલે, માહરાં માનવંત ખાનદાનની છેલ્લી નબીરી આવાં એક લગન કરી પોતાનાં તોખમને એબ લગાડે તે કરતાં તે તોખમ હજી તેની હસ્તીમાંથી નાબુદ થાય તે વધારે જોવાજોગ છે."

"તમે મને નાં પાડોછો, કેમજે હું એક 'કોમનર' છું'-કાંવજે માહરી 'પેડીગ્રી' જેવું કાંઇ નથી-હું કોઇ ઉંચ ખાનદાનનો નબીરો નથી?"

"હા-તેટલાંજ કારણોસર તમને ના પાડવામાં આવે છે." તે મધુરીએ જવાબ કર્યો.

"મેહરબાનું," તેણે ઘણી ગંભીરાઇથી જારી રાખ્યું, "શું તમે એમ ધારો છો કે અમીરી ખાસ્યત, વારસામાં મળેલી જાગીરો ને પૈસા માફક, સઘળાં ઉંચ ખાનદાનવાળાં એખલાંઓમાંજ સમાચેલી હોય છે?"

"હા, હું હંમેશાં એમજ માનતી આવેલી છેઉ," માતબરની મેહરાંએ જવાબ દીધો.

"શું તમે કોઇ મોટા ખાંનદાનમાં એવાં બુરાંઓ વિષે જાણ્યું નથી કે જેઓ પણ ચોરી કરેછ, એક ફોરજર બનેછ, પોતાનાં બાળકો ને ગરીબ ગુરબાંઓને લોભી બની પૈસાથી લુટેછ અને તેઓમાં મુકેલા વિશ્વાસનો ઘાટ કરે છે?"

"એવાં અપવાદરૂપી હશે-પણ કાંઇ કાયદા જેવું તો નથીજ," તે સવાલનાં જવાબમાં તે ચાતુરીએ કહ્યું.

"તે છતાં પણ તમે એવાં ખાનદાની ખુરાઓ વિષે સમજેલું તો છેજ ?"

"ત્યારે તમે એમ કેમ કહી શકો કે ઉત્તમ આત્મા-સ્વભોગી, બુલંદ, અમીરી આત્મા—ફક્ત ખાનદાનીજ માણસોમાં હોય છે ?" સોરાબ દારૂવાળાએ સીધો સવાલ કર્યો. "તમે જુઓ છો તો ખરાં કે, તેમ નથીજ બનતું. ઘણાં જાણીતાં, સખાવતી, મોટા માણસો ગરીબ કુટુંબમાંથી પેદા થયેલા છે મેહરબાનું, મને તમારી આગળ પુરવાર કરી આપવા દો કે એક મોટાં કુળમાં નહી જન્મ પામેલો શખશ બી શુરવીર ને સાચ્ચો થઈ શકે છે—મને તમારી આગળ પુરવાર કરવા દેઓ કે હું, ગરીબ ઘેરે જનમેલો, ગરીબાઇમાં ઉછરેલો ને મોટો થયેલો, મોટાં ખાનદાનની ખુબી વીશેની લાહેરી બરેલી વાતો કરવામાંથી સદાકાળ ઓવારનીવાર રહેલો બી દુન્યાંનાં અમીરો ને તોખમી માણસોની માફકજ વફાદારી ને અથંગ ફીદાગીરીથી તમને ચાહી શકું છ."

"તે તદ્દન ન બની શકે તેવું છે," સોરાબે કદી નહી જોયેલી મગરૂરી ને તુચ્છકારથી તે તુમાખી ખુબસુરતી માથું ફફડાવી બોલી—"ઇટ ઇઝ એન ઇમપોસીબીલીટી."

થોડીક મીનીટો તે બેઉ વચ્ચે એક ઘાડી ચુપકીદી ફેલાઇ. સોરાબ દારૂવાળાએ તેને પેહલ્લી તોડી.

"હું પાછું કહુંછ, માતબરનાં મેહરબાનું." તે જવાન્યાએ હારી ન ખાતાં વધતા જોશ અને શોરથી કહયું, "કે જો તમારૂં જીગર આપ મારબલનાં પુટલાં કરતાં પણ વધારે ઠંડુ અને વધારે

સખ્ત હશે, તો બી હું માહરા જોરસાદાર પ્યારનાં પ્રબળે તમને જીતશ અને તમારી મગરૂરીને માહાત કરશ. તમે એમજ ધારતાં હોવ તેવું દીસોછ કે તમે મને પરણશો તો એક મોટો ભોગ આપશો, અને તે સઘળો ભોગ તમારે એખલાએજ આપવો પડશે ?"

"હા, હું એમ માનુંછ," તે મહિલાએ ટહુકો પુર્યો.

"ત્યારે તમે મને થોડીક મીનીટો જાસ્તી સમજી લેશો ?" તેણે માંગી લીધું; "જો હું તમને માહરા ગરીબ બાવાની કેરીયતમાં 'ઇન્ટેરેસ્ટ' લેતાં કરવાની આશા કરૂં તો તેવણુ બિચારાએ કેવી ચાલુ મેહનત કીધીછ, રાત ને દીસ એક કરી જેહમતો વેઠીછ, પોતાની જાતી મેહનત અને જાતીકા પસીનાંએ કેવી રીતે કષ્ટો વેઠી એક મોટી દોલત એકઠી કીધીછ તે બધું માહરે તમને જણાવવું જોઇયે. તેવણુ બિચારાનાં હૈયે એક હોંશ હતી અને તે હોંશ તેઓ પુરી કરી શકે તે અગાઉ તો તેવણુ બિચારાને જમ ઉચાઉચ ગરી ગીયો. તમે જાણોછ તે બિચારાની શું ઉમીદ હતી તે ? તેવણુ એક કુટુંબનાં 'ફાઉનડર'– એક સ્થાપક પોતાને થયેલા જોવાની હોંશમાં હતાં."

"એક ધખારો–એક નબળું એમબીશન !" તે ઘણાં દયાડીણુ પણે બોલી, એ માતબરની મગરૂર મેહરાં.

"નબળું તમારી આંખોમાં હશે, મેહરબાનું, પણ તેવણુની નજરમાં તો તે એક મોટામાં મોટી ઉમીદ હતી," તે વફાદાર બેટાએ જવાબમાં કહયું; અને ત્યાર પછી આગળ ચલાવ્યું, "તેવણુ માહરી આગળ એ સીવાય બીજાં કશાંનીબી વા કરતા હતા નહિ. તેવણુ બિચારાએ એવી આશા બાંધી ને એવી ઉમીદની રમતમાં રહ્યા કે તેવણુનું કુટુંબ

દુન્યાંનાં નામાંકીત કુટુંબો મીસાલ પંકાય; અને મનેબી એવીજ હોંશમાં તેવણે ઉછેરીને મોટો કર્યો. જ્યારે તમારા પપા માહરી આગળ પોતાની આફ્તો વિષે મોંહ ખોલીને બધું બોલ્યા ત્યારે મેં તે આશાને માહરી છાતીમાં દાબી દીધી—મેં તેને તમારા પગો આગળ મુકી. મેં તેવણુને કહ્યું કે જો તમે માહરી દરકાર કરતાં શીખશો તો હું તેવણુની મરજીને આધીન થઇશ. હું તમારા લોકોનું નામ ધરાવવાનાં 'લૅરઝ પૅટન્ટ' કાઢું, કે જેથી તે ખાનદાની નાંમ કદી ડુબી જાય નહિ; અને માહરૂં માંનજો, મહેરબાંનુ, ભલે તમે તમારૂં દીલ ચાહે તેટલો ધીક્કારજો, પરંતું હુંબી માહરા મરહુમ બાવાનો વરસોનો અરમાન નહિ પુરો પાડવામાં ને તેને સાવ છોડી દેવાનાં, તમે તમારી જીંદગીનાં ખયાલોને તીલાંજલી આપી જેવો મોટો ભોગ આપતાં કહો છો તેવડોજ મોટો ભોગ હું પણ આપું છું. તે માહરે મનથી એક ભોગજ છે, જે હું ખુશીથી આપું છું, જે મીસાલ હું માહરી જીંદગીનો પણ ભોગ આપવા તઇયાર છેંઉ, જો તેમ થતાં તમને હું ખુશી કરી શકું તો."

"તે વાસ્તે હું કાંઇ તમને જરાબી વધારે 'રીસપેક્ટ' આપી શકતી નથી." મેહરાંએ ઠંડાઇથી જવાબ દીધો. "એક શખશ જેની પાસે કાંઇબી નામ જેવું હોય અને તે વાસ્તે જો તે મગરૂર થતો હોય તો તે તેને કદીબી છોડી દે નહીં."

"તે તમારે ખાતર છે, મહેરબાનું." તે કગળ્યો, "ઓહ, જરા માહરૂં ધ્યાનથી સમજો! મને તમારી આગળ અરજ ગુજારવા દેઓ કાલાવાલા કરવા દેઓ! વખત જતાં તમે માહરા પ્યારની કીંમત

બુજશો—જરૂરજ તેને સમજતાં થશો—જરૂરજ તે મને બદલામાંબી આપશો—હું થોબવા ઉપર જરૂર સંતોષ પકડીશ."

"તે છતાં બી તમારો મોટો પ્યારે માહરૂં બલીદાન લીધા વગર માહરા પપાને નહિજ બચાવશે?'

"નહિં; કાંય જે એમ કરતાં તમને જીતવાનો ને માહત કરવાનો માહરો એખલો ચાન્સ જતો રહે છે. મને ના તરછોડી કાઢો! જો તમે માહરા ઉપર માહરે ખાતર દયા કરી શકતાં ન હોવ તો તમારા પપા ખાતર તો કરો? જો તમે જ્યારે મેં બધો પ્લાન એવણુને કહી સમજાવ્યો ત્યારે તેવણુનો ઉગી નિકળેલો ચેહરો જોયો હતે તો તમે માહરાં ભણી જોઇ હસ્યાં હતે—જરૂર મોટા ઉપકારથી હસ્યાં હતે. મેહરબાનું, હું ફકટ માહરી દોલત તમારા પગો આગળ રેડી દેવાની રજા ચાહુંછ—તે બધીને તમારી સેવામાં વાપડવાની મને કરમ બક્ષેસ કરવાની મેહરબાંની માંગી લેઉંછ. હું તમારા પપાનું જીગર હદ વગરની ખુશાલીથી હસ્તું ને મોકળું કરશ. હું તેવણુનું પાઇએ પાઇનું કરજ ભરપાઇ કરી દઇશ. હું આ બધી પુરાણી જાગીરોને વધુ મોટાઇભરેલા ભપકાથી તર કરીશ. હું માહરી તમામ જીંદગી તમારા ઉમરાવ પપા અને તમારી તરફ અટકાવી નાખશ. હું માહરી પોતાની 'આઇડેનટીટી'ને દુબાડી શંતોષ પકડશ. હું માતબર ખાનદાનની આબરૂ, મોટાઇ, વૈભવ સારૂં મેહનત કરશ—તેને વધારવાની અને આબાદીભરેલી હાલને પુગાડવાની દરેક યત્ન કરશ. તમે મને ઉતસાહ ને ઉત્તેજનનો ફકટ એકબી શબ્દ નહિં કેહશો, મેહરબાનું?"

સોરાબ તે બેરોનેટની બેટીની વધારે નજદીક ગયો, અને તેવાં શબ્દોની જુસ્સાભરેલી ઉતાવળે ભુલથી તે રૂપાળા કોમળ હાથો

ઉપર તેનાંથી પોતાનો એક હાથ ભેળી દેવાર્યો. તે ચમકી, જાણે એકાદ બળતો આતશનો ગાંગડો એકાએક તેણીનાં હાથો ઉપર આવી પડયો હોય તેમ, અને પછી તે હાથને છણકો કરી ખસાડી નાંખ્યો; અને પછી ઘણાં વીચીત્રભર્યાં ભોળાં હસ્વાંથી તેણીએ તે જવાન તરફ જોયું.

"જ્યારે ખુદ તમારો હાથ મને અડકેછ તો હું કમકમી ઉઠું છ ત્યારે તમે મને પરણવાનું કેમ પુછી શકતા હશો?" તે રૂપસુંદરીએ સવાલ કર્યો.

"પણ તેમ કાંઇ તમે હમેશાં નથી કર્યાં કરવાનાં," તે ધીરજવંતાએ સાલેશાઇથી જવાબ કરયો. "મને માહરા પોતાનાં મોટા પ્યારમા વિશ્વાસ છે. હું તેનાં બદલામાં કાંઇબી મેળવશ. મેહરબાનું જો તમે મને હડસેલી મેળશો તો બિચારા તમારા પપા મરી જતા રેહશે તેવણુની સઘળી આશાઓ આ લગન ઉપર મદાર બાંધી ટકેલી છે."

"તમે શું એમ ધારોછ કે મને, માહરા બાવાજી તરફનાં માહરાં અખંડ હેત ખાતર આવાં એક લગનમાં બળત્વારી ને જોર જબરીથી ઉતારવાનું મરદાનગીભર્યું છે કાંયજે એજ એખલો રસ્તો કે જે વડે હું તેવણુ બીચારાને બચાવી શકું તેથી આવું એક માહરી કને સાટું કરવાનું શું બાહાદુરીભર્યું છે?" તે મધુરી મહાબુબ બોલી, એકાએક ઘણાં જુસ્સાથી.

"જો તમારો પ્યાર જીતવામાં ને તેમ કરી તમને સુખી કરવામાં હું હારી જાઉં તો તે મરદાનગી ભરેલું હું ધારતો નથી."

તે શુરવીરે જવાબ કર્યો. "પરંતું હું જાણુંછ કે હું બેઉ બજાવી શકશ. મને માહરામાં પુરતો વિશ્વાસ ને ઇતબાર છે."

તેણીને ખબર હતી કે તે સાચ્ચુજ બોલ્યો હતો—તેણીનાં બાપની જીંદગી બચાવી લેવાનો, તેઓનાં કુટુંબનાં પુરાણાં નામને નામોશી ને નાલેશીમાંથી ઉગારી લેવાનો ફકટ એકજ ઇલાજ હતો. અને તે તેની સાથનાં લગન હતાં; પરંતું તેની સાથનાં લગનનો ખ્યાલજ તે બાળાને બધી દુઃખ ભરેલી રીતે કમકમાવનો હતો, અને તે ખ્યાલે તે તેણીને સૌથી વધારે અણુગમતો થઇ પડયો. તે સુંદરીએ પોતાની બંને આંખો પોહળી કરી અને ઘણાં ચીવ્વતપણાંથી તેનાં ચેહરા તરફ જોયું.

"તમે માહરી સાથે પરણીને સંતોષ પકડશો, એવું જાણ્યા છતાં કે હું તમને ધીકકારૂંછ કે હું તમારા તરફ અણુગમાં ને તીરસકાર ભરેલી નજર સીવાય કદીબી જોતી નથી?" તેણીએ પ્રશ્ન કરયો.

" મેહરબાનું." તે સબુરીથી બોલ્યો, "તે ધીકકારને પ્યારમાં કેમ બદલી નાંખવો તે હું જાણુશ; અને હું દુનીયાંની બીજી કોઇ અબળાના સૌથી ગરમ દીલસોઝીભર્યા પ્યાર કરતાં તો વધારે ખુશીથી તમારા ગુસ્સા, અને ધીકકારને વધાવીશ!"

"તમે એવું જાણી માહરી સાથે પરણીને સંતોષ પકડશો કે તમારા ને માહરા વચ્ચેનો અંતર કદિ નહિ દુર થશે એવું હું ઘણી જોસભરીથી માનુંછ—કે હું તમને માહરા સરખા કદીબી ગણી શકવાની નથી—તમારૂં ગમે તેટલુંબી કીધેલું મને તમારી ઉતરતી જાન

ઉન્માદ ભુલવી શકવાની નથી? શું એ બધું જાણ્યા પછીબી મને પરણવામાં તમને સંતોષ મળવાનો છે?"

"હા, હું જરૂર સંતોષ પામીશ," તે મધુરીને જવાબ મળ્યો; "તમે દુન્યાનાં કોઇબી જવાનને ચાહતાં નથી—અને તે પ્યાર ત્યારે તો સેવટે મનેજ મળશે."

"માહરો પ્યાર તમને કદી મળવાનો નથી," તે મોટા તુચ્છકારથી પુકારી ઉઠી—"એવો મનમાં ફાંકો તો જરાબી રાખતા ના."

"તોબી હું સંતોષી છેઉં," તે યુવાને ઘણી વખાણુવાજોગ શાંતી અખત્યાર કરી જવાબ દીધો.

થોડીક મીનીટો તે રૂપસુંદરી ચુપકીદીમાં ઉભી રહી, દેખીતી રવેશે પોતાનાં ક્રોધ ને ગુસ્સા સાથે તે જંગ મેલવી રહી હતી, અને પછી તે બોલી, ઘણાં ધીમા કોમળ કંઠે.

"હું પાછું કહુંછ કે તમે મને તમારી સાથે જોરજબરીથી પરણાવામાં એક ઘણું હોચકારૂં કામ કરો છો, તમે મને ફોર્સ કરો છ, કેમજે તમે મને બીજો કોઇબી માર્ગ આપતા નથી; માહરે યાતો માહરા બાવાને જુગજુગનાં દુઃખી કરવાના છે અથવા તો તમારી સાથે મને પરણવાનું છે. બાહારની બધી દુન્યા કરતાં પણ જાસ્તી મેં માહરા પપાને ચાહેલા છે અને હંમેશાં ચાહતી આવશ; તેવણ તરફનું માહરૂં હેત માહરી જીંદગીનો માસ્તર પેશન છે. તેવણને બચાવા થકી મને એક માણુસને પરણવાની ફરજ પડેછ કે જેને ના તો હું ઓળખુંછ, ના તો હું પસંદ કરૂંછ, ના તો તેની હું કાંઇ કીંમત આંકતી કે ના તો તેને હું ચાહુંછ."

"તે સઘળું આવશે." સોરાબે કહ્યું; "હું તમને એવા તો ચીવ્વત પ્યારે ચાહુંછ, અને તમારા પ્યાર સારૂ એવા જુસ્સાથી તલપી રહેલો છેઉં કે હું કાઇબી શરતો ઉપર સંતોષ પકડીશ." તે કોમળાંગીનો ચેહરો ફીરમજી થઇ આવ્યો.

"એમ છે?" તેણીએ પ્રતિઉત્તર કર્યો. "તમે કોઇ શરતો ઉપર સંતોષ પકડવા તૈયાર છેઓ? ત્યારે તો તે શરતોને હું માહરેથી બને એટલી મુશીબત ભરેલી કરશ. હું તમારી ધણીઆણી થવશ. એટલે કે, તમને માહરૂં નામ ધરાવવાનો અખત્યાર આપશ–પણ તમારે કદી માહરા હાથોનેબી અડકવું નહિ–એક આંગળીબી માહરા દીલને લગાડવી નહિ; તમે મને મેળવશો તમે મને તમારી સાથે જીંદગી સુધી બાંધી લેશો–કે જે બધું મને તમારી પોતાની મરજી મુજબનું દીસેછ—પણ યાદ રાખજો કે માહરા હોઠો વાટેથી પ્યારનો એક શબ્દબી તમારી તરફ બોલાવાનો નથી; આપણે સાથે રહીશું અને તે છતાં પણ અજાણ્યા માફક આપણે એકમેકથી અળગાં ને દુરનાં દુર વસસું–સાથે, પ્યાર વગર માત્ર નામનાં, જો હું જરાબી કબુલ થાંઉ તો ફકટ આ શરતોએજ–અને નહિ તો, નહિજ! હવે તે સરતોને કબુલ રાખવી કે નહિં તે નક્કી કરવાનું તમારે માટે છે. જો, કબુલ રાખ્યા પછી, તમે તે શરતો તોડશો કે માહરી મારફતેથી પ્યારનાં બોલો બોલાવાની બેવકુફાઇ કરશો અથવા તો મને એક આંગળી વડેબી અડકશો કે મને તમારી સોસાયટીમાં ભેળાવાની સરકશી કરશો તો, હું સૌથી ગંભીરમાં ગંભીર કસમો ખાઇને કહુંછ કે, આય ઘેર તે અને તેજ

ઘડીએ છોડીને જવી રહેવશ. આ સઘળી શરતો ઊપર મને તમારી ધણીઆણી તરીકે કબુલ રાખવા તમે તઇયાર થશો?',

તેણે તે ઉશકેરણી વચ્ચે પવીત્ર આતશ માફક જળતા રૂપાળા ચેહરા તરફ જોયું; તેનાં મનથી તેણી પોતાનાં આ ઊશકેરાયલા અવતારમાં પણ એની રાણી જેવી ખુબસુરત લાગી. તેણીનાં આ તીરસ્કારમાં તેને એવો સુંદર દમામ ને મોહીત પમાડનારો ચેહેરો જોયો કે તેનું, અર્ધું ફરેલું મગતક, પુરતું ફરી ગયું, અને સઘળા ધીકકાર છતાંબી તે તે શરતો કબુલ કરવા એકદમ તઇયાર થઇ ગયો. આ તેને એક નાની ફતેહ જેવું દીસ્યું. ઘેલો તે! તે તેનાં પ્યારમાં કેવો છેકજ ચરી ગયો હતો?

"હા," તેણે જવાબ દીધો. "તમે કોઇ બીજાને ચાહતા નથી. હું ધીરજથી સબુરી અખત્યાર કરી બેશ; તમે મને પીછાણશો અને જરૂર વખત જતાં પ્યારથી ચાહતાં શીખશો."

"ત્યારે, જો આ શરતો ઉપર તમે તમારી આઇડેનટીટી ખોહી દેવા અને માતબર કુટુંબની સેવા બજાવવા તમારી જીંદગી આપવા તઇયાર છેઓ," તે એક મહારાણીનાં ઠઠેરાથી બોલી, "તો હું તમારી સેવા કબુલ રાખુંછ, અને આપણો 'ઇન્ટરવ્યુ' અહીં ખતમ થાયછ."

તે આ સઘળું ઘણા મોટા તુચ્છકારથી બોલી, અને તીરસ્કાર નીજ એક તીરછી નજર તે પ્યાર ઘેલા જવાન ઉપર ફેંકી ત્યાંથી બેમાલુમ થઇ ગઇ. દીવાનો સોરાબ! આવા અગાધ તીરસ્કાર ઉપર બી તેણે શુકર કર્યો અને ઘણાં મોટાં દીલે તેણીનાં ત્યાંથી નીકળી

જવા પછી તેનાં મનથી બોલ્યો કે પ્યાર વખત જતાં જરૂર પોતાનુ કામ કરશે.

---

## પ્રકરણ ૧૨ મુ.

——:o:——

મેહરાં માતબરનાં એમ મોટા તીખાસ અને તુમાખ કરી ચાલી જવા પછી સોરાબ દારૂવાળો ઘણો વખત સુધી લાંબા વિચારોનાં ઉંડા ગારમાં ઉતરી ગયો. તેના જેવા એકને, એક દારૂવાળાના દીકરાને—મહેનત ને અકકલ હુશીયારી વાપડી આગળ વધનારા વર્ગમાંના એકને—પોહળા આત્મા અને ઉંડા વિચારનાં ફીલોસોફરને આ માતબરની મહેરાંએ દેખાડેલી તોખમની તકોબરી કાંઇક ઘણું અસાધારણ ને બનાવટી જેવું દીસ્યું. તે તે સમજી શકયો નહિ. જો તે તેની ચકભ્રમ કરનારી ખુબસુરતી સારૂ અથવા તો તેણીનાં દમામદાર ઘેર માટે મગરૂર હતે તો તેણીને તે સારી રવેશે સમજી શકયો હતે, પરંતુ આ તેણીનાં ખાનદાન માટેની ખુમારી સમજવાનું તેની શક્તિથી ઘણું વેગળું હતું.

તેણે હસીને તેને તો ફકત એક ધખારો માન્યો—દુન્યાની સૌથી સંપુર્ણ ને સુંદર સ્ત્રીની એક વાહીયાત માન્યતા—એક ખામી; જે જીતી જવા માટે તે પુરતો શુરો ને પુરો હતો, તેણે વિચાર્યું; એટલું તો ખરૂં, તેણી કોઇ બીજાને ચાહતી ન હતી. તે એક

મુખ્ય મોટી પોઇન્ટ હતી, આશા માટેની એક જોરાવર ધાળ. તે કોઇબી બીજા શખશને ચહાતી હતી નહિં, અને, જો કે તેને તો તેણીનાં હાથને વડીક અડકવાનો હોકમ ન હતો કે એક પ્યાર ભરેલો બોલબી બોલવાની મના હતી છતાં તેઓ સાથેજ રહેવાનાં હતાં—તેઓ એકજ છાપરાં હેઠળ વસવાનાં હતાં, અને કાંઇ નહિં તો થોડીબી એક સરખી ચીંતા ને ફરજમાંથી તેઓને સાથે પસાર થવાનું હતું. તેને તે બધું પુરતું લાગ્યું, અને નાશીપાશ થવાને બદલે ઉલટું તે તેનાં મનથી ઘણી ઉદારતાથી બોલ્યો કે આ બધી તકો સાથે જો તે તેણીનો પ્યાર જીતી ન શકે તો તેના જેવો નામરદ બીજો કોઇબી ન હતો !

પહેલાં તો તેણીને એકદમ, જેવી તોડછોડ તે છોકરીએ બતાવી હતી તેવીજ તોડછોડે મુકી છુટવાનો તેને ખ્યાલ આવ્યો—તેઓ તેને માટે અને તેના પ્યાર માટે બીલકુલ નાલાયક હતાં. પછી તેને ખ્યાલ આવ્યો કે સાચ્ચું અમીરીપણું કેવું હોય છે તે તેણીને પોતાનાં દાખલા ઉપરથી ઘણી સારી રીતે શીખવી શકશે—અને તે લેશન સાથેજ તેના બદલામાં તે તેણીનો પ્યાર પણ મેળવતો જશે.

તે તેણીને સઘળું આપશે, સોરાબે વિચાર્યું, અને બદલામાં તેણી કનેથી તે કશુંએ ન લેશે—તે તેનું હેત તેણી ઉપર એવાં તો બાદશાહી દીલે અને ઉદાર હાથોએ રેડી દેશે કે તેમાંનું ઘણું નહિ તો થોડું પણ બદલામાં પાછું આપ્યા વગર તેણીને ચાલશે નહિં. તે તેણીને દેખાડી આપશે કે એક 'કોમનર'નાં દીકરામાં એક ગ્રહસ્થ આસામીનો આત્મા હોઇ શકે છે. તે તેણી ભણી એવાં તો શુરાતનથી,

એવી તો નાજુકાઇથી, એવી તો અથાગ કાળજીથી વર્તશે કે તેણીને તેને વખાણવાની જાણે ફરજજ પડશે—ના, તે ઉપરાંત તેણીને એટલુંબી કબુલ કરવાની જાણે જબરી થશે કે એક બીન કુળીન શખશોમાં પણ એવા સદગુણો હોય છે કે જે તેણીની માન્યતા પ્રમાણે તો ઇશ્વરી હકથી ફકત મોટાં ખાનદાનવાળાંઓમાંજ જાએજ રહેલા હોય છે.

આ બધા સોરાબ દારૂવાળાનાં પ્લાનો હતા, કે જે વડે તે મગરૂર મેહરાંની તકોબરીને માહાત કરવા ચાહતો હતો. તે કેવી મગરૂર હતી, કેવી તકોબરીભરેલી, કેવી રાજવંશી દમામવાળી, પણ, ઓહ, કેવી ખુબસુરત ને ઝલેહવંતી! શું સોરાબ તેની સઘળી હુસ્યારી અને બાહોશી, તેની હીંમ્મત અને છટા છતાં, તે તારૂણીને પીગળાવી શકશે?

ફકટ તેણીની નજદીક રેહવાનું, જે હવા તે મધુરી દમમાં લે તેજ હવામાં જીવવાનું, તેણીનાં માહઓખતાર જેવા મીઠા ચેહરાને ચાલુ જોયા કરવાનું, તેણીનો સારંગી જેવો સુરીલો કંઠ નીરંતર સમજ્યા કરવો—એ તે પ્યાર ઘેલા જવાનને લાગ્યું કે આ ધર્થી ઉપરનું બેહસ્ત હતું. તે છતાં, તે તેણીને જીતવાનો તો હતોજ—પ્રૌઢ પ્યારનું પ્રબળ હંમેશાં મોટા પ્યારને જીતી શકે છે. એક એવોબી દીવસ ખચ્ચીતજ આવશે કે જ્યારે તેણી તેની આગળ જશે, તેણીનાં કોમળ, બરફ જેવા ગોરા કરો તેની ગરદનની આજુબાજુ ભેરવશે, તેની પોહળી પ્યારથી ધગધગ થતી છાતી ઉપર તેણીનું દમામદાર, તોખમી શીર ટેકવશે અને કહેશે, "ઓહ માહરા વાહલા ધણી, આયંદે હું તમને

ચાહતાં શીખીછ !" યા ખુદા, તે એક સ્વપનો હતો—અને જો સ્વપનાઓ ખરા પડી શકતા હોય તો આ તે બાપડાનાં બાબમાં પણ કાંય નહિ ખરો પડી શકે, વારૂં ? તે એક સ્વપ્નવત ખ્યાલ હતો—બધા ધીક્કાર, બધા તીરસ્કાર, બધા તુમાખ, બધી ધીરજવંતી સબુરી વાસ્તે કેવળ રગેરગ લાયક. તે સંતોષી હતો અને તેનાં પ્રમાણીક જીગરનાં સઘળાં સાચ્ચાં જોમ વટી તેણે તેનાથી બને તે બધું કરવાનો કસદ કર્યો. તેણીને સુખી કરવાનો અને તેણીને પોતાની મરજી પ્રમાણે માર્ગ લેવા દેવાનો.

માતબરની મેહરાં, સોરાબ દારૂવાળા સાથનાં ઇનટરવ્યુ પછી, પોતાના બાપને જઇ મળી. તે જૈફ બેરોનેટે જયારે પોતાનો ચેહરો ઉંચકી તે વાહાલી બેટીનાં મોંહ ગમ જોયું ત્યારે તેની ઉપર એક ઘણાં શોકાતુરપણાંનો ગંભીર દેખાવ વ્યાપી રહેલો હતો.

"તું માહરે માટે સારી ખબર નથી લાવી, મેહરાં," તે બાપે અગાધ નિરાશાથી કહ્યું; "તાહરી આંખોમાં સારી ખબરોનું એક કીરણ પણ નજરે આવતુ નથી."

"કદાચ તમે તો તેને સારી ખબર માનશો, પપા," મેહરાંએ જવાબ દીધો. "હું અંહી એ કેહવા આવીછ કે મેં મી૦ દારૂવાળાની માંગણી સ્વીકારેલી છે."

તે નિરાશ થઇ બેઠેલા બેરોનેટથી તેનાં હોઠો ઉપર ચઢી આવેલી મોટી ખુશાલીની બુમ અટકાવી કે દબાવી શકાઇ નહિ; તેનો તમામ અવતાર બદલાઇ ગયો. તેની ચીંતા, આતુરતા, તેની ધાસ્તી જાણે

એકદમ ઓચીંતી તેનામાંથી ગબડી પડી હોય અને તેનું દીલ વાથી પણ જયાદા હલકું થઇ ગયું હોય તેમ દીસ્યું: તે પોતાની બેઠક ઉપરથી ઉઠીને ઉભો થયો, કોઇ દીવસે નહિ જણાયો હોય તેવો બધો જોરાવર થયેલો–એક શુરવીર માફક તતણખાર, તેની જૈફી જાણે તેનામાંથી જતી રહી હોય અને તે પાછો જવાન જોરમંદ બન્યો હોય, એવી બધી અચુક અસર તે ખુશાલીથી તેની ઉપર થઇ.

"માઇ ડારલીંગ," તેવણે પુકાર્યું, "માહરી વાહાલી મેહરાં, તેં માહરી જીંદગી બચાવીછ !"

"અને માહરી પોતાનીનું સત્યાનાશ વાળી નાંખ્યુંછ," મેહરાંએ ઘણાં દુ:ખથી પોતાનાં મનસે કહયું. પણ ઘણી નરમાશીથી અને શાંતીથી જે બધા વાહાલભર્યા ઉપકારના શબ્દો તે બાપ બોલી ગયો તે તેણીએ સ્વીકાર્યા અને સમજયા; અને પછી, જયારે તેવણ–સર મેહરનોશજી માતબર–શાંત થઇ શકયા, અને તેણીને ધ્યાનથી સમજવાની હાલતમાં આવ્યા ત્યારે તે મધુરી માહાખુબ નરમાશથી બોલી:

"મેં તદ્દન પ્રમાણીકપણે મી૦ દારૂવાળા સાથે કામ લીધેલું છે, પપા. મેં એવણને કહી દીધેલું છે કે હું તેવણને મુદ્દલ ચાહાતી નથી અને કદીબી ચાહી શકવાની નથી."

"કદીબી નહિ ?" તે બેરોનેટે મોટા ગભરાતથી પડઘો કર્યો.

'હા, પપા–કદીબી નહિ! આવાં લગનો વાસ્તે હું શું ધારૂંછ તે મેં એવણને ખુલ્લે ખુલ્લું સમજાવી દીધેલું છે–સોશીયલ બેરીયરઝ માટે માહરૂં શું મત છે તેબી–અને કોઇબી ચીજ તે માણસને

માહરી સરખામણીમાં લાવી શકવાની નથી તે પણ મેં તેવણને સાફ સાફ જણાવી દીધેલું છે."

સર મેહરનોશજીએ અજાયબી ને ચીંતાથી તેણી તરફ જોયા કર્યુ.

"માહરા ખુદા! અને એ બિચારાએ શું કહ્યું?"

તે દમ ખાવા થોડીક મીનીટો થોભી, અને પછી જવાબમાં શાંતીથી બોલીઃ "જે બધું એવણે કહયું તે એવણની પોતાની રીત મુજબ ઘણું સેનસીબ્લ હતું; તેવણ જરાબી અજાયબ થએલા દીસ્યા ન હતા."

"જો હું એની જગાએ હતે તો ઘણો અજાયબી પામ્યો હતે." સર મેહરનોશજી માતબરે કહયું. "મેં એક માંગણી આવી ફીસમે કબુલ રખાતી કદી જોઇ કે સમજી નથી."

"મેં સઘળી બીના કેવા તબકકા ઉપર ઉભેલી છે તે એવણને તદન સમજ પડતી રીતે કહી દીધેલું છે. એ એક ધંધાદારી સાટું છે—તેની લાઇનની એક વેપારી ગોઠવણ. તમને એક ચોકકસ પૈસાની રકમ જોઇયેછ; તે તેવણ પાસે ધીરવા વાસ્તે છે, અને ધીરવાનું વચન આપેછ, જો હું એવણની ધણીઆણી કેહવાંઉ તો. મેં તેમ કરવાની રજા આપેલી છે. યુ સી, અહીં સેન્ટીમેન્ટને લગતો કાંઇ સવાલજ નથી; એ એક નરદમ ધંધાદારી ગોથવણ છે. મેં તેવણની ઉદારતાને અપીલ કરી જોઇ, મેં મને અંદર સંડોવ્યા વગર મદદ આપવાનું કહ્યું પણ તેવણે ના પાડી; અને ત્યારે મેં બધી બીનાં તેની ખરેખરી લાઇટમાં દેખાડી આપી."

"પણ, મેહરાં," તે બાપે આ બેજા' ફાટેલ તુમાખી બેટીનું બધું સમજીને અકળાઇ પોકાર કર્યો, "એ તુંને ચાહેછ—એ ખરેખર તુંને ઘણો ચાહેછ! જો કદી કોઇ સખશે એક અબળા સાથે પ્યાર કીધો હોય તો એનેજ છે. એનાં જેવો પ્યાર કોઇનો નહિ હશે. તું એનાં તરફ કેવી ઘાટકી થાયછ! તું કેટલી બધી તુમાખી છે!"

"પ્યારનો કાંઇ સવાલજ નથી, પપા—બીલીવ મી, મેં એવણને કહ્યુંછ કે હું તેવણને ચાહતી નથી અને કદીબી ચાહવાની નથી; તે છતાં જો બીજી કોઇ શરતે એવણ માહરા બાવાને બચાવી શકતા નહિ હોય તો હું મને એવણની ધણીઆણી કેહવડાવા તદ્દન ખુશી થઇશ."

"વૅલ," તે પીદરે નાખતીનાં દેખાવથી કહ્યું, "તું અને તે હવે તો એ બાબદમાં સૌથી વધારે સમજી શકો. એ એક ઘણો વીચીત્ર 'આફ્ફૅર' છે. એ સંતોષ પાંમ્યોછ, હું ધારૂંછ; પણ હું તો તે છોકરીને કદીબી નહિ પરણું, કે જે રોકડે રોકડું પરખાવી દેતી હોય કે તે મને ચાહાતી નથી અને લગનને એક ધંધાદારી ગોઠવણ તરીકે ગણતી હોય."

"એ ઘણું બનવાજોગ છે." તે દીકરીએ કબુલ રાખ્યું; "પણ ત્યારે તમે તો એક બેરોનેટ છેઓ, અને એ એક 'કોમનર' છે. જે તમે ધીકકારથી સ્વીકારવાનું ના પાડો તે એવણ કબુલ રાખવા ખુશી થાયછ. એજ સઘળી વાતની પુરવારી છે! હવે તમે ત્યારે સુખે કરારે રેહજો, પપા–તમને બચાવી લેવામાં આવેલા છે; હવે તમારે વાસ્તે જરતી વેઠવાનું કાંઇબી નથી. તમે સુખી અને આબાદ છેઓ, જેવા અસલ હતા તેવાજ–ઠેંક ગોડ!"

તેવણુ અત્યારે મામલો જે હાલતે ઉભો હતો તેમાં સમાયેલી વિચિત્રતા ભુલી ગયા, અને તે વાહાલી દીકરીનાં ગળે બાઝી પડી પોતાની ખુશાલીનાં ખરાપણામાં એક નાના બચ્ચાં માફક રડી પડયા—તેણીએ તેવણુને બચાવી હતી—એ, તે વાહલો, મીઠડો, પાસબાંની આપતો ફરેસ્તો! તેવણુ હવે સઘળી જંજાળીની જંજીરમાંથી સદાને માટે અળગા ને મુક્ત થયા હતા—પરવરદીગાર તે પ્યારી બેટીનું હઝારો હઝાર સાલ કલ્યાણુ કરે!

"બધું વખત જતાં સમું થઇ જશે," તેવણે વિચારયું. "એ ફરજયાત એને ચાહતી થશે, જયારે સોરાબમાં સમાયેલી અમીરી લાગણીઓ ને ફરેસ્તાઇ ખાસ્યત એના જોવામાં આવશે ત્યારે."

તે પછી મેહરાં માતબર પોતાના ઓરડામાં જતી રહી, અને આખો દીવસ કોઇનાંબી જોવામાં આવી નહીં.

સર મહેરનોશજી માતબર અને સોરાબ દારૂવાળા તે સાંજે પાછા મળ્યા. બંને જણા તે બાબદ ઉપર આવતાં કુદરતી ઘણું શરમાયા અને અચકાયા; આયંદે તે બેરોનેટેજ બરફ ભાંજ્યું.

"માહરી દીકરીએ મને બધી ભલાઇ ભરેલી ખબર કહીછ," તેવણે હસીને જણાવ્યુ; "હું ખુશી છેઉં કે હું હવે તમને માહરા જમાઇ તરીકે તેડી શકીશ."

"હા," સોરાબે ઉત્તર કર્યો. "અને એક સાચ્ચા અને વફાદાર જમાઇ તરીકે પુરવાર થવાની હું આશા રાખુંછ."

"માહરી ચેતવણી ખરી પડેલીજ તમે જોઇ હશે, દીકરા—માહરી દીકરી આખા પુનામાં સઉથી મગરૂર છોકરી છે."

"તમારી દીકરી તો તમામ દુન્યાની ખુબસુરતી અને તેજસ્વી લાઇટ છે," તે યુવાને ઉત્સાહથી ઉત્તર કર્યો. "હું મને પોતાને સૌથી નશીબદાર શખશ લેખું છ."

"જો કે પોતાનાં બધા તકોબરી ભરેલા ખ્યાલથી એને તમને ચકભ્રમ તો કીધા હશેજ," તે બેરોનેટે ખરીખંખારીને કહી દીધું.

"તેણી મને ખુશી કર્યા વગર બીજું કાંઇબી કરી શકતી નથી; એનો નજીવામાં નજીવો ધખારો–ખ્યાલ–એને ઘણી મોહ પમાડનારી રીતે શોભેછ. મને જરાબી બીહક નથી, સર મેહરનોશજી. એ મને કહેછ કે એ મને મુદ્દલ ચાહતી નથી; પણ, જો એક મરદનાં જીગરનાં સઘળાં જોર અને જોસ્સા અને પ્યાર અને ઉમંગથી એક અબળા જીતી શકાતી હોય, તો હું એને હજીબી જીતશ."

"આઇ એમ સ્યુર ઓફ ઇટ–ઇટ ઇઝ ઓનલી એ મેટર ઓફ ટાઇમ," તે બેરોનેટે ખાત્રી આપી. "અને વખત જરૂર પોતાનું કામ ગુપચુપ બજાવ્યો જશે."

પછી તેઓ બધી કામની વાતો કરતા બેઠા. જો મેહરાં રજા આપે તો લગન એપ્રીલ મહિનાની આખેરીએ કરી નાખવાનું તેઓ એ ઠડાવ્યું. મારગેજ એકદમ ભરપાઇ કરી દેવાનું હતું. વળી તુરતજ સર મેહરનોશજીનાં ખાતે અર્ધા લાખ રૂપીયાની નાદર રકમ સોરાબ મેલી દેવાનો હતો, કે જેથી તેવણુના ભાઇનો દીકરો દોરાબ માતબર જ્યારે જોઇયે ત્યારે તે ખેંચી શકે અને તે જેફ બેરોનેટની આંતને ધક્કો લાગવા જેવું કાંઇબી થાય નહિ. અને એવીજ રીતનાં સર

મેહરનોશજીની ફરજદારી બાબે પણ બીજાં પગલાંઓ લેવામાં આવનાર હતાં.

આ સઘળી ગોઠવણો કરવા વાસ્તે સોરાબ દારૂવાળાને મુંબાઇ જવાની અગત્યતા હતી. પણ જવા અગાઉ લગનના રોજ બાબે તે કોઇ રીતે ચોકકસ થઇ જવા માંગતો હતો–એક ખાલી ફીયા-લગન શાના?–કાંયજે તેનાથી નાં તો તેને પ્યાર મળવાનો હતો કે ના તો તેની પરણેતરનું છગર, ના તો તેણીનાં શરીરને અડકવા વટીકનો હોકમ; અને તે છતાં તેને તે ખાલી કે પોકળ નજ માલમ લાગ્યું, કેમજે તેનાંથી તો તે તેણીને જીંદગી સુધી પોતાને માટે બાંધી લેવાનો હતો.

તે બાબદ માટે તેણે માતબરની મેહરાંને કનસલ્ટ કીધી. તેણીએ તેની તરફ નગરૂરીભર્યા, છુપા ગુસ્સા સાથે દીઠું.

"બચ્ચું, એમાં મને શું પુછવાનું?" તે તુમાખથી બોલી. "એવા ખાલી ઢોંગમાં આહરી સલાહ તે શાની લેવાની? મને લાગે વળગેછજ શું?"

"હું તો એવી આશા રાખતો'તો કે તમે કાંઇ નહિ તો હવે થોડીઘણીબી ઉલટ પકડશો," પોતાની મોટી નામુરાદી ઘણી હીંમતથી છુપાવી તેણે જણાવ્યુ.

"એ એક ધંધાદારી ગોઠવણ છે," તેણીએ કહયું. "અને એમ છે તો જેમ ઝડપથી થાય તેમ સારૂં. જો એપ્રીલ, સર મેહરનોશજી, આહરા પપાને, સુટ થતો હોય તો મને વાંધો ઉઠાવવા જેવું કાંઇ

નથી. એક વાત કહી દેવા મને ગમેછ—હું ધારૂંછ કે દુન્યાં જેને ઘણી મુર્ખાઇથી હનીમુન કરી કહે છે તે ગુજારવા જવાની તો આપણુને ફરજ પડશેજ—આપણા કેસમાં તો એ એક કમપ્લીટ નોનસન્સ છે, તે છતાં દુન્યાની એ રીતભાત પ્રમાણે આપણુને કરવુંજ જોઇયે. હું તેથી એ કેહવા માગુંછ કે એ ગાટ જેટલી ઓછી ધાંધલથી અને ઓછી ક્રીયા વડે કામ થાય તેટલું વધાર સારૂં."

"તમારાં દરેક ફરમાન બજા આવેલાં તમે જોશો, મેહરબાનું" સોરાબ દારૂવાળાએ ઘણી તાબેદારીથી જવાબ દીધો. અને તે બેરોનેટની બેટી—તેની ભવિષ્યની મોહરદાર—તેની આગળથી ઘણાં દમામ અને તુમાખથી ખશી ગઇ.

## પ્રકરણ ૧૩ મું.

—:o:—

તે એક વિચિત્ર લગન હતાં, જો કે એક લગનને લગતો ભપકો ને તેને બરની ક્રીયાનાં સંબંધમાં કોટાહી, કશાનીએ ન હતી. સર મેહરનોશજી માતબર તે લગન પોતાના ખાનદાનનાં બરનાં ભપકા પ્રમાણે કરવા મથ્યા હતા, અને તેથી તે વાસ્તે જર કે જેહમતની કશીએ વાત કીધેલી જોવાઇ નહિં. સઘળું હાલની ઢબનું, હાલનાં જમાનાને અનુસરતું, તેઓનાં ખાનદાન અને ખેતાબને બર આવતું હતું. એટલા બધા ભપકાથી બીજાં કોઇનાં લગન ભાયગે કરવામાં

આવ્યા હશે. પરંતુ જે બધાંની કોટાહી તેમાં માલમ પડતી હતી તે ફકટ પ્યારની હતી. લગનને લગતી સઘળી તઇયારીઓ અને દોડ ધામ ત્રણત્રણ મહિનાંઓથી કરવામાં આવી હતી, અને એ ત્રણુએ મહિના માતબરની મેહરાંએ જાણે કોઇબી ઉશકેરણીભર્યું બનતું ન હોય તેમ, સાવ નફકરાઇ અને બેદરકારીમાં ગુજાર્યા હતા. તેણીએ પોતે પોતાનાં કીસમતને તેડયું હતું ને સ્વીકાર્યું હતું; હવે તેને તે ગંભીર ચુપકીદીમાં શરણે જતી હતી, કાંઇ પણ બબડાત ફફડાત કીધા વગર કે તેમાં જરાબી ઉલટ કે મજાહ લીધા વિના દુન્યાંની દરેક ચીજ તેણીએ ખોહી દીધેલી લાગતી હતી; તેણી સઘળું ગુમાવી બેઠી હોય તેમ તેણીને દીસ્તું હતું, સીવાય તે મુરબ્બી બાપનું શીર છત્ર અને નિષ્કલંક હેત. જે એક મોટા સબ્બારામાં તે મજાહ લેતી હતી તે આજ હતો કે પોતાની જીંદગીનાં ભોગે તેણીએ તે વાહાલા બાપને બચાવી લીધા હતા.

તે મનોહારીણી શીરીન અને શાંત બની ગઇ હતી, ઘણી ગમગરીથી તે બેદરકારી બની ગઇ હતી. તેણીની તમામ જીંદગી તે વાહાલા બાપની ખાતરબરદારી કરવામાં અટવાઇ ગએલી હતી, તેણી એ દુન્યાંનાં દરેક આવકારને તે વહાલા બાપ ખાતર. સદા દુરનાં દુર રાખ્યા હતા. તેણી ઉપર મધમાખ માફક ભમતા ઉગીદવારોને તેણીએ હંમેશા સો કોસ દુરનાં દુર રાખેલા હતા; અને અબળા—નાજુક, નવજુવાન બાળાનાં પરોઢયાંનો કુમલો પ્યાર, ખુદાની મેહરથી અને તેણીનાં ખુશનશી બની બરકતથી એક બંધ ચોપડી મીસાલ હતો. જો પોતાની આફતો ઉપ રાંત તેણીને એક પ્યારની સામે લડત લડવાની હતે તો, ખચ્ચીત તે

કોમળાંગીની જીંદગી ઘણી બોજા સમાન તેણીને થઇ પડી હતે. પણ તે વાહાલી મધુરીનાં બખ્તાવર નશીબે પ્યારની ખુશાઇ લાગણી–તે ચેડા ચવિત્ર, મીઠી, સ્વર્ગીય લાગણી તેણી ઉપર અત્યારતુલીક ગાલેબ થવા નજ પામી હતી.

જ્યારેબી તેણીનાં લગનની ગોઠવણુ વિષે તેણીને કનસલ્ટ કરવા માં આવતી કે કોઇ તરફથી સવાલો પુછાતા ત્યારે તે એકદમ શાંતી ભરેલી બેદરકારી અખત્યાર કરતી હતી. તે ઘણા ખરા જવાબો એવી રીતના આપતી કે તે લગન પોતાનાં કરતાં કોઇ બીજી પારકી છોક રીનાં હોય. તે ફક્ત ત્યારેજ કાંઇક ઉલટથી પોતાનું મંદ પડેલું શીર ઉંચકતી કે જ્યારે તેણીનાં બેરોનેટ બાપનો સવાલ ઊભો થતો અથવા તેવણને લગતી કાંઇ વાતો કરવામાં આવતી. જો તેવણની ખુશાલી કે તેવણની સગવડનો સવાલ આવતો ત્યારે તે મહાખુબ એક ઘોડી મીશાલ કાન ફફડાવી તેજસ્વી અને ઉલટમંદ બની જતી. તે બાપ તો તેણીનું સર્વસ્વ હતો–તેણીની આશા, તેણીની મઝાહ, તેણીનું સુખ અને તેણીનો આધાર, અને તે વાહલા મુરબ્બી બાપનાંજ સવાલમાં તે સુખ અને મઝાહ ન લે? પણ જેત કોઇ બાબદ તેણી પોતે એખલીને લગતી હોય તો તે એક હોલવાઇ જતા આતશ માફક સુસ્ત અને સુની થઇ જતી હતી; જો બાપડા સોરાબને લગતું કાંઇ હોય તો–તો તે અત્યંત તુમાખ અને તીરસકારથી વર્તતી હતી.

એપ્રીલ મહીનાની આખેરીએ તેઓના લગન "માતબર મહાલ" માંજ ઘણાં દમામ અને ભપકાથી કરવામાં આવ્યાં. તે એક અતી દીલખુશ અને રળીયામણો દીવસ હતો, બધો કુદરતનાં લીલાં લહેરભર્યાં

સુગંધથી ભરપુર. સુરજ ને વિચિત્ર લગનની સહવારે સોનેરી થાળી માફક ચોકખો, નિરમળ, ઝગતો ઉગ્યો હતો—ખુદ કુદરત બલ્કે ફુળ જેહાંન જાણે મજાહમાં અને સુખમાં ખીલી નીકળેલી લાગતી હતી. પુનેનાં તેમજ મુંબાઇનાં બધાં મોટે મોટે ખાંચરેનાંઓને ખાસ ઇજન કરવામાં આવ્યું હતું; અને તે લોકોએ કદી ન ચાખેલી મોજ અને મજાહ તે વિચિત્ર લગનમાં ચખાડવામાં આવી હતી, કેમજે સોરાબ દારૂવાળા એ બાદશાહી જીગર દેખાડી પાપરી પેરે પૈસો વેરીયો હતો. તેણે વિચારયું હતું કે એ લગનમાં સમાયેલી કઢંગી વિચિત્રતા તે લગનનાં અસાધારણ દોરદમામ અને ભેટ સોગાદની ઉશકેરણી વચ્ચે જરા પણ માલમ પડી આવવાની હતી નહિ.

દરેક જણ તે હેન્ડસમ વરરાજાની વખાણ ગાતું હતું-કોઇ તેને ઉદારતામાં એકકો કેહતાં, તો કોઇ તેને અમીરી જીગરનો માણસ ગણતાં. ખાસ મુબાઇ વેહરથી તો તેણે એક મોટા કેટરરને રોકયો હતો, જેણે પોતાનાં બાવરચીઓની જંગી ફોજ સાથે પહરોણાંઓની જે ઉમદા સેવા બજાવી તેનાંથી સર્વે ઘણાં મેહીત થયાં. વળી પુનાંની ત્રણ ચાર જાણીતી સ્કુલોમાંથી નાનાં બાળકોને પણ ખાસ નોતર્યાં હતાં, જેઓએ પોતાન નિર્દોષ રંગરાગે અને ખુશમીજાજી રમત ગમતે તે મોહભરેલા મેળાવડાનાં રંગરૂપ ફેરવી નાખવામાં જાણે મદદ કીધી.

આખ્ખું પુનું જાણે હળમળી રહયું હતું! સર્વે તે લગનનીજ વાતો કરતાં અને તેનાં ખરચ, તેના દમામ, ભેટસોગાદો, જર ઝહવેરાત, કપડાં ચપડાં ઇત્યાદીની વાતો સીવાય જાણે બીજી કોઇ વાતોજ સમજાતી ન હતી. બધું હતુંજ એવું ખુશનુમાં, પરેસ્તાન જેવુ

રળીયામણુ ને રંગીલું કે પહેરાણુંઓ ઉપરાંત બાહરનાંઓએ પણ દુરથી સઘળો મહિમાં જોઇ મઝાહ મેળવી. બાહારગામમાં લગન છુટાં છવાયાં થતાં હશે—પણ એકાદ મોટે ઘેરનાં લગનની તો ત્યાં નવાઇજ હોય છે; અને આ માતબરની મેહરાંનાં લગન, દરેક એક મત થતું કે, એક નવાઇ જેવાંજ હતાં.

પરંતુ તે લગનમાં સમાયેલા અફસોસ ભરેલી ત્રેજેડી કોઇનાં જોવામાં આવી શકી નહિ. કોઇ આ તો નિહાળી શકયું નહિ કે પરણતી છોકરીનાં ચેહરા ઉપર પ્રગટી નિકળેલી તુમાખીપણાંની ઇર્ષાણીઓ, ઘણી દ્રઢ અને નિર્દય હતી. કોઈ આ તો નિરખી ન શકયું કે સઘળાંનાં બારે વખાણ જીતી જવા ભાગ્યશાળી ગણાતા વરરાજાનાં હેન્ડસમ ચેહરા ઉપર અવારનવાર એક ઘડી ગમખ્વારીની દયાજનક કરચલીઓ વળી જતી હતી. કોઇએ પણ અટકળ બાંધી નહિ કે તે એક તદન પ્યાર વગરનાં લગન હતાં, "એક ફકત ધંધાદારી ગોથવણ"—કોઇનેંજ ખબર ન હતી કે ઉદારતા વાસ્તે બધાં જેને એકકો ગણુતાં હતાં તેજ ભલો પરણુતો છોકરો પ્યારની બોખારે પીડાતો હતો, કે તે ભલો જવાન આજનાં ખુશબખ્તીભર્યા દીવસ માટે તેની બાજુએ ખડી ઉભેલી ચંદમાંથી કોરી કાઢેલા ચેહરા સાથની તે ચાતુરીનાં દ્રઢ હોઠો વાટેથી એક મીઠું હરવું બાહાર પડેલું જોવા પોતાની જીંદગીબી આપી દેવા તઇયાર હતો—કોઇએ પણ અટકલ બાંધી નહિ કે તે ખુબસુરત જવાન પરણુતી છોકરી કને તેની બોદુંમાં બેઠેલા શખશ વાસ્તે મોટા ક્રોધ અને ધીકકાર રીવાય બીજું કશુંએ ન હતું.

કોઇએ તે લગનની બાતેનની કાળી બાજુઓનો તો ખ્યાલ નજ કર્યો. સર્વ કોઇ સઘળું ચળકાતભર્યું, ઝળેહળતું, દમામદાર જોઇ હયરત-છક-દંગ થઇ ગયાં હતાં!

અને તે વીચીત્ર જોડું આશીરવાદનાં બુલંદ કલામો સમજતું, પાક શબ્દોથી એકમેકને વચન આપતું, જીંદગી સુધી એકમેકને વળગી રહેવા જરથોસ્તી ધર્મની ક્રીયા પ્રમાણે લગન કરતું બેઠું હતું. તે વચનભર્યાં શબ્દો સોરાબ દારૂવાળા મનસે ઘણાં અશો જેવા લાગતા હતા-તે સઘળા શબ્દો તેનાં જીગરનાં છેક બાતેનથી ખરી લાગણીએ બોલ્યો હતો. મેહરાં માનગરે તે વિષે વિચાર નહિજ કરવાની કોશેષ કીધી. જે ફક્ટ એખલી ચીજ તેણીને ટકાવી રાખી શકી હતી અને હીમ્મત રખાવી શકી હતી, તે તેનાં બુજોંગ બાપનો ખરી ખુશાલી વચ્ચે ઉગી અને ખીલી નિકળેલો ચેહરો હતો.

આખ્ખા પુનામાં સઉથી મગરૂર લેખાતી તે માહાબુબ-માતબરની મેહરાં-સાંમે બેસી, આડા અંતર વખતે, સોરાબ દારૂવાળાએ તેણીનો હાથ પોતાનાં હાથમાં સઉથી પેહેલ્લી વખતે લીધો હતો-ને કોમળ, ક્રુમલો, શેપદાર, મીઠડો કર-તેણે તે પકડયો હતો, અને કોઇ ઘણી નવાઇ જેવી લાગણી તે બાપડાએ તે વેળા અનુભવી અને ઘણી મોટી મુશીબતે તેને પોતનું મસ્તક બોહી બેસતાં તે અટકાવી શકયો હતો. જો મેહરાનુ તે વખતે ચાલ્યું હતે, જો તેણીથી તેમ થઇ શક્યું હતે. તો જરૂર પોતાના હાથને ખરાં દીલનાં તુચ્છકારથી તેનાં હાથોમાંથી ખેંચી કાઢયો હતે, તે બાપડાની લાગણીના કશોબી ખ્યાલ કીધા વગર; કેમજે તેઓ વચ્ચે થએલા કરારોમાંનો આ બી એક કરાર હતો કે

તેણે તેણીને કદી પણ અડકી નહી; કીંતુ દુનીઆની નજર તેઓ
હતી કે જેથી તે નાનો મખમલી હાથ તેની ગરમ જોશદાર હથેલ
શાંતીથી દબાઇને પડેલો રહયો. તેણે તે ક્રીયા ચાલી તેટલો વ
ઘણી માનવંતી ધમે ધરેલો રાખ્યો અને પછી જયારે અગતે
ફરજ પાડી ત્યારે તેને તેણે છોડી દીધો, પોતાનાં મનથી એવું કે
કે હવે ફરી તે હાથ તેનાં હાથોમાં પાછો શાંતી મેળવશે તેને ક
વરસો વહી જવાનાં હતાં. પણ એ વખતે સોરાબનાં ચેહરા ઉપર
દેખાવ વ્યાપી રહયો, કે જેની સનમુખ મગરૂર મેહરાંની આ
ઝુમી પડી અને કોઇ વીચીત્ર, ઝડપી લાગણીથી તેણીનું અંતઃ
તેણીની છાતીમાં ધુજ્યું.

તેઓ ધણી ધણીયાણી થયાં. આપણાં પાક અને બુલંદ
ધોરતી મહઝબની તે પવીત્ર ક્રીયા ખતમ થઇ, અને જીંદગી
એકમેકને સુખ અને દુઃખમાં વળગી રેહવા તેઓ કદી ન છુટે
ગાંથે જોડાઇને એક થયાં, એ દારૂવાળાનો દીકરો ને બેરોનેટની
સોરાબનું જીગર ઘણા જોશબંધ ધબકારાઓ પાડી રહયું હતું,
ચેહરો બધો આતશ જેવો લાલ ને ઝળકતો થઇ આવેલો હતો,
તે પરણી ઉઠેલી છોકરીનો મુખડો તો તમામ ઠંડો, સ્થીર અને
જળી ઉશકેરાયા વગરનો હતો. લગનની ક્રીયા ખતમ થયા પછ
જોડું અગ્યારીમાં પગે પડવા જવાનું હતું, અને થોડાંકોએ નો
કર્યું કે તેઓ એકમેકનો હાથમાં હાથ લઇ ચાલતાં ન હતાં કે ના
પરણી ઉઠેલી છોકરીએ પોતાનો હાથ તેનાં તુરતનાં થયેલા સરતા
બગલમાં ટેકા માટે મુકયો હતો. સોરાબે પોતાની ધણીઆણીને ગા

બેસતી વખતે મદદ કીધી, અને તે ગાડી અગ્યારી જવા હંકારી ગઇ. રસ્તામાં તેઓએ ઘણીજ થોડી અને દમસાંસ વિનાંની વાતો કીધી. પોતાના નવી પરણેતર ભણી જોઇ સોરાબે વિચાર્યું કે તે મગરૂરી ભર્યો માલેનાઝાર મુખડો અત્યારે અસાધારણ ફીકકો મારી આવેલો હતો.

"તમે થાકી ગયાંછ, મેહરબાનુ?" તેણે કાળજીથી પુછયું; અને તે જવાબમાં ફકટ એટલુંજ બોલી, "હા."

પછી અગ્યારી લગભગ નજદીક આવી ત્યારે તે રૂપસુંદરીએ પોતાને અણગમતા ખાવીંદ ભણી એકાએક જોઇ ઘણાં ધીમા મંદ અવાજે કહયું.

"જયારે આપણે તદન એખલાં હોઇયે ત્યારે તમે મને જે ગમે તે રીતે બોલાવજો—પણ, જયારે હવે આપણે પરણેલાંજ છૈયે ત્યારે, લોકોનાં દેખતાં તો મને મેહરાંનાંજ સાદાં ટુંકા નામે તેડજો. અમથી ચાવાચીવી થાય તે મને પસંદ નથી."

"જો તમે તેમ માહરા કરવાથી આપણાં કરારનામાંનો ભંગ થએલો નહિ માંનો તો તે કરવા વાસ્તે મને ઘણું સુખ પ્રાપ્ત થશે." તેણે જવાબ દીધો.

તે જોડું, તે પછી, અગ્યારીમાંથી ઘરે પાછું ફર્યું. પહરોણીઓ, દોસ્ત આસનાંઓ, મીત્રો, સગાંવહાલાંઓ ઇત્યાદી તેઓના અતરાફમા ફરી વળ્યાં; ભલી ઇચ્છાઓ, નેક દુવાઓ, માયાળુ શબ્દો, બાકી રહી ગયેલી ભેટ સોગાદોનો જરા વાર તો જાણે જોવાજોગ પ્રવાહ માતબર માહાલના ગંજાવર દીવાનખાનામાં ફેલાઇ રહયો.

મેહરાં માતબરે તે બધું પોતાના ચેહરાને દીલજીત રવેશે હસ્તો રાખી રાખ્યું. સોરાબ દારૂવાળાનાં જીગરમાં આશા અને ફડવાસ અને ભીગ થઇ ગયાં હતાં; એ સઘળું ખરૂં નીવડશે, આ બધી સારી ઇચ્છાઓ અને ભલી દુવાઓ, કોઇ દીવસે, કે જયારે તેનો સ્વપનો ખરો પડેલો તે નિહાળશે અને તેની પરણેતર તેની ગરદન આજું બાજુ હાથો નાંખી ખરાં જીગરનાં હેતથી કેહશે, "માહરા ખાવીંદ, હું તમને ચાહું છું!"

તે નવું જોડું હનીમુન ગુજારવા કાશમીર ઉપડી જવાનું હતું. તેઓ રાતે ત્યાંથી ઉપડી જવાનાં હતાં, પણ તેઓ જાય તે અગાઉ સર મહેરનોશજી થોડોક વાર પોતાનાં પહરોણાંઓ આગળથી ચાલી ગયા, અને એક ઓરડામાં જઇ બેઠા કે જે ઘણો કવચીત ખોલવામાં આવતો હતો—તે ઓરડો કે જયાં મહેરાંની સુંદર માતા ભર જવાનીમાં બેહસ્તનશીન થઇ હતી. ત્યાં તેવણે તેણીને તેડી મંગાવી. મહેરાં આવી, તમામ ઠંડી, શીરીન, શાંત અને બેદરકાર જેવી.

"માઇ ડારલીંગ," તે બેરોનેટે ઉશકેરણીથી ધ્રુજતા અવાજે કહ્યું, "મેં તને તેડાવી મંગાવીછ, કાંયજે હું અંહી તાહરી સાથે વાત કરવા ઇચ્છુંછ, કે જયાં તાહરી માય મરી ગઇ હતી; હું તાહરો ઉપકાર માનવા માંગુછ અને તને માહરાં ખરાં જીગરનાં આશીશો આપવા ઇચ્છુંછ. તાહરો ઉપકાર એટલા વાસ્તે કે તેં મને એક ભયાનક શરમીંદગી, એક મોટી નામોશીમાંથી બચાવી લીધોછ—આશીશ તાહરી ભલાઇ અને તાહરાં હેત માટે."

તેણી તેવણને કીસી કરવા વાંકી વળી અને પહેલ્લીજ વાર તે દીવસે તેણીની આંખોમાં આંસુઓ ઉભરાઇ આવ્યાં. જો તેવણ આટલા બધા સંતોષ પામ્યા હતા તો જે ભેગ તેણીએ આપ્યો તે પુરતો કીંમતી તેને દીસ્યો.

"હું કહી શકતો નથી, મહેરાં કે હું કેટલો બધો સુખી છેઉં," તેવણે જારી રાખ્યું. "જીંદગી કાંઇ એક સરખી નથી; હું વિસ વરસ વધારે જુવાન થઇ ગયો છું. અને તું જાણે છે, મારી ડારલીંગ, કે હજી બીજાં વીસ વરસ હું જીવશ તેની મને ખાત્રી લાગેછ. માહરી દરેક મુરાદો હવે બર આવશે. હું માહરી દીકરીનાં બાળગોપાળને માહરા ખોળે રમાડશ અને આંખ પેટમાં ચાંપશ, બચ્ચાં કચ્ચાંઓનાં મ્યુઝીક હું સમજશ અને તેઓની મસ્તીથી, તેઓનાં પુનમનાં ચાંદ જેવા ચહેરા ઓ જોઇ હું પાછો જુવાનીમાં ને તંદરોસ્તીમાં આવશ ઓ મેહરાં ખરાં જીગરની દુવાઓ તને પુગશે. હું તને માહરા અંતઃકરણથી આશીશ આપુંછ ને તાહરો ઘણો ઘણો મોટો ઉપકાર માનુંછ"

તે ડોસાજીની ઉરપુર ખુશાલીનો કેવી રીતે જવાબ વાળવો તે તે મનોહારીણીને સમજ પડી નહિં; તેણીએ તો તે ધ્રુજતા હાથો ને બુઝોર્ગ ચેહરો પ્યારથી વાંકી વળી ચુમ્યા કીધો.

"તમે આટલા બધા રાજી થયાછ તે દેખી હું ઘણી ખુશી છું," તે બોલી, "તમે મને પણ ઘણી સુખી કરોછ, પપા."

અને પછી તે બેરોનેટે તેની બેટીને પોતાનાં પાંસામાં ખેંચી.

"તું જાય તેની અગાઉ એક બોલ વધારે, મેહરાં," તેવણે આંચી લીધું. તું મગરૂર છે—અહીંનું લોક તુને આખખા પુનામાં

સૌથી મગરૂર છોકરી લેખે છે, તાહરા ભરથાર સાથે તુમાખી ના થતી. તે કદાચ ખાનદાને તાહરાથી ઉતરતો હશે; પણ તેનું જીગર અમીરી છે—એ એક ખરો ગ્રહસ્થ આસામી છે, બીજા સાધારણ જવાનો કરતાં ઘણો ચઢયાતો. એને ચાહજે, મેહરાં; એ દરેક પ્યારને વાસ્તે તદન લાયક છે. દુન્યાની સૌથી ઉમદામાં ઉમદા છોકરી વાસ્તે એ તદન લાયક ભરથાર છે, એને સુખી કરજે, કાંયજે આપણે બેઉજણાં આપરાં સુખ વાસ્તે એનેજ રગેરગ આભારી છઇયે. તું આય માહરા સખુનો ભુલી તો નહિં જશે, મેહરાં!"

તે શું કહી શકે—તે કે જેણીએ પોતાનાં ખાવીદને એક બાધાભર્યો બોલ વટીક તેણીને કેહવાની મના કીધી હતી, કે જેણી તેની સાંથે મોટા તુચ્છકાર ને તીરસકારથી વર્તી હતી? તે ફકટ તે જઇદ્દ બેરોનેટની ગરદનની આજુબાજુ વળગી પડી અને બોલી!

"હુ માહરૂં બનતું બધું કરશ, પપા ખુદાનાં હઝારોહઝાર શુકરાનાં કે તમે સુખી થયાછ!" અને પછી તો હનીમુન ગુજારવા ઉપડી જવાનો વખત થયો.

---

## પ્રકરણ ૧૪.

---

સેવટની સલામતીઓ લેવાઇ ચુકી, સેવટની સલામો સઘળાંઓ એ તે નવાં જોડાંને કરી લીધી અને માતબરની મેહરાં પોતાનાં પીતાનુ ઘર છોડી ને જતી રહી, તેણીનાં ભરથાર સાથે કે જેને

તે ખરાં અંતઃકરણથી ધીક્કારતી હતી. તે લગનની સહવારેજ સોરાબ દારૂવાળાએ પોતાનુ અસલી નામ છોડી દઇ નવુ નામ ધારણ કરવાનુ જાહેર કરયું, અને તે જાહેરાત તેણે દરેક પેપરોમાં, રાબેતા મુજબ પ્રગટ કરાવી. તે હવેથી મી૦ સોરાબ માતબર તરીકે પીછાણાવા લાગયો. જે વાહલાં નાંમને ખાતર તેનાં બાપે જબરી જોહમતો પોતાને માથે હોરી લીધી હતી, જેની નામનામાં વધારો કરવાની તેની મોટામાં મોટી ઉમીદ હતી તેનાથી છુટો પડતાં તેને એક ઘણા મોઠાં દુઃખનો ચમટો તૂટયો; પરંતુ તેણીને ખાતર તે શું નહિ ખમે ! આવંદે એક મોહબતભરેલી મોહરદાર મેળવવાનાં સુખી સ્વપનાંઓ આગળ આ દુઃખનો સાબુત ચટકો કુચ્છ બીસાદમાબી નહિ હતો !

છેક અંતની ઘડીએ માતબરનાં મેહરબાનુંએ પોતાનો વિચાર ફેરવી નાંખ્યો. તેણીએ છેક કાશમીર વેહર દુર જવા ના પાડયું—વળી માથેરાન, માહબલેસબર જેવાં ધપધપવાં ધાંધળીયાં મથકે પણ તેણીને જવા ન ગમ્યુ, કેમજે આવા સંજોગો વચ્ચે એવાં એકાદ હાઈ ક્લાસ મથકે જવાનું નામુનાસેબ હતું તેમજ એવાં ઠેકાણાંઓ ઉપર તો તેણી ઘણીક વેળા જઇ આવી હતી. તે કેથે સુરત સાઇડે જવા ઇચ્છતી કે જયાં તે કદી પણ ગઇ ન હતી—ડુમસ, બીમપોર, ધરમપોર એવી એકાદ દરીયાઇ જગોએ. તેણીની કોઇબી ઇચ્છા સોરાબના મનમે કાયદા મીસાળ હતી. અને તે ઇચછાને માન આપવા તે એકમત થવા વિનાં રહયો નહિ. તેણે, તેથી, પેહલ્લાં એકદમ મુંબાઇ જવાનું નકકી કયું અને ત્યાં જવા માટે તેઓ, સઘળાંને મળી ભેટી, પુનેથી ઉપડી ગયાં.

મુંબાઇ તેઓ હોટેલ મેજેસ્ટીકમાં ઉતરનાર હતાં, ફક્ટ બે ત્રણ દીવસ માટે, કે જે દરમીયાન સોરાબ પોતાનાં એક ફાસ્ટ મીત્રનાં ધરમપોર ખાતેનાં બંગલાનું નકકી કરી લેનાર હતો.

પુનાંથી મુંબાઇની મુસાફરી ઘણી ખુશનુમાં નીવડી હતી. તેણીએ સુખ સધ્યારાનો એક મોટો શ્વાસ ખેંચતાં જોયું કે તેણીની અતરાફમાંનુ કોઇબી તેઓ તરતના પરણેલાં હતાં ને હનીમુન ગુજારવા નીકળી પડયાં હતાં એવું માનતાં દીસતાં ન હતાં. કદાચ તે કારણ સરજ તેણીએ સઉથી સાદાં કપડાં પેહડી લીધેલાં હતાં, કે જેથી તેણીને કોઇ માની શકયું નહી કે થોડા કલાકો ઉપર તો તે એક પરણુતી કન્યા હતી. જે થોડાં ઘણુંઓનાં જોવામાં તેઓ આવી શકયાં તેઓ ફક્ટ તેણીની ચકભમ કરનારી ખુબસુરતીથી હયરત થઇ ગયાં અને તે જોડી વચ્ચેની ચુપકીદી નીહાળી તેઓને માત્ર ભાઇ બેહન લેખ્યાં, કે જેઓ વચ્ચે કાંઇ નહી જેવો ભાઇચારો હોવો જોઇંયે.

સોરાબ ઘણી મયાથી વતર્યો, તેણીની સુખ સગવડ તરફ તે સઉથી વધારે ધ્યાનપુર્વક રહયો. તેણે તેણી વાસ્તે પુરતાં ચોપડી ચોપાન્યાંઓ ખરીદી લીધાં; અને સઘળાં તે મધુરી સુખ સગવડથી વાંચી શકે તેમ ગોઠવીબી આપ્યાં. તે ઘણી ઉલટથી તેણીની બરદાસ્ત ને સંભાળ લેતો, હંમેશાં તેણીની કાંઇબી મરજીની વીરૂદ્ધ જવા વગર, હંમેશાં જે તફાવત તે જાગવવા ચાહાતી હતી તેવો તફાવટ જાળવેલો રાખીને.

તેઓ રાતનાં પોણું આઠેક વાગેના સુમારે બોરીબંદરનાં સ્ટેશન ઉપર આવી ઉતર્યાં; અને તે વખતે સ્ટેશન તેનાં રાબેતાનાં ઘોંઘાટ

કરતાં પણુ વધારે ધમધમી રહયું હતું. તે પોતે સામાન ગાડી ઇત્યાદીની તજવેજમાં પડે તે અગાઉ તેણે તેણીને થોડોકવાર વેટીંગ રૂમમાં આરામ કરવાની અરજ કીધી, જે સ્વીકારવાને તેણીએ નાં તો નહિજ પાડી. વળી તેણીએ જોયું કે ત્રેનનાં ડબ્બામાંથી તેણીને ઉતરવા સારૂ પોતાનાં હાથનો ટેકો આપવાનીબી તેને મંચ્છા દેખાડી નહિં જો કે તેની રીતભાત સેહજબી ઓછી ગૃહસ્થાઇભરેલી કે તેની કાળજી ઓછી મંદ પડેલી તેણીને જણાઇ નહિં.

તે વેટીંગ રૂમમાં ગઇ, જ્યારે સોરાબ સામાન ઇત્યાદીને લગતી ગોઠવણુ કરવા ગયો. બાહાર હોટેલની ગાડી ઉભેલીજ હતી અને તેનાં માણુસોએ તેને સઘળી બનતી સગવડ કરી આપી. પછી તે પોતાની મોહરદાર આગળ ગયો અને સઘળી ગોઠવણોથી તે મધુરીને બને તેટલા ઓછા શબ્દોમાં વાકેફ કરી લીધું. તે, તેણીએ જોયું કે, તેણીની દરેક સુખસગવડ ઉપર જોઇયે તે કરતાંબી જ્યાદા ધ્યાનપુર્વક હતો ને વળી, એટલુંજ નહિ પણુ, પોતાનું કરારનામુંબી તે ઘણી વફાદારીથી જાળવતો હતો.

તે એક ફાંકડી રળીયામણી રાત્રી હતી, કે જ્યારે તેઓ સ્ટેશન પરથી હોટેલમણી હંકારી ગયાં. સઘળું ઘણું દીલખુશ હતું. વળી સોરાબ નવરંગી મુંબાઇ નગરીની એવી ચંચળ વાતો કરતો કે મેહરાં માતબરને ઘણો વધારે ઉતસાહ મળ્યો અને તે સેહજ ખુશ મીજાજી પણુ બની.

તેઓ તે ગંજાવર હોટેલમાં આવી પુગ્યા, કે જ્યાં તે બરથાર ને હવે તેની મોહરદારની ઠાકનો કાંઇક ખ્યાલ આવ્યો. તેઓ

પોતાનાં રૂમમાં ગયાં, જ્યાં સેહજ દુર ઉભો રહી તેણે તે મગરૂરી ભરેલી મોહરદારને પ્રશ્ન કર્યો.

"તમુંને "ત્રાવેલીંગ"ની ઘણી થાક લાગી હશે, મેહરબાનું," તે બોલ્યો. "તમે ગમે તો ખાધા અગાઉ થોડોવાર રેસ્ટ લેઓ કે જેથી મજાહનાં હોસ્યાર થઇ શકો."

તે મધુરી મોહરદારે તેનાં ચેહરાભણી ઉંચ્ચે જોયું અને હસી.

"તમે માહરા 'વ્હીમઝ' ને 'કેપરીસીઝ' જાણતા નથી," તે બોલી. "અગુચ્ચટતે વખતે જઇને બીછાણાં ઉપર મને બફાવા ગમતું નથી. આવી રૂપેરી રાત્રીએ બહાર અગાશી ઉપર જઇને બેસવાની માહરી સૌથી માનીતી મોજ છે."

"ત્યારે તો માહરે અગાશી ઉપર જઇને તમારે સારૂં મજાહની કમફરટેબલ ચીઝ જોઇ કાઢવી પડશે," તે બોલ્યો. "પછી હું તમારે વાસ્તે શોલબી લઇ આવું, કેમ જે બાહાર ઠંડો પવન ફુંકાયછ."

"નહિ કાંઇ નહિ ઠેંકયું!" તે પોતાનાં રાબેતાના તુમાખી ખવાસ ઉપર ઉતરી પડતાં બોલી, "એ બધું માહરી આયા કર્યાં કરશે; તમે તકલીફ ના લેઓ."

પરંતુ પછી નાશીપાશીથી બધા નખાઇ ગયેલા ચેહરે તેને પાછો હઠતો જોઇ તેણીએ ઉતાવળથી ઉમેર્યું. "કદાચ તમે વધારે સારી રીતે 'મેનેજ' કરી શકશો. હું ખુશી થવશ, જો માહરે લીધે તમે તકલીફ લેશો તો."

તે શબ્દોએ તેનાં ઉપર ચમતકારીક અસર કીધી. તેનો ચેહરો આનંદથી બધો તાજા ગુલાબ માફક ઉગી નીકળ્યો, અને વહેલ્લો

ચહેલ્લો ઉતાવળ્યો બની તે તેણીની ત્રંક શોધવા ને તેમાંથી તેણીને વાસ્તે શૉલ લઈ આવવા ગયો. એ તે ભરથાર! આ દુન્યાંની કેટલી સમજતી નારીઓનાં નશીબમાં એવો એક ઉમદા ખાવીંદ મેળવવાનું સરજાયેલું હશે!

"ખરેખર બીચારો એ માયાળુ છે." પોતાની તોછડાઇના બચાવમાં જાણે બોલતી હોય તેમ તેનાં મનથી બબડી, "કે હું ગુસ્સે થઇ શકતી નથી."

અગાસી ઉપર સોરાબે તેણીને માટે એક કાંકડું હુંફાળું ખુણું અને ખુરસી શોધી આપ્યાં, જે બાહારનાં સરદ પવનથી તેણીનો બચાવ કરવા ઉપરાંત તેણીને મનને ગમતી મોજ પણ આપી શકયાં અને તેણીને ખુશ કરવાની જાણે ફરજ પડી કે તેણે તેણીને ખરે ખર ઘણી સુખદાયક ગોઠવી હતી.

"યુ આર કવાઇટ શયુર," તેણે કાળજીથી પુછયું, "કે તમોને સરદી નહિ લાગશે?"

"નહિ કાંઇ બીહવાની જરૂર નથી."

અને પછી થોડીક મીનીટો તે તેણીની બાજુમાં ઘણી વીચારવંત અદાએ ઉભો.

"મેહરાં," પછી તે બોલ્યો, "જો, આપણી આ વિચિત્ર જીંદગીમાં આપણને કાંઇબી સુખચેન મેળવવું હોય તો એકદમ સ્ટ્રેટ ફોરવડ રેહવાની આપણને જરૂર છે. મને અંહી તમારી બાજુમાં ઘણું બેસવા ગમેછ; પણ તેમ કીધાથી કદાચ હું સરકશી કરવા

ઉપર ઉતરી પડશ–મને બીહક લાગેછ કે તેમ કીધાથી મેં માહરૂં કરારનામાંનો ભંગ કીધેલો ગણાશે. જો તમને એખલુંજ અંહી બેસવા ગમતું હોય તો, મને ચોકખે ચોકખું પરખાવી દો."

"હા, મને એખલુંજ બેસવાનું વધારે પસંદ છે," માતબરની મેહરાંએ જવાબમાં કહયું.

જો કે આ ટુંકા, તોછડા, બેકદર શબ્દોએ તે બાપડાનાં જીગરમાં દુઃખનો એક મોટો ચમતો તોડયોઃ પરંતુ પોતાની કશી દુઃખની લાગણી નહિજ પ્રદર્શીત કરવાનો તેણે ઠરાવ કર્યો હતો. તેણે તેનો હાથ લાંબો કર્યો, અને પછી પોતાનું એગ્રીમેન્ટ યાદ આવતાં તેણે તે પાછો હથાડી લીધો.

"ગુડ નાઇટ," તેણે કહયું-"ગુડ નાઇટ, અને ખુદા તુંને સુખી રાખે!"

માતબરની મેહરાં તો એ બધું તેનાં તેણીનાં આગળથી ચાલી જવા પછી પાંચજ મીનીટમાં ભુલી ગઇ. પણ બાપડો સોરાબ એખલો કચડાયેલા જીવે અને નિરાશ્રીત અવતારે પોતાનાં ઓરડામાં ગયો, અને ઇઝીચેર ગોઠવી એવી રીતે તેનાં ઉપર અજોટાયો કે જેથી તેણીનાં જોવામાં આવ્યા વગર તે તે રૂપાળા ચેહરાને પેટ ભરતી રીતે જોઇ શકે–તે ચેહરો કે જે તેની ઉપરનાં તેને વાસ્તેનાં અગાધ તીરસકારનાં ચીન્હો છતાં તેનાં મનથી તેની પોતાની દુન્યાંજ હતી!

તેઓની મુસાફરીનાં પેહલ્લા થોડાક દીવસો પુરતાં સુખચેન વચ્ચે પસાર થઇ ગયા. મેહરાં આ નવી જગાઓ ઉપરની મુસાફરીથી

ઘણી મગન થઇ. એકની એક ફેશનેબલ જગાઓ જોઇ આવ્યા પછી ગરગામડેની 'નોવેલટી'એ તેણીને ઘણી ખુશ કીધી; સોરાબની મરયાદાભરેલી વર્તણુક અને ધયાનથી તે ઘણી ખુશ થઇ–ખચ્ચીત, તેની કાળજી ને તેણીને હરેક કીસમની સગવડ કરી આપવાની તેની ચંચળ જેહમતો અજાયબી ભરેલી હતી. તે તેણીને કદીબી ભુલી જતો માલમ પડયો ન હતો—તેણીની ઓચ્છામાં ઓચ્છી ઇચ્છા, તેણીનો નજીવામાં નજીવો ઇરાદો, તેણીનો ઝાંખામાં ઝાંખો 'કેપરીસ' [ધખારો]–તે સઘળું હજી તો તેણી બોલે તે અગાઉ બજા આવેલો તેણી જોતી–તે તેણી સાથ પ્યારનો એક શબ્દબી કદી બોલયો ન હતો—તે કદી પોતાને વાસ્તેબી કાંઇ વાત કરતો ન હતો, કીંતુ તેણે તેણીને એક એવાં હેતવંતી કાળજીનાં વાતાવરણથી ઘેરી લીધી કે જે બખત જતાં, તેણીને તેનાં વગર નાહિજ ચાલી શકે તેવી થઇ પડી. તે તુમાખી તારૂણી પોતાની જીંદગીની સગવડ વાસ્તે હવે તેનાં ઉપર ધળતી ને આધાર રાખતી થઇ–પણ તેને ચાહવાને માટે તો—આહ ! તે ખ્યાલ પણ તેણીને કદી આવી શકતો નહિ.

તેઓ સઘળે ફર્યા, જયાંજયાં જવાની તેણીએ મરજી દેખાડી ત્યાં ત્યાં. તેણીએ ધરમપોર, બીમપોર, હજીરા, ડુમસ સૌ જોયું. તે આ નવી ગરગામડેની આવી હવાવાળી જીંદગીથી હદની બાહાર ખુશ થઇ અને ઘણી ગમતથી ત્યાંની જીંદગીની મજાહ તે માલેતો જાર મનોહારીણીએ ભોગવી. તેણીનો ભરથારબી જયારે તે ભુલી જઇ શકતી કે તે તેણીનો ભરથાર હતો–જયારે તે ભુલી જઇ શકતી કે તે તેણીથી લોહીએ અને ખાનદાને ઘણો ઉતરતો હતો

ત્યારે-તેણીને એક સૌથી ચંચળ સોબતી માલમ પડતો. સઘળી ગામે ગામની ખબરોનાં તેનામાં સમાવલા ભંડારે તેણીને અજાયબ કીધી-તે અજાયબીથી ચકભમ બની ગઇ. તે દરેક પીકચર અને પુટળાં, દરેક મજાહ મારવાની જગાનો ઇતીહાસ અને કાહાંણી જાણતો લાગયો-તે દરેક ચીજ અને દરેક કીસમનાં માણસોની કાંઇને કાંઇ એવી રસ ભરેલી વાતો કરતો અને તે વાતોમાં તેની આ હોશી એવી રીતે પ્રગટ જણાઇ આવતી કે માનવંતી મેહરાં પોતાની મરજી ઉપરાંત તેનાથી ખુશખુશ થઇ જઇ શકતી. તે તેની સાથે તનપાંચ ને ભાંજગડ કરવા ચાહાતી-તેણીની છાતીમાં પ્રજરતા મોટા તીરસકારનાં ધીકકારને તેનાં ખુલ્લા આકારમાં જાહેર કરવા માંગતી પરંતુ સોરાબ એક એવો કમપેન્યન તેને માલમ પડયો કે જે એ બધી તેણીની ઇચ્છાઓને તેણીની છાતીમાંજ મરી જવા દેતો હતો.

તેઓ હાલમાં સુરત હતાં. સુરતમા સોરાબનો એક ફ્રેન્ડ હતો, જેનાં કુટુંબ સાથે માતબરની મેહરાંને પણ પીછાણ હતી. તેણે તેઓને એક દીવસે ખાસ બોંહસ કરી તેનાં પોતાનાં લાઇનસ ઉપર આવેલા બંગલામાં તેડીયાં હતાં.

વખત સમી સાંજનો હતો, અને તે વીચીત્ર જોડું સોરાબનાં તે ફ્રેન્ડનાં બંગલાની પીકચર ગેલેરીમાં એખલું હતું. ત્યાં જાતજાતનાં પીકચરો ને પેનટીંગઝ ઘણા હતાં, જેમાંનું એક પેન્ટીંગ ઘણું ધ્યાન ખેંચનારૂં હતું અને તેની નીચે આ શબ્દો લખેલા હતાઃ "એક અસુખી લગન." તેમાં એક જવાન ખુબસુરત ધણીઆણી, મીઠ્ઠા

રૂપાળા, ધીરજવંતા ચેહરા અને બધા સોનેરી કર્લકર્લ થયેલા બાલ સાથની હતી—એક શોકાતુર ચેહરો કે જે જો એક વખતે જોયો હોય તો કદી ભુલી જઈ શકાય નહિ, અને તેનાં ઉપર ફરીયાદનો એક બહુ ગમખ્વાર દેખાવ વ્યાપી રહેલો હતો. તે બીચારી તેણીના ભરથારને સુતેલો તપાસતી બેઠી હતી-તે એક ઘણોં જવાન મરદ હતો, ઘણો દેખાવલો કુછંદી અવતારનો, ચેહરામાં બધો લાલચોળ થયેલો અને વેરવીખેર થયેલા બધા ગુંચ્છગુંચ્છવાળા બાલ સાથનો. તે મોહરદારની આંખોમાં દુઃખી પશ્ચાતાપની એક દુન્યાં સમાયેલી હતી. તે મોટી, આશાહીન આંખો કાંઇ ઘણી કરૂણાજનક કાહાંણી કેહતી લાગતી હતી. સામતું જોતાં તે એક બહુ દીલને ચાક કરી મેલે એવું ગમખ્વાર પીકચર હતું. સોરાબે માતબરની મેહરાંને ત્યાંથી ખસી જવા કહયું.

"એને ના જોયા કરો," તેણે ઘણી શીઘ્રતાથી કહ્યું—"મને એ નથી ગમતું."

"પણ મને તો ગમેછ," તે સામી થઇ. "તમને કાંય એ નથી ગમતું?"

"એ એક બહુ દુઃખી ચીજની મને યાદ આપેછ," તેણે જવાબ દીધો.

પરંતુ તે દીલજાન સુંદરી તો હસી પડી.

"એ કાંઇ આપણુને લાગે વાગે તેવું નથી-આપણો કેસ કાંઇ નાશીપાશીનો નથી. હું નથી ધારતી કે આપણે એક બીજા

થી નાશીપાશ થયાંછ; આપણાં લગન તો એક ધંધાદારી સગવડનાં છે. એ પીક્ચર તમારા ઉપર એટલી બધી અસર શા વાસ્તે કરતું હોવું જોઇએ ?"

તે એક દુઃખનો મોટો નીસાસો નાંખી–બલકે ગળાં સુધી આવેલું ડચકું દાબી દઇ–તેણીની આગળથી ખસી ગયો, જાણે તેનાં અંતરની વેદના તે ખમી શકે તે કરતાં પણ જયાદા હોય તે મીસાલ.

તેણે તેને પોતાને સુખી કરવાની કોશેશ કીધી. જો તે તેણીને ઓછા જુસ્સાઓથી ચાહતો હતો તો તે તેને માટે ઘણું મુશકેલ થઇ પડયું ન હતું. તેણે તેને પોતાને તેની અતરાફનાં દેખાવોમાં રોકવાની કોશેશ કરી જોઇ; તેણે સઉથી સુંદરમાં સુંદર ચીજો મંગાવી–દરેક સુખ સગવડ અને જરૂરીયાતની ચીજો. જો તે એક પુટળાંને વખાણતો, અને તેને તે અસલમાં નહી મળી શકતું તો કોઇ બી કરી તે એક નકલનોબી ઓરડર કરતો; એજ પ્રમાણે દરેક ચીજમાં તે કરતો. જે બી તેણીને ગમતું તે–જો પઇસાથી ખરીદી શકાતું તો તે– તેણીને મલ્યા વગર રહેતુ નહી. વળી તેને પુને આતબર માહાલમાંબી એવી બધી ચીજો અવારનવાર મોકલ્યા કીધી કે તે બેરોનેટ પોતેબી છક થઇ ગયો.

તેઓ ત્યાર પછી ઘણાં ગામેગામ અને શાહેરેશાહેર ફર્યાં; અને તે મુસાફરી દરમીયાંન તે લોકોને ઘણાં ઓળખીતાંઓ મળ્યાં. મેહરાંએ હવે તે લોકોને મળવાનું અખાડા કરી જવાનું મુકી દીધું હતું; તે ચપળાંઓને ફુરતી આપતી. વળી તેણીનાં બરથાર સાથનાં સંબંધમાં કોઇ વિચિત્રતા સમાયેલી હતી એવું પણ યાદ રાખવાનું હવે તેણીએ

માંડી વર્જ્યું હતું. તે સાધારણ રીતે તેની સાથે હવે કાંઇ ઘણી ગુંચ વાયેલી જેવી રેહતી નહિ, કે જેથી અંજાણ્યા કે ઓળખીતાંઓની હાજરીમાં તેઓ બંનેને વસમુ કે જરા મુશકેલીભર્યું લાગતું નહિ. વળી તેઓ વાસ્તે કશા ટીકકાબી કોઇ કરતું નહિ—કોઇ કદી એમ પણ બોલ્યું નહિં કે તેઓ એકમેકમાં ઘણાં પ્યારથી ગંથાયેલાં હતાં કદી કોઇએ તેથી ઉલટુંબી કહયું નહિં; તેઓ સઘળી બાજુથી એક સરખાં આવકાર પાંમ્યાં.

અને તે બધી ચીજેએ, બાપડા સોરાબને આશાવંત બનાવ્યો. વેનું જીગર આશાઓથી ભરાઇ જવા લાગ્યું, કે જે માત્ર ઉપરજ હાલ તો તે લટકી ને જીવી રહયો હતો. મેહરાં કાંઇ હંમેશાંજ તેની સાથે એવી ઠંડી રેહવાની ન હતી, આવી મગરૂર અને દમામદાર તેણીને તેને ચાહવાની ફરજયાત જરૂર પડશે, અને તે ગમે તેવું સંકટભર્યું હશે તોબી, તે ભાગ્યશાળી દીવસ આવે ત્યાં સુધી ધીરજ અને ખંતથી ટકી રેહવાનો તેણે કસદ કર્યો હતો. કોઇ કોઇ વખત તો તે બાપડાનો જીવ તેણી મારફતે એક માયાળુ શબ્દ સમજવા બધો તલપનો-તેનો આત્મા જે મીઠો દયાવંતી ધબે તેણી પોતાનાં પીદર સાથે વાતચીત કરતી હતી તેવી ધબે પોતાની સાથે તેણીને વાતો કરતી સમજવા બધો તગર કરતો અને તરફડતો. પણ નહિ—તે બધી પ્રેમઇચ્છા હાલમાં તો તેની છાતીમાંજ દાબી દેવી પડતી.

તે ઇચ્છા પાર પડશે તો ખરીજ—તે મુરાદ બર આવશે તો જરૂરજ ! તેનાં જેવો પ્યાર તેનું ભાગ્યશાળી ઇનામ મોડે કે વહેલે

જીતી જવા વગર તો નથીજ રેહવાનો. તેની તેને ખાત્રી હતી. પણ ધીરજની ઘણી મોટી જરૂર હતી—સાધારણ ધીરજ નહિ, પણ ધીરજનાં એક દુન્યાભર ભંડારની. તે એક દીવસ ખચ્ચીતજ આવવાનો હતો કે જયારે તે દીલકશ, રુમાબ્બી મોહરદાર આવીને તેનાં ગળે લાગી પડશે અને બોલશે. "માહરા ધણી, હું તમને આખરે ચાહુંછ!" અને એજ ખુશામતભર્યાં સ્વપનામાં તે પ્યાર ઘેલા પતીએ પોતાને શાંતી અને સંતોષથી જીવતો રાખવાની કોશેષ કીધી.



# પ્રકરણ ૧૫.

—:o:—

તેઓ ઘરે પાછાં ફરતાં હતાં—એ માતબરની મેહરાં અને તેનો હીણાએલો ભરથાર. તે વેડીંગ ટુર બીનફેકટની લંબાવવામાં આવી હતી. મેહરાં સઘળી મોજમજાહ એવાં તો સુખથી અને ઉલટથી ભોગવતી હતી કે સોરાબ પોતાનાં જીગરની ઇચ્છા બોલોમાં પ્રગટ કરી શકયો નહિ, અને તેણીને ઘરે પાછા આવવાનું કહી શકયો નહિ. તે તો ઘરે જવા બઘો તલપાપડ થઇ રહગો હતો. બાહર ગામમાં તો તેણી તેની દરકાર કરતી કદી થવાની ન હતી. તેનાં હદ બાહારનાં હેતની કદી પણ કદર બુજાવાની નજ હતી, કેમજે પરદેશની નોવે લટીઝજ એટલી બધી હતી કે મેહરાંનું સઘળું ધકધ્યાન તેઓજ રોકી લેતા; એટલે બાપડા સોરાબને બાહાર ગામમાં પોતાનો પ્યાર મેળવવાની આશા મુદદલ લાગી નહિ. તે તેથી, ઉપર કહયું તેમ, 'માતબર માહલ'માં પાછા ફરવા ઘણો આતુર હતો, કે જ્યાં તે તેના પ્યાર વતી તે મધુરીને ઘેરેલી રાખે, કે જયાં તેણીને તેને માટે વિચાર કરવાની ફરસદ મળે, ને જયાં તેને તે ચાહતાં શીખે એવા બધા સંભવ હતા. એ બધા સબબો સર તે પુને પાછો જલ્દી ફરવા ચાહતો હતો. મગર તે પાછા ફરવાનું તેણે તો નહિજ સુચવ્યું. તેણી પોતેજ જુલાઇ મહિનાની શરૂઆતમાં ફુલોનાં બેહકબહક થતા રળીઆમણાં દેખાવ વચ્ચે પોતાનાં ભરથાર આગળ બોલી કે હવે

તેઓએ ઘરે જવાનો વિચાર કરવો જોઇએ. ઓ, તે ખુશાલીનો ઝટકો ! આ કલમમાં તેનું વર્ણન આપવાની શકિત નથી.

"પુને પાછાં ફરવાનો હવે ખરેખરો વખત આવી પુગોછ," તે દીલચસ્પ દુહિતાએ જણાવ્યું. "આપણો માતબર માહાલ તો સૌથી સુંદર આ વખતે લાગેછ. તે હમેશાં સુંદર તો છેજ, પણ જુલાઈ મહિના પછી તે ઘણો વધારે સુંદર થાયછ." અને પછી લગાર નરમાશ અને પ્રેમથી તેણે વધાર્યું, "એ હવે તમારૂં ઘર થવાનું છે, એ માહરે યાદ કરવું જોઇયે. હું આશા રાખુંછ કે એ તમને ગમશે" તેણીએ એમ તો નહિજ ઉમેર્યું, "અને તમે ત્યાં સુખી થશો." તેણે, એ સોરાબે, તે નોટીસ કર્યું, પણ આશાવંત સેવટ સુધી રેહવાનો તે જવાને તો કસદ કર્યો હતો.

તે એક જુલાઇ મહિનાંની ઘણી ખુશનુમાં સ્હાંજ હતી, જ્યારે તેઓ માતબર માહાલમાં જઇ પુગ્યાં. તે બેરોનેટની બેટીને લાગ્યું કે આવો તડકો કદી પડયો ન હતો—રંગબેરંગી ભભુકાદાર લાઇટ, મીઠ્ઠો ગરમાટો, શીરીન સુગંધ આજનાં જેવાં તેણીએ કદી અનુભવ્યાં હતાં નહિં ! બધું એવું શીતળ, એવું સુંદર, એવું શીરીન હતું કે માતબરની મેહરાંનું જીગર જાણે ખુશાલીથી ગળે આવી અટક્યું.

"આપણે બધાં બજાંબલાં જોવાલાયક સુંદર શેહરો ફરી આવ્યાં," તે ખુબસુંદરીએ રીમાર્ક કર્યો, "પણ આખ્ખી દુન્યામાં ઘરનાં જેવું સુંદર બીજું કાંઇબી જણાતું નથી. હોમ સ્વીટ હોમ !"

"ત્યારે તમને માતબર માહાલ એટલો બધો ગમેછ ?" સોરાબે સવાલ કીધો.

જવાબ આપતાં તે બાળકીની તોરી આંખોમાં આંસુઓ ઉભરાઇ આવ્યાં.

"હા, મને તે ગમેછ—હદની બાહાર. નહિ વર્ણવી શકાય એટલો બધો."

અને પછી તે બાવીદે પોતાનાં મનથી વિચાર્યું કે, જો તે તુમાખી છોકરી તેને કદી ચાહે કે કદી નહિબી ચાહે તોપણ, તે સંતોષ તો પકડશેજ, કાંયજે તેણે તેણીને આ સૌથી મોટું સુખ બક્ષ્યું હતું —તેણે તે પ્યારી છોકરીને વાસ્તે તેનું ઘર એમનું એમ સાચવીને રહેવા દીધું હતુ. એવા શબ્દો તે હોઠો કે જેને તે ચાહતો હતો તે વાટેથી સમજવા તે આના કરતાં કાંઇ બમણી કીંમતી ચીજબી આપી દેવા તઇઆર હતો.

તે એક ઘણું મનોવેધક 'હોમ-કમીંગ' હતું. ઠેકાણે ઠેકાણે લીલાં પાંદડાંઓ અને ફુલોનાં આરચીઝ કરી લેવામાં આવ્યાં હતાં, જેને મથાળે "ભલે પધારો"નાં મુબારક શબ્દો જોવાતા હતા. વળી વાવતા કાથીઓ ઇત્યાદીનો પણ સણગાર હતો અને તે દરેકની વચમાં 'ભલે પધારો'નાં આવકાર આપતા બોલો કોતરેલા હતા વળી તે જોડાંને આવકાર આપવા સર મહેરનોશજી માતબરની ઓહોળી જાગીરો પરનાં બરભાડુતો પોતાનાં બચ્ચાં કચ્ચાંઓ સાથે એકઠાં થયાં હતાં, અને આ બધો સણગાર પણ તેજ ભલાં મનીઓએ કર્યો હતો.

માતબરની મેહરાંનો સુંદર મેહમ ઝીરઆઝી મારી આવ્યો; તે રૂખસુખરીને બહુ ઘણું વિચિત્ર રહેમી મીઠડું લાગતું હતું, આ જે

લોકો વચ્ચે તે વસી હતી અને જેઓ તેણી ઉપર પોતાનો પ્રાણ પણ આપી દેતાં હતાં તેઓ તરફનો દીલેજાનીભર્યો આવકાર. ઝાડો માંથી થઇને રવીરાજ ધીમે ધીમે પોતાનાં ઘરેબારે સીધારતા હતા; પવનની લેહકીમાં નાનાં મોટાં પાડદાંઓ ખુશમીજાજે હીલીને કાંઇ ઘણો ગમ્મત ઉપજાવે એવો ગણગણાટ કરતાં હતાં; ફુલોના સોડમથી લચલચેલી હવા બહુ મીઠઠી અને લેહજતદાર લાગતી હતી: જાણે એમજ લાગતું હતું કે ખુદ કુદરતબી તેનો સૌથી ઉમદા ઝભ્બો પેહરીને તે જોડાંને આવકાર આપતી હતી.

જૈફ સર મેહરનોશજી માતબર મોટા 'એનત્રન્સ હૉલ'મા હતા, અને મેહરાંએ તેવણ ભણી હદબાહારની મોટી ખુશાલીથી જોયું. તેવણની આંખો ચમકતી હતી; તેવણનાં ચેહરા ઉપરથી બધો ખવાયેલો ચવાયેલો, ઘાસ્તાનો ડયામણો અવતાર બેમાલુમ થઇ ગયો હતો; તેવણ વધારે તતાર અને વધારે તતણખાર જણાતા હતા. વરસો સુધી આવી સુંદર તંદરોસ્તીમાં તે છોકરીએ પોતાનાં બાપને કદી જોયા હતા નહિ. ખુશાલીની એક બુમ પાડીને તે તેવણનાં ગળે બાઝી પડી.

"પપા," તે સુખથી બોલી, "તમને જોઇને હું કેવી ખુશી થઇછ!"

તે બેરોનેટે પોતાની બેટી ભણી દીઠું. અને તેણીનાં સુધારો પાંમેલા દેખાવ ને વધારો પાંમેલી ખુબસુરતી જોઇ બધા ખુશખુશ થઇ ગયા; તેવણ પોતાની આંખો તે ગુલાબ જેવા રાતા, તાજા, મધુરા ચેહરા ઉપરથી ઘણી મુશીબતે હથાડી શકતા હતા. એકાએક

તેવણુને સોરાબ યાદ આવ્યો, કે જે તેઓ તરફનાં આવકારની રાહ જોતો એક ખુણામા ચુપ ઉભો હતો.

"માહરી દીકરી," તેવણુ ઘણાં પ્રેમથી નમીને નમનતાઇથી બોલ્યા, "જેને આપણું આ બધું સુખ આભારી છે તેને આપણુને વિસરી જવો જોઇતો નથી. માઇ સન, એ હંદરેડ વૅલ કમઝ હોમ!"

પછી તેવણે તે સુંદર ઘરને ફરીફરીને જોતાં મેહરાંને ઘણાં ધ્યાનથી જોઇ. તે મોટા પાદશાહી મેહલ જેવાં મકાનમાં થયેલા બધાં સુધારા વધારાઓ સોરાબે સુચવ્યા હતા અને સર મેહરનોશજીનાં ઉપરીપણા હેથળ કરવાગાં આવ્યા હતા.

તે બેરોનેટને 'માતબર માહાલ' માટે કાંઇ તદન નહિ જેવો ખરચ કરવો પડયો હતો; પણ સોરાબે તો બધા નવા તબેલાઓ બંધાવ્યા. અને વધારે સરસ તો એ હતું કે તેઓને ગામેગામથી ઉમદા—બલ્કે સૌથી ઉમદા—ઘોડાઓ ખરીદી ભરપુર કરી નાખ્યા. વળી તે બંગલાને એક નવી 'વીંગ' પણ વધારવામાં આવી હતી, અને તેને હાલની દરેક ફેશનેબ્લ ખરચાલુ રીત પ્રમાણે ટીપ ટોપ કરવામાં આવી હતી. થોડીક નવી કનઝરવેટરીઝ પણ ત્યાં ઉમેરવામાં આવેલી જોઇ શકાતી, અને ગ્રાઉન્ડઝ જે મોટાં કમનસીબે ઘણી બેદાદી ભરેલી—ફરજયાત બેદાદી ભરેલી—રીતે રાખવામાં આવી હતી તેઓને સંપુર્ણ ઓરડરમાં કરી દેવામાં આવી હતી. તે ઘેરનો માંહેનો ભાગ તો તદન નવીજ રીતે પાછો ફરનીશડ કરવામાં આવેલો હતો.

પીકચર ગેલેરીમાં માતબરની મેહરાંએ તે પીકચરો અને પુતળાંઓ જોયાં કે જેઓએ તેણીની ખુબસુરત ચશમોને બીજા

ફેશામાં ખુશાલીથી નચાવી હતી. ત્યાં તે સઘળું આવેલું જોવામાં આવતું હતું, જાણે જાદુથી હોય તેમ, સઘળું કે જે તેણીએ થોડા વખતની વાત ઉપર ઘણું ગમી ગયેલું અને જે તેણીએ ઘણા મોટા ઉતસાહથી વખાણ્યું હતુ. એ બધું, અલબટ, તેનાં નહી ઢાકી જાય એવા પ્યારનાં પ્રતાપ હતા–તે ઉમદા ભરથારની ભલાઈનાં પ્રતાપ, કે જે બિચારાને તો તેણી સાથે એક હેતભર્યો બોલબી બોલવાની મના કરવામાં આવી હતી. તે હમણાં તેણીની પડખે પડખે ચાલતો પણ ન હતો–ને પોતાની ઉદારતાને તેણી મારફતે ઉપકારનાં શબ્દો માંગવની ખાહેશ દેખાડી હીણું લગાડવા નહિ ચાહતો હતો. તેમ કરવાનું તેનું ખમીરજ ન હતું. તે તેથી અલગો રહયો, જયારે સર મેહર નોશજીએ બધું ફરી ફરીને પોતાની બેટીને દેખાડયું.

"આપણે શાને માટે એ બિચારાનાં ઉપકારમાં નથી, મેહરાં?" તેવણે સઘળું દેખાડયા પછી પોતાની બેટી તરફ ફરી આખરે કહયું.

તે પોતાનાં ભરથારને ચાહતી ન હતી; તે તેની ભણી પોતાનાં લોખમની ટોંચ ઉપર બેસી ધીક્કારથી જોતી હતી. પરંતુ પોતાના ઉપર ઉપકાર કરનાર વાસ્તે બે બોલ નહિ બોલે તેટલી હદની તો નગુણી તે થઇ શકી નહિ–બલ્કે, થવા ચાહતી ન હતી.

"આપણે એવણનાં ઉપકારી છઇયે," તે દીકરીએ મીઠા હલકે કહયું; "ઓ તેવણનો એ બધાં વાસ્તે ઉપકાર માનવોજ જોઇશે."

તે એકદમ તેની શોધમાં ગઇ, અને તેને એખપે પેલા સુંદર મોરનીંગ રૂમમાં ઉભેલો જોયો–તે રૂમ કે જયાં તેણી ઘણાં તુચ્છકાર સાથે તેની પરણેતર બનવા કબુલ થઇ હતી.

શું તે તેનો વિચાર કરતો હતો, તે અજબ થઇ–તેણીનાં તુચ્છ કારભર્યાં કડવા, નિર્દય સખુનોનો–તેણીનાં નહિ વર્ણવી શકાય તેવા ખોલ્લા તીરસ્કારનો? તેણીનો ચેહરો તે બધું યાદ કરીને લજ્જાથી જોવાજોગ હદ સુધીનો રાતો મારી આવ્યો.

તેણી તેની નજદીક ગઇ–તે એક ઉઘાડાં કાચનાં બારણાંને અઢેલીને ઉભો હતો–અને આ સઘળા સુખભર્યાં દેખાવો વચ્ચે તે કેવો દુ:ખી, એખલો, તજાયેલા જેવો લાગતો હતો તે જોઇ તે કોમળાંગીનાં પેટમાં ચુંથાઇ આવ્યા વગર રહ્યું નહિં. તેનાં ચેહરા ઉપર એક ઘણી ગમખ્વારીભરેલી નાશીપાશી હતી–મોટાં દુ:ખનો એક નીરાશ્રીત દેખાવ તે ચંચળ આંખોમાં વ્યાપી રહેલો હતો.

મેહરાંને દાખલ થતી તેણે જોઇ; તે તેનેજ શોધતી આવી હતી એ દેખઇતું હતું અને કાંઇક આશાથી તે કમબખ્ત જવાનનો ચેહરો ઊગી નીકળ્યો—એક ઝાંખી આશા કે જેણે તે બાપડાનાં નાસબર જીગરને થોડીક પળો ખુશાલીથી ધુજાવ્યું. શું તે આચંદે ખરૂં આવતું હતું, એ તેનો લાંબો સ્વપનો? શું તે એમ કહેવા આવી હતી 'હું તમને ચાહુંછ, માહરા ભરથાર–આખરે હું તમને ચાહુંછ?' તે નાઝનીન તેની ભણી આવતી હતી, કદી નહિ જણાયેલાં એક મીઠાસભર્યા હસ્વા સાથે. શું તે પરીસુરત નાર એવાં શીરીન હસ્વાં સાથે તેનાં સ્વપનાને લગતુંજ ખરૂં પાડવા આવી હતી?

"સોરાબ," તે બોલી, "હું તમારો ઉપકાર માનવા આવીછ તમે ઘણાં ભલાં છેઓ—ઘણાં ઉદાર. તમારી સઘળી ભલાઇ માટે હું

માહસં ખરાં જીગરથી તમારો ઉપકાર માનું છું, તમે અમને ઘણાં સુખી કીધાંછ."

તે ભારે આતુરતાથી તેણીને મળવા ધસ્યો હતો, તેના હોઠો ઉપર તેનાં જીગર અને તેની આંખોમાં તેનાં આત્મા સાથે, હાથો લાંબા કરીને; પણ જ્યારે જે તેણીને કેહવાનું હતું તે તેણે સમજ્યું ત્યારે–અરેરે–તે બિચારાની આશાઓ મરણતોલ થઇ પડી અને તેનાં આતુર હાથો તેની બાજુમાં તુટી પડયા.

"હું ખુશી છેઉ કે તમે રાજી થયાંછ." તે પોતાની નીરાશા છુપાવી બોલ્યો, "અને મેં જે કીધું છ તે વાસ્તે તમે પસંદગી દેખાડોછ તે જાણી હું સુખી છેઉ."

તે સુંદરીએ અજાયબીથી તેનાં ચેહરા ઉપર જોયું; તેનો અવાજ રગેરગ દર્દનાક હતો, નાશીપાશીથી બધો તુટેલો ને ખોખરો; અને તેનો ચેહરો જોવા વાસ્તે ઘણો દયા ઉપજાવે તેવો હતો. તેણે શાની આશા રાખી હતી? તેણે શું ધારયું કે તે શું કેહવા આવી હતી? પછી એક પોતાનાં ચેહરા ઉપર એક કીરમજી લાલી સાથે તે બે ડગલાં પાછી હટી ગઇ અને પોતાના વિચારોને હસી કાઢવાની તેણીએ વેત્રણ કીધી.

"હું તમને શોધવાને તમારો ઉપકાર માનવા પપા આગળથી નાહસી આવીછ. તમે મને જે બધું ગમેછ તેની આબાદ અટકલ કરેલી છે. તમો સમજોછ, હું તમારી ઘણી આભારી છેઉ?"

"હું સમજુછ, મહેરબાનું," તેણે ગંભીરાઇથી કહ્યું, અને પછી તે બન્ને વચ્ચે ચુપકીદી ફેલાઇ.

"હું પપા આગળ પાછી જાઉં છ." તે એકાએક બોલી. "તમે માહરી સાથે આવશો ? તેવણુ આપણા ઘેરમાં કરવામાં આવેલા બધા અદભુત ફેરફારો મને દેખાડવા ઘણા ખુશી છે."

"હું ધારૂંછ કે માહરી ગેરહાજરીમાં તમો વધારે સારી રીતે એનજોય કરી શકશો," તેણે જવાબ દીધો.

"આપણે આઠ વાગે જમશું." માતબરની મહેરાં જતાં જતાં બોલી; અને તે પાછો એખલો પડયો.

તે પોતાની શરતોને બોલે બોલ વળગી રહયો; તેણે હેતવંતા શબ્દોનો, તે ઉપકાર માનતી આવી તે વખતની તક લઇને, એક હુંકારો વટીક કાઢયો નહિ. જો તેમ તેણે કર્યું હતે તો તેણી ઘણી ગુસ્સે થઇ હતે પણ તેણીએ આ તો ઇચ્છયું કે તે આટલો બધો એખલો અટુલા જેવો દેખાયો નહિ હતે–કે તે તેનાં અવાજમાં આવી અગાધ વેદના સાથે બોલ્યો નહી હતે; કેમજે આખર કરે ને, આ સઘળાં સુખ વાસ્તે તેઓ રગેરગ તેનાં એખલાનાં આભારી હતાં તે બીચારો કેવો ભલો અને માયાળુ થયો હતો!

તેઓ પાછાં ડીનર ઉપર મલ્યાં. માતબરની મેહરાંને પોતાનાં બાપને તેઓની ત્રીપ વેળા જે જે બધાં લોકો મલ્યાં હતાં, જે જે બધી જગાઓ તેઓએ જોઇ હતી, જે જે બધી મોજમજાહ તેઓએ કીધી હતી તે વીષે ઘણું કેહવાનું હતું. તેણીએ તે બધું કહયું–સઘળા ઝળકતા ચેહરા ને ખુશાલીથી દીપી નીકળેલી આંખો સાથે. ડીનર પછી સોરાબે તેણીને કહયું;

"હું તમારી આય બધી વાતચીત સમજી ઘણો ખુશી થયોછ. મને કેટલી બધી ખુશાલી લાગેછ કે તમે 'ટુર' ઘણી સારી રીતે એનજોય કીધીછ."

"શું તે તમે જાણુતા'તા નહી?" તેણીએ પુછ્યું.

"નહી," સોરાબે જવાબ દીધો, "તમે ભુલી જાઓછ કે તમે મજાહ કરતાં હતાં કે નહી તે મને કદી જણાવ્યું નથી—ઇન ફેકટ, હું જાણતો બી નથી કે તમે કદી પણ તમારે વાસ્તે માહરી આગળ બોલ્યાં હોવ."

"ત્યારે તો હું તેનો હમણુંજ બદલો વાળી આપશ." તે બોલી "એ ટુર મેં ખરેખર ઘણી સરસ રીતે એનજોય કીધીછ."

"વારૂં આય બીનાંની જાણથી તે બગડી જવા તો પામી ન હતી કે હું તમારી સાથે હતો?" તેણે પ્રશ્ન કર્યો.

"નહિં, તેમ નહિ હતું." મેહરાંએ જવાબ દીધો.

"ઇનફેકટ, એ એક તમારા મનસે ઘણી નજીવી બાબદ હતી—એક સંજોગ કે જે વિચાર કરવાને વાસ્તે પણ લાયક નથી," તેણે કહયું. "હું માહરી હાજરી માટે બોલુંછ."

"જો તમે સાચ્ચી વાતજ જાણવા મને પ્રેસ કરતા હોવ," તે બોલી, ઘણા તોરથી, "તો માહરે કેહવું જોઇયે કે એ બાબદ વાસ્તે હું ઘણી બેહરકાર હતી; તે છતાં પણ તમારી કાળજીવંતી દરકાર માટે તો હું તમારો ઉપકાર માનુંછ, પણ આપણે ફેર ને પાછાં આવ્યાં તેની પેહલ્લીજ રાતે એમ તાહરી માહરી પર આપણુને ઉતરી જવું

જોઇતું નથી. જો આપણીજ માફક સઘળી ધંધાદારી ગોઠવણો સંતોષ કારક થઇ શકતી હોય તો દુન્યાં વધારે સુખી થાય."

તેણે તેણી આગળ એક વધારે પગલું ભર્યું, અને તે મીઠા ચેહરામાં કરગરીને જોયું.

"મેહરાં," તે દલગીરીથી બોલ્યો, "શું તુંને એમ મને હીણું લગાડવા ગમેછ? તુંને આપણા લગનને ધંધાદારી ગોઠવણ કરી કેહવા ગમેછ? દરેક ધંધાદારી બાબતમાં અરસપરસનો લાભ સરખો હોય છે. તું ફક્ટ એકજ મીનીટ વિચાર કરી જોશે અને પછી મને કેહશે કે મેં શું લાભ મેળવ્યોછ?"

તે શબ્દોએ તેણીને દબાવી મુકી. તેણે તેઓને તેની દોલત, તેનું નાંમ. તેનું તનમન અને સર્વસ્વ આપી દીધાં હતાં. તેણે બદલામાં શું મેળવ્યું?

"આય બધું કરારનામું તમે તમારી પોતાની મરજીથી કીધેલું છે." તેણીએ જણાવ્યું.

"હું તે કબુલ કરૂંછ પણ તેને એક ધંધાદારી ગોઠવણ કહી બોલાવવાનું વાજબી નહિ કેહવાય, મેહરબાનું."

"ત્યારે," તે પતાવત કરતાં બોલી, "જો એ 'એક્ષપ્રેસન' તમને નહિ ગમતું હોય, જો તે તમારી લાગણી દુખવતું હોય તો હું વચન આપુંછ કે હવે પછીથી હું તે કદી બોલીશ નહિ."

આ એક પેહલ્લી છુટ તેણીએ મુકી હતી—તેને આપી હતી અને તે ખુશી થયો. તે તેણીનો ગુસ્સો, તેણીનો મોટો તીરસ્કાર,

તેના સખત નાતરસ શબ્દો ભુલી ગયો. તેણે ફક્ટ એટલુંજ યાદ કર્યું કે પેહલ્લીવાર તેણી તેની મરજીને કાંઇ નમતી આતી, અને તેની ખુશાલીનો કોઇ પાર રહયો નહિ!

"એ હજી બી માહરી થશે," તે હર્ષથી બબડયો. "એ મને બરચીતજ ચાહતી થશે અને એમ મને કેહતી આવશે. આએ સેવટની શરૂઆત છે!"

——:o:——

## પ્રકરણ ૧૬.

——:o:——

પુનાનાં તે જૈફ અને લોકપ્રીય બેરોનેટ સર મેહેરનોશજી માતબરનો જમાઇ ઘણો ઓપાયો ને મોઘાયો! તેની બાહોશી, તેની સાલેસાઇ, તેની ઉદારતા અને તેનાં રોઆબદાર દેખાવલાપણાંએ મોટાંથી નાનાં, ગરીબ કે શ્રીમંત એક સરખાનાં ઘણાં દીલ હરી લીધાં, અને સર્વ કોઇ તેને પોતાનાં મુરબ્બી મેહરબાન ને એક શુભેચ્છક સલાહકાર તરીકે માન આપવાને પુંજવા લાગ્યાં. તેનાં જેટલો પ્રીય થઇ પડેલો માણસ તે વખતે પુનામાં ભાગ્યે કોઇ હતો. તે જ્યાં બી જતો ત્યાં સર્વ કોઇ તેને એવું માન આપતાં કે તેવું માન મેળવતાં ઘણાકોને માટે તો વર્ષો વહી જતાં હતાં. તે અને તેની પરણેતર બંને જણાં ત્યાં ઘણાં જાણીતાં, માનીતાં અને વગવાળાં થઇ પડયાં હતાં. તે—એ સોહરાબ—તેની જાહેર જીંદગીમાં ઘણો સુખી જણાતો હતો. પરંતુ તેની ઘરની સંસારી જીંદગીમાં તેને પોતાને

કબુલ રાખવાની જાણે ફરજ પડી હતી કે તે એક દુઃખ ઉપજાવે તેવો નાસીપાશી પામેલો શખશ હતો. તે બાહારથી જેટલો સુખી અને હસમુખો જણાતો હતો, તેટલોજ બાતેનથી દુઃખી અને નિરાશીત હતો.

તેઓ ઘેર પાછાં ફર્યાંને થોડોક વખત વહી ગયો હતો, અને દીવસો જતાં તેની જવાન, ખુબસુરત, મગરૂરી ભરેલી મોહરદાર મારફતે પ્યાર અથવા તો હેત જીતવાની તેની આશા ઝાંખી ને વધુ ઝાંખીજ થતી જતી. રોજ અને રોજ તેણીની સંપુર્ણ બેદરકારી, જે ધાટકી તફાવતે તેઓ જુદાં પડતાં હતાં તેની વધારે મોટી પુરવારીઓ મળી જતી હતી. ગરીબ તે! બાપડો દીવસો જતાં પોતાના હૃદયમાં તે હારતો જતો હતો.

એક સહવારે, તે સપટેમબર મહિનાંની આખેરીની એક સહવાર હતી, ધણી અને ધણીઆણી મોરનીંગ રૂમમાં સાથે હતાં. સોરાબને તે રૂમ ઘણો ગમતો હતો—કદાપી તે રૂમમાં પેલો તેની જીંદગીમાં યાદગાર રહી જાય તેવો ઇનટરવ્યુ થયો હતો તે વાસ્તે. પણ તે કાંઈ ચોકકસ કહી શકતો નહિ. આ સહવારે તે તેનું ન્યુસપેપર વાંચતો બેઠો હતો, જયારે માતબરની મેહરાં પાસેની કનઝરવેટરીમાં તેનાં માનીતાં ફુલો ઉપર ધ્યાન આપવા ગઇ. તેણી પાસે કરમાઇ ગયેલાં ફલાવરઝ એકથાં કરવા સારૂં એક નાની ટોપલી તેમજ કાતર હતી. સોરાબ ન્યુસપેપર વાંચવાનાં ઓથાં હેથળ તે માહબોખતાર જેવા ઢીલકશ ચેહરાને ફુલો ઉપર ઘણાં ધ્યાનથી વાંકો વળેલો મોટી મોજથી નિહાળતો હતો. એકાએક મેહરાંનાં મોંહમાંથી કાંઇ દુઃખની ઝીણી

ચીચ્યારી પાડેલી સમજી તે ચમકયો. તે એ ખુમનું કારણ શોધવા આતુરતાથી ધડકતાં જીગરે તેની મોહરદાર આગળ દોડી ગયો.

તેણીએ પોતાનો એક કોમળ કર ઉંચો કરી તેને દેખાડયો.

"જુઓ, આ માહરાથી શું થઇ ગીયુંછ તે!" તે રૂપસુંદરીએ પુકાર્યું.

તેણે તે નાજુક આંગળાંઓમાંનાં એક ઉપર એક નાનો પણ ઘણો ઉંડો ઘા દીઠો.

"એ કેમ કરતાં થયું?" સોરાબે પુછયું.

"હું પેલો કાંટો જરા જોસથી કાઢવા ગઇ," મેહરાંએ જવાબ દીધો, "અને તેમ લાહેરી મારવા જતાં મેં માહરી આંગળી કાપી નાખીછ."

સોરાબે જોયું કે તેણીનાં હોઠો બધા એકદમ ઉજળા સુપ મારી આવ્યા હતા, કેમજે થયેલા જખમમાંથી લોહી બહુ ઘણું જતું હતું.

"આપણે હવે શું કર્યે?" તે આકરી ગાભરી પડી બોલી.

"ડોન્ટ યુ બી આફ્રેડ!" તેણે જવાબ દીધો. "માહરી પાસે ગોલ્ડબીટર્સ કોર્ટ પલાસ્ટર છે. જખમ કાંઇ ઘણો ખપ્પાત બયો નથી; આનાથી લોહી વહેતું એકદમ અટકશે."

તેણે તેની પોકેટ બુક બાહાર કાઢી, જેમાંથી એક નાનું પેકેટ જેમાં કોર્ટ પ્લાસ્ટર હતું તે એેણે કાઢયું અને ચંપાળાથી એક સલીપ ફાડી તેણે મેહરાંની આંગે ધર્યું, તેણીને આપતો હોય તેમ.

"એ માહરા હાથે તો નહીજ મુંકી શકાશે," તે બોલી

"ત્યારે હું તમારી અયાને તેડું, મેહરબાનુ ?" તે સોરાબ તરફ મોટા આશ્ચર્યથી જોવા લાગી.

"નહિ. તે તમે પોતેજ કાંય નથી માહરી આંગળી ઉપર મુકતા, સોરાબ ?"

"તમે તમારા હાથો વટીકને હાથ લગાડવાની કીધેલી મના કેમ ભુલી જાઓછ? હું તે કોનટ્રેકટનો ભંગ કરવા રાજી નથી."

"આવા કેસમાં કોનટ્રેકટ ફોનટ્રેકટ પર ધ્યાન આપવાની જરા બી જરૂર નથી," તે મધુરીએ ઝટ જવાબ દીધો.

અને–યાહ, ખુદા! તેની છાતીમાં થતી બધી લાગણી ભરેલી ઉથલપાથલોનું વર્ણન આપવાની આ કલમમાં તદન તાકાત નથી!—તેણે તેની જીંદગીમા આ બીજી વેળા તેનાં પોતાનાં હાથોમાં તે કોમળાંગીનો મલમલી કર લીધો. કાળજીથી, ધીરજે, પ્યારથી. નરમાશથી ઘણાં અળગે હાથે તેણે તે સુંદર નાનું જખમી થયેલું આંગળું બાંધ્યું.

"હવે તમને પેન થાયછ?" તેણે પુછયું.

"કાંઇ ઘણી નહિ," તેણીએ જવાબ દીધો, "ફેંકયું."

પણ તેણે તો તે હાથ એક મીનીટ વધારે પોતાનામાં ધરી રાખ્યો, તેની તરફ એક રીતે જોતો.

"માહરી મરણોતરનો હાથ," તે બોલ્યો—"હાથ કે જે માહરૂં જીગર, માહરો પ્યાર, માહરી જીંદગી પકડીને બેઠીછ—હાથ કે જે કદી પણ માહરા હાથોમાં પોતાની રાજીખુશીથી નથી

મેલાયો. માહરા હાથમાંથી છોડી મુકવા અગાઉ, મેહરાં, હું એને કીસ કરૂં?"

"હા," તેણીએ જવાબ દીધો; તે રોનકદાર, રોઅવંતો ચેહેરો એ વખતે બધો કીરમજી ગારી આવેલો હતો. "જો તેમ કીધાથી તમે રાજી થઇ શકતા હોવ તો."

તે વાંકો વળ્યો, અને તેને એવા પ્યારથી, એવા જોસ્સાઓથી ચુમ્યો કે તે કીસી તેણીને આતશ માફક જળાવા લાગી; પછી, બીજો એક બી બોલ બોલ્યા વગર, તે ત્યાંથી ચાલી ગયો.

"એ કેવી અફસોસની વાત છે કે એ એક ખાનદાન વગરનો શખશ છે," મેહરાં તેનાં મનથી બબડી. "એનામાં કાંઇ ખરેખરૂં મજાહ ઉપજાવે તેવું છે."

આખ્ખો દીવસ તે કીસીની યાદ તે માહબુબને આવ્યા કીધી. જે હાથ તેણે પ્યારથી પસવાડયો હતો તે જાણે આગમાં બળયો હોય તેમ તેણીને લાગતું હતું પણ તે આગ ઠંડી હતી—એક મીઠી, ઠંડી આગ. તે દીવસે એક વખત નહિ, પણ અનેક વખત તેની આંખો કેવી ઝબકી રહી હતી અને તેનાં હોઠો લાગણીથી કેવા ધ્રુજ્યા હતા તે તેણીને યાદ આવ્યા કીધું—તેનાં ચેહરા ઉપર એક કેવો જુસ્સો અને દુઃખનો એક કેવો કરૂણોત્પાદક દેખાવ ફેલાઇ રહેલો હતો! તે ઘણું ઉડાણથી ખ્યાલો કરવા લાગી. તેણીએ એક પ્યાર, લાડ, ખુશાલી અને મોજશોખથી ભરેલી તદન સેહલ્લી અને સુખી જીંદગી ગુજારી હતી, જ્યારે એક ઉમદા, અમીરી જીગર તેણીનાં પગો તળે પડયું હતું—એક જીગર કે જે તે દર ડગલે કચડતી જતી હતી.

એક સહવારે તે બેરોનેટની બેટીને લાગ્યું કે કાંઇ અસાધારણ બનવા પામ્યું હતું. નોકર નફરો બધાં ઠાકેલાં કે કંટાળેલાં જેવાં દીસતાં હતાં, અને કેટલાંક તો ગેરહાજર પણ હતાં. ખબર કાઢતાં તેણીને પોતાની આયા મારફતે માલમ પડયું કે આગળી રાતે સર પેહરનોશજીને એકાએક ફેનટીગ ફીટ થઇ આવી હતી; તેઓએ ઉતાવળે સોરાબજી શેઠને તેડી મંગાવ્યો હતો, જેની પેહલ્લી કાળજી એ હતી કે મેહરાંને કોઇબી વાતની ખબર કરવી નહિ કે જેથી તે બાપડી આકરી ગાભરી પડે નહિ અને કોઇ વાતે તે બેકરાર થઇ શકે નહિ. તેણે તુરત ડોકટરને તેડી મંગાવ્યો હતો, અને આખી રાત તે રીક માણુસની આગળનો આગળ જાગતો ને તેવણુની ચાંપતી ને ઉપરાઉપરી મેનીજ કરતો ખડો રહયો હતો. તે બેરોનેટ હાલમાં ઠીક હતા-લગભગ સારીકાની જેવા, ખરૂં પુછાવો તો તે એટેક કઇ નહિ જેવો અને નજીવો હતો. તે છતાં સોરાબજી શેઠે તો તેવણુને કદી વીહલા મુકયા નહિ, પણ પોતાના સસરાની એક દીકરા માફકનાં હેત અને લાગણીથી સારવાર કીધી હતી. તેની એખલી કાળજી તેની પરણેતરને કશી બી રીતે ગાભરી નહિ પાડવાની હતી.

"સોરાબજી શેઠ હમણાં કાંહ છે?" સઘળું સાંભળી લીધા પછી તે શેઠાણીએ પુછયું.

આયાએ કહયું કે "તેવણ તો મોરનીંગ રૂમમાં એક સોફા ઉપર આરામ કરતા, હાલમાં ત્યાંને ત્યાંજ ભર ઉંઘમાં પડેલા હતા. તે ત્યાંજ જરા પણ ગરબડ કર્યા વિનાં ગઇ. તેની બાજુમાં એક સ્ટુલ

હતું અને તે ઉપર તેણીના માનીતા લીંબુનાં છોડવાનું કુંડું હતું. તેણીએ તેમાંથી એક ઝીણી નાજુક ડાખલી તોડી નાંખી, જેમ કરતાં પોતાના આંગળીને વળી પાછો એક ઘસારો પાડયો. તેણે તેની દરકાર કીધી નહી અને તે ભર ઉંઘમાં પડેલા આકારને ધારી ધારીને જોવા લાગી. તે કેવો ઉજળો સપ ને ઢાકેલા જેવો લાગતો! તેની શાંતી ભરેલી ઉંઘમાં તે પહેલવાન જેવો મુખડો કેવો દેખાવલો જણાતો હતો—મજબુત નિશ્ચયવાળા એક શખશની ગુવાહી આપનારા ચપ્પત હોઠો સાથે તે કેટલો બધો ધ્યાન ખેંચનારો દીસતો હતો! તેનાં બાળો ખોરાયેલા ચોરાયેલા જેવા અને તેનું અરધું કપાળ ઢાંકી દઇ તમામ વેર વીખેર થઇ પડયા હતા. જો તે તેનીજ સંકનો હતે, એકાદ બેરોનેટનો બેટો યા તો મોટાં ખાનદાનનો નબીરો તેણીએ તેને એક શાહજાદા જેવો ગણ્યો હતે. એક હાથ તેનાં માથાં ઉપર પડેલો હતો, અને તે કોમળાંગી તેને તપાસતી,ધારી ધારીને ધ્યાનથી જોતી, ચુપકીદીમાં ઉભી. તે એક સુખી માણુસ જેવો મુદદલ જણાતો હતો નહિ. તેનાં ચેહરા ઉપર દુઃખની મોટી લીટીઓ નજરે આવતી હતી, કે જે ઘણાં કંટાળેલા, ઠાકેલા કલાકોની દુઃખ ભરેલી પુરવારી પુકારતી હતી.

સુખી નહિ? દુઃખી! તેની ભણી જોઇને તેણીનાં કોમળ જીગરમાં ઘણું ચુંઠાઇ આવ્યું–બલ્કે, એક ચમતો તુટયો. તે તેણીને કેવો ચાહતો હતો! તેણે બધી રાજવંશી ચીજોથી તેણીને નિહાળી ને નવાજી હતી! તેણે તેણીને તેની દોલત, તેનું નામ, તેનો પ્યાર દરેક દરેક ચીજ આપી દીધી હતી–ખુદ પોતાની 'આઇડેનટીટી'ને બી દુબાડી

હતી અને તે સઘળું તેણી મારેના પ્યાર સારૂં હતું. તેણે, તેનાં બદલામાં શું મેળવ્યું? એક પ્યાર ભરેલી ચશમ કે હેતવંતો શબ્દબી નહિ!

"ગરીબ બિચારો!" તે તેનાં મનથી બબડી. અને તેણીનાં જીગરમાં અત્યાર સુધી કદી નહિ ઉત્પન્ન થયેલી દયા અને નમ્રતાથી તે તેનાં ઉપર વાંકી વળી. પછી તે ચોંકી, ઘણીજ સેહજ–કેમજે તેણીએ સમજયું કે તે તેની ઉંઘમાં બબડતો હતો.

"મેહરાં, માહરા પ્યાર, માહરી ઘણીઆણી–કેવી બેદરકાર, કેવી બેકદર!"

એક ધાડો નિસાસો, બલકે એક ઉંડું દયાજનક ડચકું તે કમબખ્તનાં હોઠો વાટેથી બાહાર પડયું. તે હજી વધારે વાંકી વળી. અને પછી પેલા છોડવાની ઝીણી દાંખળી તેનાં હાથોમાંથી સરીને સોરાબની છાતી ઉપર જઇ પડી.

"ગરીબ બિચારો!" તે પાછું બબડી, અને કોઇ એકાએક જુસ્સાએએ દોરવાઇ જઇ તેણીએ તેનાં વાળો પસવાડીયા. આજે પેહલ્લીજ વાર હતું કે જ્યારે તે એમ પોતાની મરજીથી તેની આગળ ગઇ કે તેનાં દીલને અડકી હતી. તેનાં વાળો તેણીએ પસવાડયા! શું તે બાપડા માટે તેનાં સ્વપનાંઓમાં તેનું બેહસ્ત ખુલ્લું થતું હતું!

એકાએક તેણે તેની ઉંઘમાં હીલચાલ કીધી અને તે બાહાર નિકળી જવા ઉતાવળી થઇ. તેણીનો ખુબસુરત ચેહરો આગનાં શોળા માફક બધો લાલચોળ ને ગરમ થઇ આવ્યો. રખે, તે જાગી

ઉઠે અને તેણીને પોતાને ત્યાં જુએ. તે એક ગુલાબનાં મધ્ય બીંદુમાં સમાતાં રંગ જેવી રાતી મારી આવી. પછી તે ઝપાટાબંધ ઓરડો છોડીને ત્યાંથી નાહઠી. જેવી તે નાહઠી કે સોરાબ જાગી ઉઠયો, બધો ગુંગળાયેલા જેવો, ગાફેલ બનેલો, તેણે બારણા આગળથી બેમાલુમ થઇ જતો તેણીની સાડીનો વાવટા માફક સેહજ ઉડતો કટકો અછડતો જોયો અને તેની છાતી ઉપર પેલી ડાંખલી પડેલી હતી. એ શું? તે જાગતો હતો કે ઉંઘતો? જો તે જાગતો હોય તો તે કયાં જાગ્યો હતો—ખરાંપણાંમાં કે સ્વપનાંની દુન્યામાં?



# પ્રકરણ ૧૭.

—:o:—

માતબરની મેહરાંનાં તેના ભરથાર સાથે પુને પોતીકા બાપીકા મકાનમાં આવી વસ્યાને ખાસ્સું એક વરસ વહી ગયું. દરેક ચીજ તેની રાબેતાની રૂઢી મુજબ બનતી ચાલી કે જેથી માતબર માહાલ ઉપર એક વખતે સત્યાનાશીનો સીહાઓળો ભમવા પાંમ્યો હતો એવુ કલ્પવાનુ ઘણુ મુશકીલ દીસ્યું. જે દેખાઇતો તફાવત માલમ પડયો તે સોરાબની હાજરી અને માતબર માહાલની ચેહલ મેહલ અને વૈભવમાં થવા પાંમેલો અનહદ વધારો હતાં. એ અરસામાં જે ટર્મ્ઝ ઉપર તે બેરોનેટની બેટી અને તેનો ખાવીંદ એક મકાનમાં વસ્તો હતો તે થોડા ઘણા લોકોની જાણમાં આવવા

પામ્યું હતુ. સાધારણ લોક મત એ હતુ કે માતબરની મેહરાં સોરાબને તેની મઅલખ દોલત ખાતર પરણી હતી, જયારે સોરાબ એરીસટોક્રેટીક યુનીયનને ખાતર મેહરાંને પરણ્યો હતો.

સોસાયટીમાં તો માતબરની મેહરાંનું ચલણ એક રાણીનાં રાજ જેવું હતું. તે ઝલેહદાર ખુબસુરતી, તે દમામ, તે તોર, તે મગરૂરી તેણી વાસ્તે તે જે ચાહતી તે પોતાનાં પગો હેયળ લાવી શકતી હતી. સોરાબને એક કીસમનો સધ્યારો હતો કે જો કે તેની મોહરદાર તેને મુદદલ ચાહાતી હની નહિ–તેની જરા જેટલી તુંભા કે પરવાહ પણ રાખતી નહિ–તેણીના બધાઓ તરફ બી તેટલીજ બેદરકાર ને નફરી હતી. ને કોઇની ઉપર બી ખાસ વધારે ધ્યાન આપતી નહિ, કે જેથી તે પ્યારઘેલા પતીને અદેખા બનવાનું કાંઇબી કારણ મળી શકે. તે તુમાખી, શીરીન, શાંત ને રૂપાળા ચેહરા ઉપરથી એક ઘડી બી ખસી શકતી હતી નહિં.

પછી તે જાહેર હીલચાલોમાં લગાર વધારે અને આગેવાનીભર્યો ભાગ લેવા લાગ્યે; તેની દરેક કોશેશમાં વધની ઓચ્છી ફતેહજ પાંમતો. મેહરાં તે ફતેહ જોઇ રાજી થતી–ફકટ રાજી, જે સોરાબ પાંમી જઇ શકયા વગર રહ્યો નહિં. તેણે પોતાનો તમામ આત્મા અને જીગર તેની તે નવી ફરજોને આપી દીધાં–તેણે પોતાની જીંદગીને તેઓથી ભરી નાખવાની કોશેશ કીધી પણ તેનામાં તે એખલાં અટુલાંપણાનો પેલો નીરાશાજનક દેખાવ તો જેવો અને તેવો હતો; તેના જીગરની વેદના, તેના મનનું દુઃખ અને પોતાની પરણેતરનો પ્યાર મેળવવાની ભુખ તો તેનામાં જેવી અને તેવીજ વેદના દેતી

રહી હતી. તે બીજાંને સુખી કરતો–બીજાંઓને સુખી કરવાનું તે શોધતો જતો અને તેમાં, તેની બીજી અગણીત ફરજો માફક, તે ખરાં દીલની મજાહ અને ઉત્સાહ લેતો; પણ–અફસોસ! પ્રીય વાંચનાર, તે પોતે કોઇ વાતે બી સુખી હતો નહી.

પછી સીઝન બી ખલાસ થઇ, સોસાયટીની રાએતાની ધમ ચકરીઓ બી શાંત થઈ અને ધીમી પડી, 'માતબર મહાલ' જે અવારનવાર પહેરોણાંઓથી ગાજીવાજી રહેતો હતો તેમાંની ગાજવીજ બી એક સુખભરેલી શાંતીમાં ફેરવાઈ ગઇ. સોરાબ હવે આશા છોડવા લાગ્યો. તેની કેળવાયેલી, તુમાખી, તાલેવંત મોહરદારની બેદરકારી છેક બેકદર હતી અને તેને લાગ્યું કે તે તે વધુવાર સહન કરી શકવાનો ન હતો.

માતબર માહાલનો કારોબાર હવે એક રૂટીંગ થઇ પડયો. માતબરની મેહરાં પોતાનો વખત તેણીના બેરેનેટ પીતા સાથે અથવા કેથે બાહાર ફરી હરી કે બાહારથી આવતાં પહેરોણાઓની પહેરોણાગત કરી ગુજારતી; તેમાંથી વખત ફાજલ પડતાં.ચોપડીઓ, મ્યુઝીક અને ફુલો વચ્ચે પોતાનો ટાઇમ પસાર કરવાની કોશીશો કરતી. તે પોતાનાં ભરથાર ભણી એક ચોકકસ બેદરકાર ધએ માયાળુ રેહતી. દરેક ચીજમાં અને દરેક બાબદમાં તેની સત્તાને તે માન ઇજજત આપતી. સર મેહરનોશજી માતબરની ઇચ્છાથી તેને તે ઘરનાં ઘણી દાખલ મરતબો આપવામાં આવતો હતો. તેની સત્તા એ બેરોનેટનાં જમાઇ તરીકે, ઘણી માનપુર્વક અને મોટાઇ ભરેલી હતી, પણ તેનું જીગર પ્યારની પ્યાસથી જળતું હતું, અને કશોગી

ાર તેને બદલામાં મળી શકયો નહિ. જે બાળાને તે એટલા બધા
રસાઓ અને જોરથી પુંજતો હતો તે તો તેની દરકાર બી
તી હતી નહિ. તેણીમાં જીગર હતુંજ નહિઃ તે એટલી તો
માણી હતી—તોબમની તકોબરી તે તરૂણ નાજનીનમાં
ે એવી તો પચી ગયેલી દીસ્તી હતી કે સોરાબની મોટી
મખારી અને તેનાં કાટીલ દુઃખ તરફ તે કીંચીત ભાર બી દીલ
ઝી ધરાવી શકતી નહિ. તે, પોતે કેવી માયાળુ અને નરમ
ાંની હોવા છતાં, તેણી ઉપર થયેલા અણુહદ ઉપકારોને પણ
ી જઇ, તેણીનાં ભરથાર તરફ—અને તે ભરથાર બી કેવો?
ખમાં એક મળે તેવો!—છેકજ દયાહીણુંપણાં ઉપર ઉતરી પડી
દરકાર રેહતી હતી.

એ બધું તેને લાગ્યું કે હવે તેને વાસ્તે નહિ ખમી શકાય
ું હતું. તે તેની આશામાં છેકજ ઠગાયો હતોઃ તેને ઘણી
રાશાથી લાગ્યું કે તેને બાંધેલી ઉમીદો ખોટી અને જુઠી હતી,
બધું તેણે કર્યું હતું તેને વાસ્તે તો તેને કંગરસ જેટલો બી
પ્રાતાપ થતો નહિ—ના, ઉલટો તે બુલંદ સ્વભોગ તો,
ા બાતેનનાં નાસબરપણાં છતાં બી, તેને હરખાવતો અને
ારૂર બનાવતો હતો. તે દીલજીત દીલદાર ખાતર તો
ે એ બધું ફરી અને ફરી આપી દીધું હતે, પણ હવે તેની
વાંમર્દી—તેનું શૌર્ય—તેની મરદાનગી તેનાં કીસમત સામે બંદ
ાવવા લાગી. મેહેરાં તેનાં વગર સહેલાઇથી જીવી શકવાની હતી,
ણ તેણીની બાજુમાં તે હવે વધુ વાર જીવી કે ટકી શકવાનો ન

હતો. તેણે પુરતું ખમ્યું હતું. જે બધું તેનું પોતાનું હતું તે તેણીને હઝારો વાર-બલકે લાખ્ખો વાર મુબારક હતું, પણ તેણીની હાજરીની વેદનાં, તવલાટ, પ્યારની સોસ તે જાસ્તીવાર સહન કરી શકવાનો નહી હતો. તેનાથી વધારે હવે જરા બી ખમી શકાવાનું હતું નહી. તે ઠરાવ કરી ચુકયો હતો–તેને અહીંથી જતા રહેવાનું અગત્યનું હતું. તેજ એખલો સેહલો રસ્તો હતો, જે તેનું અગાઢ દુઃખ તેને ભુલાવી શકશે અને તેનો અંત આણી શકશે. તેઓ પરણ્યાં હતાં, ખરી વાત, પણ છુટાં તેઓને પડવું જોઇએ. તે તેની ધીરજની હદ સુધી આવ્યો હતો. જો મેહરાંએ એવું દેખાડયુ હતે કે તેણીને તેની જરૂર હતી, તો તે રહેતે; પણ તેવો હાવભાવ તે મોહરદારે કશો દેખાડયો નહી. તેની ગેરહાજરી તેણીની જીંદગીમાં કાંઇ બી નજીવો પણ ફેરફાર કરવાની હતી નહી.

કોઇ રીતની ચાવાચીવીની પણ ધાસ્તી રાખવાની જરૂર હતી નહિ–કોઇ ખુલાસો આપવાની પણ અગત્યતા ન હતી–તે કાંય ચાલી ગયો હતો તેનું ખરૂં કારણ કોઇ બી જીવ જાણી શકવાનો ન હતો. તે અમેરીકા જશે, ત્યાંની એકાદ મોટી કંપની સાથે તેને ઘાડો સંબંધ હતો. તે કંપનીના કામમાં તેનાં પૈસા રોકાયેલા હતા, જેથી ત્યાં તે ધંધા અર્થે ચાલી ગયો હતો એમ આસાનીથી કારણ આપી શકાશે. તે અહીંથી બધું બાળીઓળીને જશે અને ત્યાં એકાંતવાસમાં ખુદાતાલા પાસે ખરાં જીગરથી એટલીજ દુઃવા ગુજારશે કે પરવરદીગાર તેને ત્યાંથી પાછો અંહી જીવતો કદી ફેરવે નહિ. મોહત! મીઠું મોહત! તે કંગાળ એકાંતવાસમાં તેનું મીત્ર બને અને તેને સદા વાસ્તે પોતાની પનાહમાં લઇ જાય.

એક સહવારે તેણે મેહરાંને તેડાવી મંગાવી. તે તેનાં પેલા માનીતા મોરનીંગ રૂમમાં હતો, કે જ્યાં તે આવી અને તેને જોતાં ખુશમીજાજીપણાંથી હસી.

"આય ઓરડો તમારે વાસ્તે ઘણી મોટી મોહીનીવાળો દીસેછ, સોરાબ," તે નાઝનીને કહયું.

"માહરા પ્યારની આશા પેહલવેહલ્લી મને અહી મળી હતી," તેણે જવાબમાં કહયું, "મેહરાં, મેં તુંને અહીં તેડાવી મંગાવીછ, કેમજે હું તાહરી સાથે કાંઇ વાત કરવા માંગુંછ—અહીં, કે જ્યાં પ્યાર વગર તેં માહરી પરણેતર થવા કબુલ્યું હતું, અને હું મેં, માહરા પ્યારનાં પ્રબળ ઉપર તાહરો પ્યાર જીતવાની આશા બાંધી, માહરે માથે એક એવું કામ લીધું કે જે માણુસાઇ શકિતની બાહાર છે."

તેનાં અવાજની ગંભીરતા અને તેની રીતભાતે તેણીને ગભરાવી. તેણી બેસી ગઇ, અને સોરાબ તરફ ધારીધારીને ઉંડા વિચારથી જોવા લાગી. ખચ્ચીત, બધું તો બરાબર હતુ. એ સોરાબ ત્યારે કેહવા શું માંગતો હતો?

"મેહરાં," તેણે ગંભીર, જુસ્સાવાળા અવાજે જારી રાખ્યું, "તાહરો પ્યાર જીતવાને વાસ્તે શું જે એક માણુસ બજાવી શકે તે બધું મેં નથી કર્યું ?"

"હા," મેહરાંએ જવાબ દીધો, "હું તે વાતની નાં નથી પાડતી."

"છતાં તું તો હું અહીં માહરા પ્યાર વાસ્તે પેહલવહેલ્લો તાહરી આગળ બોલ્યો હતો તે વખતનાં કરતાં લેશ માત્ર બી વધારે મને ચાહતી નથી."

"તમારા અને માહરા વચ્ચે પ્યારનો એક બોલ બી આવવો જોઇતો નથી," તુમાખથી ડોળા ચઢાવી તે માહારુખે જણાવ્યું, "હમણાં આપણે છઇયે તેમ રહેવા ઉપર તમે સંતોષ કાંય નથી પકડતા?"

"હું સંતોષ કાંય નથી પકડતો?" તેણે પુકાર્યું, દુઃખથી ચીંચવાયેલા ધીમવાયેલા અવાજે. "કેમજે હું પત્થર કે બરફનો બનેલો નથી? કેમજે માહરી છાતીમાં એક જીવતું માણુસાઇ જીગર છે કે જે પ્યાર વાસ્તે તવળે છે, એક આત્મા કે જે માહરાં ઘાટકી જીવતર, માહરાં નિર્દય અછોવછોપણાંની સામે જંગ અને બંડ ઉઠાવેછ– કેમજે હું માહરી આય જીંદગી વધુવાર તામોશ કરી શકતો નથી!"

"પણ ખોટું શું થયુછ?" તેણીએ તેનાં ઘાડા આવાજમાં સમાયેલો ઉંડો લાગણી ઉપજાવનારો જુસ્સો જોઇ પુછયું.

"મને તેને બદલે એમ પુછ કે ખરૂ શું થયુંછ? હું તને એટલી બધી લાગણીથી ચાહુંછ, માહરી છાતીમાં તાહરે વાસ્તે પ્યાર કાંઇ એવાં તો જબુનપણાંથી જડડ ઘાલી બેઠોછ કે માહરે બદલામાં પ્યાર જીતવો જોઇએ અને નહિ તો માહરે તાહરી આગળથી જતાં રહેવું જોઇએ. તું તાહરો હાથ માહરામાં મુકી શકશે અને એમ બોલશે, "હું તમને ચાહવાની કોશેશ કરશેં, સોરાબ"? એટલું બી મને ઘણો સંતોષ આપશે."

તે મનોહારીણીનો ચેહરો ઘણી વિચીત્રતાથી ઉજળો સપ મારી આવ્યો. તે એક બે ડગલાં પાછળ હથી ગઇ.

"નહિ," તે ધીમા, ગંભીર, સ્થિર અવાજે જવાબમાં બોલી. "નહિ, તે માહરાથી થઇ શકવાનું નથી."

તે મોટેથી હસી પડયો, અને મેહરાં તે અવાજમાં સમાયેલાં ધોધારીપણાં અને ગમખવારીથી વધતી કમકમીને ડરૂજી, એટલો બધો બીહામણો તે તે વખતે લાગતો હતો.

"નહિ, તે તાહરાથી થઇ શકવાનું નથી; આ ખરબચડા, બીનખાનદાની હાથો માતબરની મેહરાંનાં નાજુક સુંવાળા આંગળાં-ઓને અડકવા વાસ્તે સરજાયેલા નથી."

"સોરાબ, એમ શું કરોછ?" તે દેહસ્ત ખાઇ ગઇ હતી અને બીહયેલા સાહદે બોલી. "તમે મને ગભરાવોછ. આવા મુડમાં હું તમને જરા બી સમજી શકતી નથી."

"આઇ બેગ યોર પારડન," તે તે નરમ અવાજ સમજીને શાંત પડતાં બોલ્યો, "હું ખુદ પોતે કોઇ કોઇ વખતે માહરાથી ગભરાઉંછ. હું માનુંછ કે માહરી મોટી નીશફળતા—કંગાલ્યત—દળીદ્રતા, જે કહો તે, મને એક દીવાનાની હાલત ઉપર લાવી નાખે છે. હું જે કહેવા માગું છું તે ગમગીન અને ગંભીર અદાએ કહેવાની તજવીજ કરશ. હું ઘણો દુ:ખી છેઉં. હું બધું ખમતે, જો તાહરો પ્યાર જીતવાનો મને કાંઇબી ચાન્સ હતે તો, પણ ચાન્સ કશો નથી અને હું અહીં વધારે વાર રહી શકતો નથી. મેં એક માણસે ખમવું જોઇએ તે કરતાં જાસ્તી ખમ્યું છે, કેમજે મેં હંમેશાં વીચાર્યું'તું કે વખત જતાં હું તાહરો પ્યાર જીત શકશ. હવે હું જોઉંછ કે તે હું કદી મેળવી શકવાનો નથી."

"પણ તમે કયાં જશો ? તમે શું કરશો!" મેહરાંએ નરમાશીથી પુછયું.

"હું એવું કાંઇ કરવાનો નથી કે જે ચાવાચીવી કે અફ્વાઓને જનમ આપે–એવું કાંઇ બી નહી, કે જે તુંને કે બીજા કોઇને બી કચવાવે. અમેરીકાની એક પેઢી સાથે મને પૈસા ટકા બાબે સંબંધ છે–હું જવા માગુંછ, ઠેઠ અમેરીકા! લોકો એટલુંજ જાણશે કે હું ધંધા અર્થે ગયોછ અને કોઇ કશું બોલી શકવાનું નથી."

"તમે અમેરીકામાંજ રેહશો?" તેણીએ પુછયું.

"હું ઇચ્છુંછ ને આશા કરૂંછ કે ખુદાતાલા માહરા ઉપર દયા કરે અને મને ત્યાંજ મરવા બી દે. પછી તું હંમેશનો છુટી થશે."

"હું નથી જાણતી કે છુટી થવા મેં કદી માંગ્યું હોય," મેહરાં બોલી.

"ત્યારે તું મને ચાહશે, મેહરાં?"

"નહિ, નહિ, ઓ, સોરાબ! જરા તમારી ઠેકાણે સુદ્ધ રાખો. અને આપણે અહી હાલ રહેલાં છઇએ તેમજ રેહો."

"નહિ, હું વધારે વખત ગુલામગીરી તામોશ નથી કરી શકવાનો. મેહરબાંનુ, ફકટ એક બોલ તમારી તરફનો અને હું રહી પડશ. મેહરાં, તું જોયેછ તો ખરી કે હું તુને કેવાં દીવાનયતપણાંથી ચાહુંછ."

"ત્યારે તમે કાંય જાઓછ?" તેણીએ પુછયું.

"કાંયજે હું આય માહરી મોટી ગમખારી તાહરાથી દુર જોકે સેહવી શકશ પણ તાહરી હાજરીમાં પ્યાર વગર માહરાથી જીવી શકાવાનુ નથી. શું તું એમ ધારેછ કે હું પતથર કે લોખંડનો બનેલો છેઉ–કે તને કીસ કરવા માહરૂં જીગર કદી તરફડતું નથી? તાહરી તરફથી તાહરી મરજીની ફકટ એક કીસ માંટે, મેહરાં, હું શું નહિ આપું? પણ એક કીસ–તાહરા મીઠા, ગુલાબી હોઠોની કીસ–માહરી સરજતમાં નથી લખાઇ! તું શું એમ ધારેછ કે તાહરા મખમલી હાથો માહરા હાથોમાં થોડો વખત સુધી ધરી રાખવા મેં નથી ઇચ્છીયું. તાહરો મધુર અવાજ માહરી તરફ પ્યાર ભરેલી રીતે બોલાતો સમજવા મેં નથી ચાહયું? શું તું એમ માંની શકેછ?"

"હું નથી જાણુતી," તે મોહરદારે જવાબ કર્યો.

"પણ હું જાણુંછ, મેહરાં. અને એ રીબવાનું માહરાથી જાસ્તી વખત ખમી શકાવાનુ નથી. માહરા મગજમાં હું અહીં આવી રહયા પછી એકજ વિચાર મને ભમનો ને સતાવતો રેહછ. તે વિચાર શું છે તેની તું અટકળ કરી શકેછ?"

"નહિ," તેણીએ કહયું.

"હું તને કેહવશ. તે એ છે કે તું માહરી આગળ તાહરી આંખોમાં પ્યારનાં ચળકાત સાથે આવશે–માહરી ગરદન આજુબાજુ તાહરા હાથો ભેરવશે, અને કેહશે, "માહરા ભરથાર, આખરે હું તમને ચાહતાં શીખીછ, એવો માહરો સ્વપનો કદી ખરો પડશે, મેહરાં?"

"નહિં," માતબરની મેહરાંએ નબળા અવાજે જવાબ દીધો, "હું નથી માંનતી કે તે કદી ખરો પડશે."

"ત્યારે માહરે કેહવું જોઇયે, પરવરદીગાર, તાહરો નીગેબાન થાઓ. માહરી ધણીઆણી, તાહરે અને માહરે છુટાં પડવાની જરૂર છે; અને તાહરે ખાતર, મેહરાં, હું દુવા ગુજારૂંછ કે હવે પછી આપણે પાછાં કદી મળવા પાંમ્યે નહિં."

## પ્રકરણ ૧૮.

——:○:——

તોખમની તકોબરીમાં ગળાં સુધી ગરક ગયેલી તે રૂપસુંદરી- તેની હકદાર મોહરદારથી- તમામ નાસીપાસ થયેલા તે તુટેલાં દીલનાં જવાનના પુનેથી ઉચાઉચ ઉઠાંગરી કરી જવાના ઠડાવે તે નાનાં ઘર ખટલામાં એક મોટો જેવો ખળભળાટ ફેલાવ્યો ! નાનાંથી મોટાં, અદના કે આલા, વળી ઘેરનાં ઉપરાંત તેનાં સંબંધમાં આવનાર બાહરનાંઓબી તેનાં ચાલી જવાનો વિચાર જાણી ખરાં દીલથી દુઃખી ને દલગીર થયાં. બિચારા સર મેહરનોશજી માતબર તો-ધરૂજી પડયા. જ્યારે સોરાબે તેવણુને જણાવ્યું કે તે અમેરીકા હંમેશ માટે ચાલી જતો હતો ત્યારે તે જૈફ બેરોનેટ ઘણી મોટી ધારતી ખાઇ ગયો, અને ધ્રુજતાં જીગર ને તુટેલા અવાજે, આંખમાં આંસુઓ સાથે, તેની કને એવી રીતે ગળે લગાડી ગરદન મારીને નહિ ચાલી જવાનું

ઘણી આજીજીઓ સાથે માંગી લીધું. તેવણુ પહેલ્લાં એકદમ ડર ખાઈ ગયા ; પછી સોરાબને તેવણે ઘણો મનાવ્યો–પટાવ્યો–વિનવ્યો.

"તું તો મને એક માહરાં બચ્ચાં મીસાલ છે," તેવણુ ગદ-ગદીત કંઠે બોલ્યા. "જો માહરો પોતીકો એક દીકરો હતે તો બી મેં તેને એથી વધારે ચાહયો નહિ હોતે. ઓહ, સોરાબ દીકરા, તું એટલો દુર વેહર કાંય ચાલ્યો જાએછ?"

સોરાબ, તે જઇફ ડોસાનો આવો તવલાત અને આવું પોતાની તરફ પ્રેમપુર્વક દીલ જોઇ, બધો લાગણીથી ભરાઇ ગયો, અને પોતે પૈસાને ખાતર ત્યાં જતો હતો એવું કાંઇ તેવણુને સમ જાવ્યું પણ સર મેહરનોશજી તો, એ સમજી, એક અધીરાઇની બુમ પાડી ઉઠયા.

"પૈસા!" તેવણે પુંકાર્યું. "એવા પૈસાની તને પરવાહ છેજ કયાં? અમેરીકામાં જે તાહરૂં છે તે બધુ પણ જતું રહે તો તું થોડી દરકાર કરવાનો છે?"

પણ સોરાબે ઘણી ગંભીરાઇથી તેવણુને પ્યારથી સમજાવી જણા-વ્યું કે ત્યાં જવા વગર તેનો છુટકો ન હતો–ફરજ્યાત તેને એવો ઠરાવ કરવો પડયો હતો. સોરાબનો એવો નિશ્ચય જોઇ તેવણે પોતાની દીકરીને તેડાવી મંગાવી.

"મેહરાં," તેવણુ બાપડા કગળીને બોલ્યા, "ઓહ, મેહરાં, સોરાબ તો ચાલી જાયછ. તું એને અહીં રેહવા નહિ કહી શકશે? તું એને નહિ સમજાવી શકશે? એ આપણુને છોડીને ચાલ્યો જશે

તે માહરાથી ખમી શકાવાનું નથી. માહરાં તો હાજાંજ ગગડી ગયાંછ, આય એનો વિચાર જાણીને. કેહ એને—સમજાવ એને, કે એ નહિ જાય."

તે જાણુતી હતી કે તેણી તરફના ફકટ એકજ બોલે સોરાબ તેની મુસાફરીનો વિચાર સદાબરો પડતો મુકે તેમ હતું—એકજ બોલ. પણ તે તે એકજ બોલ બોલવા માંગતી હતી નહિ. તે પોતાને નીચી પડેલી જોવા ચાહતી હતી નહિ. તે છતાં, તેણીનાં બાપની આવી ગમખવારીએ જેવી તેણીની આંખો ઉંઘાડી તેવી કોઇબી ચીજે ખોલી હતી નહિ, અને અગાઉ કરતાં તેણે પોતાનાં ભરથાર માટે વધારે વિચાર કર્યો. સોરાબે તે જૈફ બેરોનેટને બધા સધ્યારાનાં સખુનો કહ્યા અને હેતે ઘણાં હાથો દીધા; પરંતુ તેણે તો તેનાં મનથી કહ્યું કે હવે પછી માતબર માહાલ કદીબી પાછો જોવાનું તેનાં ભાગ્યમાં લખેલું હતું નહિ. તે માતબર માહાલમાંથી જતો હતો—સદાનો—ફરીથી કદીબી પોતાનાં કદમ વડે તે મનોહારીણીને દુઃખમાં નહિ નાંખવા.

આયંદે તે સહવાર આવી કે જ્યારે સોરાબ પોતાની ધણીઆણીની સાંમે આવી ઉભો. તે બધાંઓને મળી ભેટી ચુકયો હતો—સઘળાંઓને સેવટની સલામ તેણે ભરી ચુકી હતી; અને હવે સૌથી છેલ્લાં તે તેની મોહરદારને મળવા તેણીની સાંમે આવી ખડો થયો.

"હું તને ગુડ બાય કરવા આયોછ, મેહરાં."

મેહરાંએ અજાયબીથી ચમકીને ઉપર જોયું.

"તમે શું આજે જાઓછ—હમણાં? હું તે જાણુતી'તી નહિ."

"હા, હું જાઉંછ. માહરો પ્યાર, માહરૂં જીગર, માહરી જીંદગી હું તાહરી સાથે છોડીને જાઉંછ, મેહરાં. હું ખુદાતાલા પાસે ફકટ એજ માગુંછ કે તે તાહરો નિગેહબાન થાય!"

તેણીએ પોતાનો હાથ કાંઇબી બોલ્યા વગર તેની તરફ લાંબો કર્યો. તે કદી હતી તેનાં કરતાં હવે વધારે તેની લગભગ દરકાર કરતાં શીખી હતી.

"મેહરાં," સોરાબે ધીમાં ગમખવાર સરોદે કહયું. "હું સૌથી છેલ્લી વાર આય તાહરી આંખોમાં જોઉંછ કે જેઓ પોતાનામાં માહરૂં સુખ ધરાવી બેઠીછ. હું ધીક્કાર, તૂચ્છકાર, તકોબરી અને માહરૂં દુઃખ ભૂલી જાઉંછ, અને માહરૂં જીગર તાહરી તરફ સેવટની સલાગ ભરવા આવેછ. ફેરવૅલ, માઇ લૉસ્ટ લવ–માઇ આઇડૉલાઇઝડ વાઇફ! મને એક વખતે કીસ કરશે–ફકટ એક વખત? એનાં કરતાં બીજો વધારે કડવાસ હું કાંઇબી સહન કરવાનો નથી. તું મને કીસ કરશે, મેહરાં?"

મેહરાંએ તેનો સોહામણો ચેહરો તે આતુરતા વચ્ચે બળતા મૂખડા ભણી ફેરવ્યો–તેણીનાં સુગંધીદાર બાલો તેનાં ચેહરાને ગોયા બ્રશ કરવા લાગ્યા. તે સુંદર, ગુલાબી હોઠો તેનાં પહેલવાની રોખસારો ને અડકયા–નરમાશથી, ધીમેથી, ઘણુંજ અળગા, અને તે ગહાબુએ જોયું કે તે મોહત જેવો ફીકકો મારી આવ્યો હતો. તેણીનાં તાજા, પ્યારા હોઠોનો સ્પર્ષ તે લીસા ગાલોને લાગ્યો–એક પળ–નાં, વાંચનારાં સાહેબો, એક પળ તો ઘણો લાંબો ને સરાહગાતીભર્યો સમો છે

તેથીબી ઓછો વખત તે મોહબતવંતા સ્પર્શનો ઝટકો તે નવજુવાનને લાગ્યો—અને તે ત્યાંથી હટી ગયો; પોતાનું મોંહ ફેરવી નાંખી, રખે તેનાં જુસ્સાઓ તેને નામરદ બનાવે ને તેની મરજી ઉપરાંત ગેર-સલુકાઈ ઉપર તેને ઉતારી પાડે એવી બીહકથી તરખાયેલો, તે માહતાબ મીસાલ ઉગી નિકળેલા મુખડા તરફ જોયાબી વગર તે ત્યાંથી નાહથો—આંખોમાં આંજુઓ સાથે, પોતાની ગમે તેવી કોશેશો છતાં લપેરાઓ ખાતો, બીહધેલા કુત્રા માફક હાંફતો, ધુંજતો તે કમનશીબ, કમબખ્ત ભરથાર ત્યાંથી તીરી ગયો ને જોતજોતામાં બેમાલુમ પણ થઇ ગયો.

પછી તે એખલી પડી—એ માતબરની મગરૂર મેહરાં. એખલી! અને કોઇ જાતની વિચિત્ર આળ તેણીની રગોમાંથી થોડીક પળો વહી ગઇ, જે સમી જતાં તેણીનો નાજુક મનોહર આકાર, તોફાનમાં સપડાયેલી એક કમજોર નાવ મીસાળ, ઠરઠર ધ્રુજ્યો અને કમકમ્યો. પેહલ્લી થોડીજ પળો, પછી તો તે સાવધ થઇ; અને સાવધ થતાં તે અજબ થઇ કે એ કેવી કીસમની વિચિત્રતા હતી, કે જે એમ તેણી ઉપર એકાએક ગાલેબ થઇ આવી? એ હતું શું? તે બીહધી, તે અજાયબ થઇ—તે દબાઇ ગઇ. એવી અદભુત વિચિત્રતા તેણીએ આજસુધી કદી અનુભવી હતી નહિ, તેમજ તેની જીંદગીમાં તે એ મીસાળ કદી બીહધી પણ ન હતી. એવી રીતે, તેથી, ઘણી અજા યબી પામતી તે સરભોગ ત્યાંથી ચાલીને સીધ્ધી પોતાનાં ઓરડામાં જઇને ભરાઇ.

બે દીવસ પછી એક પેકેટ તેણીનાં હાથમાં મેલવામાં આવ્યું. તે છોકરીએ તરત તેનાં અક્ષર પીછાણી લીધા, અને તે મોઢું એને

વેલપ તેણીએ તુરત ખોલ્યું. તેણીએ તે ખોલ્યું, અને અંદરનાં સમાવેશ ઉપર નજર પડતાં ગરમ આંજુઓ ગડગડ તે મધુરી ચશ્મોમાંથી ખરી પડીને જમીન ઉપર ટીપાયાં. તે એક 'ડીડ ઓફ ગીફ્ટ' હતું, કે જેમાં તેણે તેની સઘળી દોલત અને અસકેયામત પોતાની મોહરદારનાં નામ ઉપર કરી નાંખી હતી. તેણે ઘણોજ થોડો ભાગ પોતાને માટે અલાહેદો રહેવા દીધો હતો અને તે બી વળી તેનાં મરણ પછી તેણીનું થવાનું હતું. તેની તમામ દોલત મેહરાંનાં નામ ઉપર તેણે કરી આપી હતી—કશાબી શરત કે કોઇબી રીતના કઢંગા, અણુગમતા અટકાવ વગર. દેખઇતું હતું કે તેનાં મનમાં એજ ખ્યાલ હતો કે જ્યારે તેણી જે મોહતને તે શોધતો અને તેડતો ગયો હતો તેનાંથી અળગી થયા પછી પોતાની બરનાં અને લાયકનાં બીજાં લગન કરશે. પરંતુ તે ડીડ ઓફ ગીફ્તમાં તેવી કીસમનું કાંઇ બી વર્ણન કરવામાં આવ્યું ન હતું, કે તે માટે કોઇ બી રીતના અટકાવની કલમ નાખવામાં આવી હતી નહિ.

મેહરાંનાં દીલમાં ઘણું લાગી આવ્યું. આવો પ્યાર, આવો સ્વભોગ, આવી એક બી ખામી વગરની ઊદારતા જોઇ અને અનુભવી કોણ કહી શકશે કે અમીરી ખાસ્યત ફકત ખાનદાની માણુસોમાંજ હોઇ શકે છે? આનાં કરતાં વધારે ઉમદા આત્મા પાદશાહી જીગર—અમીરી ખાસ્યત કદી કોઇમાં જોવાઇ હતી નહિં.

સોરાબે તેણીનાં પ્યાર વાસ્તે શું નહિં કર્યું હતું? તેણે જે નામ તે ધરાવતી હતી તેને શરમીંદગી અને નામોશીમાંથી બચાવી લીધું હતું—તેણે તેના ઉમરાવ પપાને ખાનાંખરાબીની એક સૌથી ભયાનક

ખાડીનાં છેક ઉંડા તળીયામાંથી ખેંચી કાઢી આબરૂ ઇજ્જતના મોભ્ભા-દાર શીખર ઉપર બેસાડયા હતા ને તે ઉપરાંત તેવણુને પોતાની સત્તા, હેત અને નમુનેદાર ઉદારતાએ એક નવીન જીંદગી અને નવુંજ જીવતદાન બક્ષ્યું હતું—તેણે તેઓનાં કુટુંબની પુરાણી મીલકતને સૌથી સરસ અને સૌથી મોટા વૈભવવાળી કરી હતી–તેણે તેણીનું નામ લીધું હતું, અને તેનામાં નવું જોમ, નવો ઝળકાટ, નવી ઝલેહ ઉમેરી હતી—તેણે તેણીની પોતાની અને તેણીના "ાપની સે વામાં પોતાનું તન, મન, ધન સર્વસ્વ અર્પી દીધાં હતાં, અને તેની તમામ દોલત તેઓનાં પગ આગળ પાથરી દીધી હતી. તેનાં જેવો પ્યાર કદી હતો? તેનાં કરતાં વધારે સારી રીતે કદી કોઇએ પોતાના પ્યાર ખાતર ભોગ આપ્યો હતો? તેનાં કરતાં વધારે કદી કોઇએ પોતાનાં પ્યાર વાસ્તે ખમ્યું હતું?

પ્લીબીયન! બીન કુલીન! હલકાં કુટુંબનો! અરેરે, એ બધા શબ્દોનાં ઘાટકી બાણુ તે બાપડા તરફ કેટલી બધી વખત ફેંકાયા હતાં ને તેનાં જીગરને કેવાં નાતરસપણાંથી ઘાયલ કરવામાં આવ્યું હતું? મેહરાં તે ચીજોનો ખ્યાલ કરતાં માથાંની તાલક સુધી લાલ ચઇ આવી! કબુલ કીધું કે તે કોઇ મોટાં કુટુંબમાં જન્મ પામ્યો નહિં હતો, પણ તેનો આત્મા તો અમીરી હતો–તેનું જીગર પાદશાહી હતું. તે બેરોનેટની બેટી, તેણીની સઘળી મગરૂરી સાથે, જે બધી અમીરાત તેણે દેખાડી હતી તે કબુલ રાખવા અને તેની કદર બુજવા વાસ્તે છેક નમોજી અને નગુની તો નજ હતી.

તે ચાલી ગયો હતો પણ જો તે પાછો આવી ઉભો રેહતે તો તેણીને ગમતે અને તદન નિષકપટાઇ અને સાવ ભોલાઇથી પોતાનો હાથ તેની ભણી લંબાવી તે કેહતે—

"મેં તમને ગેરઇનસાફ કર્યોછ—મેં તમારી કદર કરી નથી. હું, આયંદે, તમારામાં એક એવી ખાસ્યત જોઉંછ કે જેવી મેં આજ લગી કોઇ બી તોખમી માણસમાં જોઇ નથી. હું તે ખુશીથી કબુલ રાખુંછ."

તે બોલી હતે, પણ શબ્દો હવે ફોકટના હતા. તે પેલું ટીડ લઇને પોતાનાં બાપ આગળ ગઈ, કે જેવણે તે તુરત વાંચ્યું, અને પછી ઘણી દલગીરીથી બોલ્યા:

"મને તો એમાં કાંઇ સારૂં ભાસ્તું નથી, મેહરાં—મને લાગેછ કે પાછા ફરવાની એ તદન આશા રાખતો નથી. માહરી દીકરી, હું એક બુઘો માણસ છેઉં અને આય દુન્યાનો માહરો અનુભવ બોહળો છે. હું તુને કેહુંછ કે આય તાહરા વરનાં કરતાં બીજો વધારે અમીરી લાયકાત ધરાવતો માણસ કોઇ નથી."

મહેરાંએ ધીમાં હલકે ઉમેર્યું; "હું પણ એમ માનુંછ, પપા." જે ગમે તે થાઓ, પણ હવે તેણી વધુ વાર તેને તુચ્છકારશે નહિ—તે તેનાં કરતાં હદ વગરનો મોટો પુરવાર થયો હતો—ખરી મોટાઇ વાળો, કે જેવી ખુદ તે પોતે પણ, આટલી ઉંચા તોખમની હોવા છતાં, કદી દેખાડી શકી હતે નહિ.

તે ચાલી ગયો હતો. તેનાં ઓરડાઓ બંધ હતા; માતબર માહાલમાં તેને બચાવનાર સખ્શનાં ઘણુંજ થોડાં ચીન્હો હતાં, પણ

તે તેનાં ભાડુતોનાં જીગરમાં જીવતો હતો. નોકરચાકરોબી એકમેકનાં કાન ઉપર પડી બબરાત ફફરાત કરતાં હતાં કે તેઓની ખુબસુરત જવાન શેઠાણી ઘણી મગરૂર બની હતી, પણ હવે જ્યારે તે મગરૂરીએ તેને હંકારી કાઢયો હતો ત્યારે તે જરૂર તે વાસ્તે પસ્તાશે. જ્યારે માતબરની મહેરાં પોતાનાં ભરભાડુતોમાં ગઇ ત્યારે જે કીસમની હેતવંતી કાળજી તેઓએ સોરાબ માટે દેખાડી તે જોઇ તે ઘણી અજાયબી પામી. તે ત્યાં એક સરખો પંકાયેલો હતો, અને દરેક જણ તેને વાસ્તે મોટી દલગીરીથી વાત કરતાં હતાં. બધેબધ તેનાં એમ ચાલી જવા માટે મોટી ઉદાશી ફેલાયલી હતી.

તેનાં ચાલી જવા પછી ત્રણ વરસ વહી ગયાં. તે ત્રણ વરસ થયાં ચાલી ગયો હતો, અને તે દરમીયાન વારંવાર તે સર મહેરનોશજી ઉપર લખતો રહયો હતો, પણ કોઇ કવચીત તેણે મેહરાં ઉપર તો લખ્યું હતું. દરેક જગા કે જ્યાં જ્યાં તેણે ફરીને મુસાફરી કીધી હતી ત્યાંથી તે કાંઇ અને કાંઇ ચીજ તે જઇફ બેરોનેટ વાસ્તે મોકલતો. તે તેવણને તો કદી ભૂલી જતો જણાતો નહિ; પણ તેનાં મેહરાંનાં કાગજોમાં તો એક સરખો બળાપો લખાઇ આવતો ને તેણીની દરગુજર ચાહતો કે હજી સુધી તે જીવતો રહેવા પામ્યો હતો.

ધીમેથી, પણ સાબુતપણે, તે સોરાબની ગેરહાજરી 'મીસ' કરવા લાગી–તેનો પ્યાર, તેનું નિરંતર રક્ષણ, તેની હાજરી, તેની ઉલટમંદ કાળજીની ખોટ તે માહબુબને રફતે રફતે પણ ઘણી મજબુતીથી લાગી. જ્યારે તે બાહાર જતી ત્યારે કોઇ બી હેતવંતો સોબતી તેણીને મળતો નહિ; કોઇ બી પ્યારા હાથો તેણી નજદીક હતા નહિ;

તેણીના દરેક ખ્યાલો અને ખખારા હવે કોઇ સાચવતુ નહિં કે હેતથી તે વિષે સુચના લેવા કોઇ આવતું નહિ. જો તે ઠાકી જતી તો આરામ લેવાનુ' સમજાવવા કોઇ હતું નહિ. કોઇબી તેણીને તેણીની પોતાની સંભાળ લેવા સાચ્ચી શેઠાગીરીથી જણાવતુ' નહિ કે કોઇ પણ તેણીને નજીવી ચીંતામાંથી મોકળું કરવા રહયું' હતુ' નહિ. તે એખલી અટુલી, આધાર ટેકા વગરની જાણે થઇ ગઇ. તેણી તેનો જોરાવર નમ્ર, કદી ઠાકે નહિ તેવો પ્યાર ઘણો 'મીસ' કરવ લાગી, જો કે તે વાતનું વાસ્તવિકપણુ' કબુલ રાખવા તે આનાકાની કરતી હતી. વળી સર મેહરનોશજી માતબર પણ છેક એખલા પડી ગયા, અને તેવણનુ' નાસબરપણુ' મેહરાંથી દેખી શકાયુ' નહિ. તેવણ સોરાબનાં ગયા પછી છેકજ ઢગલો પુંજો થઇ પડયા, અને તે માટે મેહરાંને તેણીનાં જીગરનાં છેક ઉંડા પડમાંથી દયાની લાગણી બરપા થઇ. તે વાહલા બાપનો અવતાર બેઅવતાર તે બેટીને ઘણો ડંખવા અને દુ:ખ દેવા લાગ્યો.

સર મેહરનોશજી પોતાની જીંદગીની શાંતી અને સુખ વાસ્તે તે દીકરા જેવા જવાન ઉપર એટલો તો આધાર રાખતા થઇ પડયા હતા કે તેની ગેરહાજરીએ તેવણ માટે જીવવાનુંબી જાણે મુશીબતભર્યું' કરી નાખ્યુ'. સોરાબ તેમનાં સઘળાં કાગજોનો ઘણીજ કાબેલ્યાત અને સીઘ્રતાથી ઉત્તર કરતો હતો; તેવણના સઘળા બીઝનેસ એફેરઝ તેજ ચાલાકીથી સાચવી લેતો હતો. વળી તે એટલો તો માયાળુ હતો કે પોતે ઝપાટામાં ન્યુસપેપરઝ વાંચ્યા પછી તેવણ માટે ખાસ શું' વાંચવું તે સીલેકટ કરતો અને તેવણને મનપસંદ આવતું સઘળુ' એવુ'

વાંચતો કે તેવણુ તો તેની ઉપર બધા ખુશ ખુશ થઇ જતા. સોરાબ તો તેવણુનો આધાર, ટેકો, બલ્કે ઘડપણની લાકડીજ થઇ પડેલો હતો. તેવણે વારંવાર તેને હસ્તાં હસ્તાં કહયું હતું કે તે તો તેની આંખો અને કાનો બંને હતો. હવે-આહ! હવે તે સઘળું જતું રહયું હતું--હવે માતબર માહાલમાં તે સઘળાંની ખોટ હતી. જયારે સર મેહરનોશજી બાહાર ફરવા નિકળતા ત્યારે સોરાબનાં મજબુત હાથો હંમેશાં તેવણુનાં કમજોર આકારને રક્ષણ દેવા કાળજીથી તઇયાર રેહતા; તે તેવણુ તરફ એક માયાળુ દીકરા માફકજ વર્તતો હતો—અને તે સઘળાંનું કારણ તેનો તેવણુની દીકરી મેહરાં તરફનો અખુટ પ્યાર હતો. તે ઉપરાંત વળી, તેણે શોધી કાઢયું હતું કે તે મેહેલ જેવાં મકાનમાં જોઇયે તેવું સઘળું બરાબર હતું નહિ. તેણે તે બેરોનેટની સઘળી એસ્ટેટોનું મેનેજમેન્ટ પોતાનાં હાથમાં લીધું હતું, અને તેનાં મેનેજમેન્ટ હેઠળ તે સઘળી જમીનો અને અંદરની ઇમારતનું ગોયા રંગરૂપજ બદલાઇ જવા પાંમ્યું હતું.

રફતે રફતે પણ, ઉપર કહયું તેમ, સાબુતપણે, એ સઘળું માતબરની મેહરાંનાં હૈયામાં ઘણી જબુન રીતે લાગવા માંડયું, અને જાણે તે અંતની શરૂઆત હતી. તે તેને ધીકકારતી હતી તેનાં કરતાં વધારે હવે તેણીને તેની ગેરહાજરીનાં ચમટા તુટવા લાગ્યા. તેણી શીખી કે અમીરી ખાસ્યત કાંઈ વારસા હીસ્સા તરીકે નથી મળતી–તે કાંઇ વંશપરંપરા નથી ઉતરી આવતી–તે કોઇબી ધરાવી શકે તેમ હતું. તે શીખી કે ઉંચા ખાનદાનમાં જન્મ લીધેલો હોય તોજ તેને પરવરદીગારની સઘળી ઉમદા કરમબક્ષેસ થાય છે એવો આ જગતનો

કાંઇ કાયદો છેજ નહિ. સારા ગુણો, ઉંચી ખાસ્યત કાંઇ સઘળાં કુલીન આસામીઓમાં જેમ હોઇ શકતી નથી, તેમ ઉંચા ખાનદાનમાં નહિ જન્મ પાંમેલાં બધાંઓમાંજ ઉમદા ખાસ્યત અને અમીરી ખમીર નથી હોતું એવું કાંઇ છેજ નહિ. આ સઘળા પાઠો તે ધીમે ધીમે શીખી, અને ઘણી અસુરેથી શીખી.

માતબર માહાલની મોટી ગેલેરીમાં સોરાબની એક પોરટ્રેટ ટાંગેલી હતી. સર મેહરનોશજીએજ તે ખાસ ખાંહસ કરી ત્યાં મુકાવી હતી; અને દીવસમાં એકથી વધારે વખત મેહરાં તે જોવા જતી— તે દહાડામાં ત્રણથી ચાર વખત ત્યાં જતી. તે શખશનો મુંગો આબેહુબ ચીતાર કે જેને તેણીની મગરૂરી અને તીરસકારે દેશનિકાલ કર્યો હતો, કે જ્યાંથી ફરી કદી નહિજ આવવાની તેની આશા અને તેનો ઠરાવ હતો.

તે એક ખુબસુરત ચેહરો હતો; તેની ખુબસુરતી તે મગરૂર ચક્ષુ-ઓમાં ઠરી જવા લાગી, તે અજાયબ થઇ કે આવા એક ચેહરાની તે કદર બુજતી કેમ ન થઇ શકી હતી—કે તેને તેણીએ કેવી રીતે સાદો અને બીનકુલીન ગણ્યો હતો? તે એક રાજા જેવો રોબદાર અને રાજકુંવર જેવો શોભાતો લાગતો હતો. આખ્ખી દુન્યામાં તેનાં જેવો અમીરી ચેહરો કદી કોઇનો હતો નહિ. આહ, જ્યારે છેલ્લો તેણીએ તેને જોયો હતો ત્યારે કેવાં મોટાં દુઃખ અને વિલાપથી તે ભરાયેલો હતો! તે આંખો કેવી ઉંડી ગમખ્વારીમાં દયાજનક રીતે થરતી હતી અને તેના હોઠો કેવા કરૂણારસીક રવેશે ધ્રુજ્યા હતા! અરેરે, તે પોતે તેનાં તરફ કેવી કદી માફ નહિ થઇ શકે તેવી દયા-હીણુ બની હતી!

દયાનાં, દીલસોઝીનાં હેતવંતા ખ્યાલો મેહરાંને તેને માટે હવે આવ્યા—હવે કે જ્યારે તે માછલોનાં માછલો છટે મોહત માટે તલબ કરતો પડેલો હતો—હવે કે જ્યારે ઘણું અસુરૂ થવા પામ્યું હતું.

———:o:———

## પ્રકરણ ૧૯.

——:o:——

એમ વખત વહયો ગયો. એકાંતવાસ, ઝુરપંજુરપણું, એખલાં-પણાંનો તે કાતીલ સમો પાણીનાં રેલા મીસાલ પસાર થતો ગયો, અને પછી માતબરની મેહરાંનો કઝીન દોરાબ માતબર ઇંગલાંડથી ઘણે લાંબે વખતે માતબર માહાલમાં આવ્યો.

તે અબળાએ પોતાનાં ભરથારને હીણયો હતો, કેમજે તે એક કોમનર હતો—તેનો જનમ કોઇ ઘણાં ઉચ્ચા, મોભાદાર તોખમમાં થવા પામ્યો હતો નહિ; તેણીએ તેવા એકમાં સાચ્ચા અમીરી-પણાંનાં ગુણદોષ હોઇ શકે એમ માનવાને ના પાડી હતી; ને તેણીએ તેનો તૂચ્છકાર કર્યો હતો. હવે તે એક એવા શખશને જોવાની હતી કે જેની મુખ્ય લાયકાત તેમાં હતી કે જેની તે કીંમત ઘણી મોટી આંકતી હતી—ઉંચ્ચું ખાનદાન.

તે પોતેબી તેમાં ગરૂરી લેતો હતો, એ દોરાબ માતબર. તેની દીલજીત કઝીન મેહરાંની માફક તે જવાનમાંબી તોખમની તકોબરી રગેરગ પચેલી હતી. તે ઘણું શીખેલો ભણેલો કહેવાતો હતો. તેનો રોબ અને દમામ પાર વગરનો હતો. આજ કાલનાં પેલા કેટલાક

ચોડું ભણી–એકાદ ડીગ્રીનું પુછડું મેળવી–દમ ઉપર સુમાર રાખનારાં તકલીદી ભેજાંનાં ફુંકરાજીભર્યા જવાનોમાંનો આ એક આપણો નવો મીત્ર દોરાબ હતો. તે પોતાનાં ખાનદાન સારૂં ઘણો તુમાખી હતો, મેહરાં માફક; પણ, મેહરાંનાં ગુણદોષોથી તમામ ઉલટું, તે અહંકાર ને પોકળ તકોબરીથી ભરેલો હતો. તે પોતાની સ્થિતીથી ઉતરતાંઓ તરફ અનહદ મોટા અણગમા ને તુચ્છકારથી નિહાળતો હતો, જાણે જે હવા તે દમમાં ભરતો હતો તેજ તેઓને દમમાં લેવાનો હક નહિ હોય તેમ! તે તે લોકો ભણી ઘણી અપમાન ભરેલી વર્તણુકે વર્તતો–તેનામાં સભ્યતાની તો કોટાહીજ હતી. જો કે તે ઇંગલાન્ડ વેહર ફરી આવ્યો હતો; પણ ગરીબો તરફ લાયકી બતાવવી કે તેઓ સાથે લગાર વિવેકથી વાતો કરવી એ તો તે મોટો 'સાહેબ લોક' એક મોટું પાપ ગણતો હતો!

મેહરાં આગળ તે મોટાં ખાનદાન અને તેની ખુબીનીજ બધી મોટી મોટી ભટાઇ ભરેલી વાતો કરતો–એટલી બધી, કે બાપડી મેહરાં લજ્જાથી રાતી બી મારી આવી. તેણીએ તેનાં કઝીનમાં જાણે પોતાને એક મોટા આયના સાંમેજ ઉભેલી જોઇ.

દોરાબ માતબર બધી બડાઇ લઇનેજ વાતો કરતો હતો! અને વાતવાતમાં તે પોતાનાં તોખમ, પોતાની દોલત, પોતાનો દમામદાર સોહામણો ચહેરો અને પોતે સંપાદન કીધેલી કેળવણીને કદી ભુલી જતો નહિ. તેનામાં હુંપણાંની કોઇ હદજ નહિ હતી. "માહરૂં એમ" અને "માહરૂં તેમ" "માહરા જેવો ખાનદાની માણસજ એમ કરી શકે" "અરે, એ તો હું મોટા ખાનદાનવાળો શખશ હતો કરીને

એમ થવા પામ્યુ!" એ બધા તેનાં માનીતા વાકયો હતા. અને વાતો ચલાવતી વખતે એવા બડાઇખોરા વાકયો બોલવાનું કદી નહિ ભુલવા સારૂ તે હદ બાહાર કાળજીવાળો રહેતો હતો.

પુને આવ્યા પછી સૌથી પેહલ્લી "લાયકીસીટી" તેણે એક નાનાં નિર્દોષ બાળકને પોતાનાં ઘોડાની અડફટમા લાવી નાંખી તે બીચાંરાંને મોટી ઇજા કરી દેખાડી આપી! તે એક સહવારે ઘોડા ઉપર ફરવા નિકળ્યો, અને માતબર માહાલમાં પાછો ફરવા સારૂ તે ઝડપથી પોતાનાં ઘોડાને ગેલપ કરાવ્યો જતો હતો, જેટલાં એક નાનાં કોટેજ આગળ રમતું એક બાળક તે ઘોડાની અડફતમા આવી ગયુ'. અલબટ, તે અકસમાત હતો અને તેમાં દોરાબનો કશોએ વાંક હતોજ નહિ. પણ ઘોડા ઉપરથી ઉતરી પડી તે ઇજા પાંમેલાં બાળકને કાળજી કરી જોવા કે આકરીગાભરી બનેલી તેની તરફ દોડતી આવતી તે બિચારી માતાને સધ્યારાનાં સખુન કેહવાને બદલે તેણે તો ઘોડા ઉપર બેઠાં બેઠાંજ એક ચાર આનાનો સીકકો તે માતા તરફ ફેંકયો, અને કાંઇબી માયાનો શબ્દ બોલ્યા વગર કે હાની પાંમેલાં તે નાનાં બકળીયાં ભણી પાછું જોયા વિનાં તે ત્યાંથી ચોટટે ખુશાળ પોતાનો ઘોડો દપટાવી ગયો.

એ અકસમાટ 'માતબર માહાલ'ના રસ્તા ઉપરજ બન્યો હતો, અને તે વખતે મેહરાં બાગનાં દરવાજા આગળજ ઉભેલી હોવાથી તેણીનાં જોવામાં એ અકસમાત આવ્યો. તે ઘણી નરમ જીગરની હોવાથી દોરાબની આવી ધાટકી વર્તણુક જોઇ તેણીનાં દીલમાં દયાથી ઝરજરાં છુટયાં અને તેનાં કઝાન ઉપર તેણીને હદની બાહાર

ગુસ્સો ઉપજ્યો. જ્યારે ઘેર આગળ આવતાં તે ઘોડા ઉપરથી ઉતરી મહેરાં આગળ આવ્યો ત્યારે તે માહબુબ તેની આવી વર્તણુક માટે બોલ્યા વગર રહી શકી નહિ.

"એવાં લોકો તરફ દયા શાંની બતાવે ? માહરા જેવા એક મોટાં ખાનદાની માણસનું એ કામ નહિ !" તેણે અગાધ તુચ્છકારથી પોતાની કઝીનનાં બોલવાનો જવાબ કર્યો. "એ એવાં કામદાર લોકોમાં લાગણી જેવી ચીજજ હોતી નથી; તે લોકોને કદી એવા ઉંડા જખમ થતા નથી કે જે પૈસાથી રૂઝાઇ શકાતા નહિ હોય-પૈસા મળ્યા કે તે લોકોનું બધું સાજું સમુ થઇ જાય છે !"

આવી બેહુદી નફ્તાઇભરેલી તકરાર સમજી મગરૂર મેહરાં કમકમીને બાજુએ હઠી ગઇ. તેનાં કઝીન ઉપર તેને ઘણો તીરસ્કાર છુટયો ! પછી તે નાઝનીને આ તેનાં ખાનદાની સગાની સલુકાઇ સાથે સોરાબની ગરીબ લોકો ભણીની માયાળુ વર્તણુકનો સરખાવો કર્યો. દોરાબ ખાનદાની કહેવાતો હતો, સોરાબ બિચારો ખાનદાની વગરનો ગણાતો હતો, પરંતુ કોણુની વર્તણુક વધારે વખાણુને પાત્ર હતી ? તે ઉંચા ખાનદાનમાં જન્મ પામેલાની કે પેલા બિચારા એક દારૂ-વાળાનાં દીકરાની ?

સર મહેરનોશજી માતબર તરફ પણુ દયા કે માનની નજરે જોવાનું દોરાબ જાણે શીખ્યો ન હતો. તે તેવણુનું કામ તો કરતો, પેલાં ડોસાં ડગરાંઓ કહે તેમ, વાંકો વળ્યો; પણુ કદી કોઇ દીવસે સાલેસાઇ કે સલુકાઇથી તે વૃદ્ધ માનવંત બેરોનેટ સાથે વાતોબી કરતો હતો નહિં. તે એમજ ધારતો હતો કે, પોતે વેલાટ વેહર

જઇ કેળવણી લીધી હતી, તેથી તેનાં જેવો શખશ બીજો કોઇજ ન હતો. દુન્યાનુ સઘળું ડહાપણુ–શુરાતન–ગ્નાન–અક્કલ–રીતભાત તેનાંમાં જેટલી હદે ભરાયાં હતાં તેટલી હદનાં કોઇમાં પણ હતાં નહિં! તે પોતાને દરેક રીતે તદન સંપુર્ણ માનતો અને જાણુતો હતો.

જો કોઇ વખત સર મહેરનોશજી કશાં માટે તેની આગળ પોતાની ઇચ્છા દરશાવતા તો તે લાગલો પાસે પડેલો ચંગ વજાડી એક નોકરને તેડી મંગાવતો, અને નોકરનાં હવાલામાં તે બેરોનેટને સોંફતો. સોરાબનાં ગયા પછી બિચારા તેવણુ ઘણાં નાતવાન પણુ થઇ ગયા હતા–તેવણુની તબીયત પણુ લગાર નાદરૂસ્ત થવા પામી હતી–અને, તેથી, જરા કોઇ વેળા મન થતાં તેવણુ બાગમાં ફરવા જતા ત્યારે માયાથી દોરાબનાં હાથનો કે ખભાંનો ટેકો લેવા જતા, તો તે સુરીયાનો ભત્રીજો છછણી પડતો ને બોલતો.

"મહેરનોશજી કાકા, હું કાંઇ તમારો નોકરબોકર છેઉં કે? તમે ખુદા ખાતર એવી રીતભાત ના વાપડો. તેમાં આપરાં ખાનદાનનો ટેક શું રેહ? માહરી આવી ઉંચી કેળવણીની કીંમત શું ગણુાય? પલો એક આંધરો લુલો માણુસ જેમ ટેકાને વાસ્તે બીજાને રોકેછ તેમ તમે મને રોકતા હોવ તેટલું બધું 'ઇનડીસંટ' લાગેછ. કોઇ કાવલા કે તેમલાને બોલાવી તેનો કાંય નથી ટેકો લેતા? ફોર ગોડ સેક મને ફરીથી એવી ત્રબ્લ ના આપતા!"

ગરીબ સર મેહરનોશજી માતબર–ને તરારાથી તેવણુનાં બરડે પાણી ઉતર્યું! તેવણે આંખમાં આંસુઓ સાથે ભલા સોરાબને યાદ કર્યો.

વાંચવા લખવા, દરેક કામકાજ વખતે તેવણુ પળે પળે મોટી ગમખ્વારીથી 'દીકરા સોરાબ'ને યાદ કરતા હતા–તેમાં આય તોફો ભત્રીજાનાં આવ્યા પછીથી તો સોરાબની કાળજી ભરેલી મદદ અને એકબી ઢોંગનાં કત્રા વગરનું નિખાલેશ હેત તેવણુને ઘણુંજ જલ્દી મોટાં દુઃખ સાથે યાદ આવ્યા કરતું હતું. દોરાબ કદી તેવણુ આગળ કાંઇ વાંચતો નહિ–કાગજો લખવાનું તો તેને મોટું દુઃખ હતું! ખુદ માતબર માહાલને લગતી બાબદોમાં બી તે ધીકકારવાજોગ રીતે બેદરકાર રહેતો હતો; અને તેણીનાં આ ખાનદાની સગાની આવી ગેરસલુકાઇ ને બેદરકારી સાથે તેણીનાં ભરથારની ખરાં જીગરની સાલેસાઈ ને હેતવંતી કાળજીની સરખામણી કરી મેહરાંએ પોતાનાં મનથી પાછું પુછ્યું કે એ બેમાં વધારે ઉમદા કોણ હતું—દોરાબ કે સોરાબ?

ઘણે લાંબે વખતે પોતાનાં તે સગાને જોવાના પેહલ્લા ઉશકેરણીનાં આવેશમાં, તે બેરોનેટે પોતાની સઘળી મુશીબતો અને તેમાંથી તેવણુના કરવામાં આવેલા હયરતભર્યા બચાવની વાત વિગતવારે તેવણે દોરાબને વિશ્વાસથી કહી સમજાવી હતી. મેહરાં તે વખતે ત્યાં હાજર હતી—અને સઘળું સમજી તેનાં કઝીને કીધેલા ટકોરભર્યા ટીકકાથી તેણીનાં દીલમાં સૌથી મોટું દુઃખભર્યું બાણ વાગ્યું; તેને તે વખતે શાંતીથી સમજતી બેસવાનું તે રૂપસુંદરી માટે એક કસોટી સમાન થઇ પડયું હતું. "તમારો સુક્રયાણો એ કોઈ ટીનપાટીયો" એ શબ્દે તેણે તે શખશને વિષે વાત કીધી, કે જે બાપડાએ માતબર કુટુંબ અને તેની આંટ માટે કેટલું બધું કર્યું

હતું. "અજાયબી લાગેછ કે એ તમારા સુફયાણા ટીનપાટીયા ફ્રેન્ડને આવી બધી ભલાઇભરેલી ઉદારતા બતાવતાં આવડી કયાંથી ?" તે તેનાં સોરાબ બાબેનાં રીમાર્ક હતા, અને પછી સોરાબની બધી ખરે ખરી ઉદારતાની વાતો તેણે ઉંડાણુથી જાણી ત્યારે તે ઘણાં બેવકુફાઇ ભર્યાં ગુમાનથી બોલ્યો.

"આપણાં આવાં ઉંચા ખાનદાનની મદદે આવી રીતે આવવા નું એનાં જેવા ટીનપાટીયા માટે ઘણુંજ ગેરસલુકાઇભર્યું કહેવાય."

આવા તકોબરીભર્યા શબ્દો સમજી માતબરની મેહરાં તેનાં ચેહરામાં ક્રોધથી લાલ થઇ આવી અને તેણીનું જીગર ગુસ્સાથી બધું જલ્યું. તે તીખાસથી ડોળા કકડાવી દોરાબ ભણી ફરી.

"તેં પોતે તો આવી રીતે કદી કર્યું હતે નહિં," તે રૂપસુંદરી એ જણાવ્યું.

" નો, માઇ ડીયર લેડી, એટલી હદનો હું છેક 'ઇમપરટીનન્ટ' તો નહિજ બનતે," તેણે કાંઇક અર્થ વગરનો જવાબ દીધો.

"તાહરી પાસે અર્ધાએક લાખ જેટલી પુંજી છે, પણ તે તેં માહરા પપાને રૂઇન થતા બચાવવા કદી આપી નહિં હોતે—ખરૂં કેની ?"

"હવે જયારે તું મને દબાવી દબાવીનેજ પુછવા ચાહેછ, ત્યારે તો માહરે કહી દેવું જોઇએ કે નહિંજ. એમ માહરા પોતાનાં પૈસા બીજા ઉપર ઘોળી દેવા જેટલો હું સ્ટુપીડ કદી બનતે નહિં," તે હેતવંતાએ, જાણે તે કેવીક રમુજ કરતો હોય તેમ, હસીને ગાલ ફુગાવી જવાબ કર્યો, "આપણા પૈસા આપણુનેજ વાપડવાનાં છે—તેજ

ખરૂ પુન કહેવાય. આપણુને બક્ષેલા પૈસા પારકા ઉપર ઘોળી દઇયે તો તેમાં ખોદા બી નારાજ થાય અને એક મોટું પાપ કીધેલું કેહવાય."

તેની ખુદા અને પાપ માટેની આવી દલીલ સમજી તે બેરોનેટની બેટીનું ઘણું ગરી ગયું, તે ગુસ્સાથી ઘણી ઝનુની થઇ આવી પરંતુ લોહીનો ગોટ ગળીને તે ખામોશ બની પોતાનાં ગુસ્સાને પી ગઇ.

"હું જાણુતી'તીજ." તે, તો બી શાંતીભર્યા દેખાવે બોલી પછી વધર્યું, "ને જો સમજ કે તુંને એમ માલમ પડયું હોતે કે પપાએ તાહરા પૈસાનો ઉપયોગ કરીને તેને ખોહી દીધા હતા—તો તે પાછા ભરપાઇ કરવા વાસ્તે તેં એવણુ પર દબાણુ બી કીધું હતે?"

"આઇ એમ અફ્રેડ કે ફરજને સર ગને તેવું દબાણુ ચલાવવું પડતેજ," તે વીલાયત જઇ આવેલા અપ ટુ ડેટ જવાને જવાબ કર્યો. "પેલા હરામનાં પૈસા મેલવી લખોપતી થયેલા તમારા સુરીયાણુ તીનપાટીયા ફ્રેન્ડની માફક કાંઇ બધાથી પરગજુપણું દેખાડી શકાતું નથી. મોટાં ખાનદાની માણસો એમ જરા જરામાં લેપટાં થઇ શકતાં નથી!"

"જેને તું તીનપાટીયો કેહવાની સરકશી કરેછ, દોરાબ," આય દે મેહરાં મીજાજ ખોહી ઘણાં તીખાસથી બોલી, "તે, મને કેહવા દે કે, તાહરા કરતાં હજાર ઘણો વધારે અમીરી ખાસ્યતવાળો છે."

"અમીરી ખાસ્યત!" તે અજાયબીથી આંખો પોહળી પટાક કરી બોલી ઉઠયો, "તાહરૂં ભેજું ઠેકાણે છે કે, મેહરાં? એવા તીન પાટીયાઓ જાસ્તી મેહરબાની મેળવવા ખાતર એમ પોતાનાં પૈસાનો ધડીપોટીક ઉપયોગ કરે તેને તું અમીરી ખાસ્યત કહે? ઓહો બૉશ!"

અને મેહરાં એકવાર ફરી તેની આગળથી કમકમીને ખસી ગઇ. દોરાબની આવી કમકમાતભરેલી વાહીઆત વાતોએ તેનાં મન ઉપર ઘણી ઉંડી અસર કીધી, અને તે ફરીને ફરી પોતાનાં મનથી પુછવા લાગી કે હવે ખાસ્યતમાં ચઢતું કોણ હતું--એક નીચાં ખાનદાનમાં જન્મ પામેલો સોરાબ કે માતબરનો દોરાબ?

વળી તે રૂપસુંદરી આ પણ નોટીસ કર્યા વગર રહી શકી નહિ કે માતબર કુટુંબની જાગીરો વાપરતાં ગરીબ બાપુતો કે જેઓ તેણીનાં ભરથારને ઘણો ચાહતાં હતાં અને જેઓ તેને માટે ઘણાં ઉંચા માનથી બોલીને તેનાં વખાણ ગાતાં હતાં તેઓમાં દોરાબ ઘણોજ અણગમતો અને અળખામણો થઇ પડેલો હતો. તેનામાં તેનાથી ઉતરતાંઓને ઘણી ગેરસલુકાઇથી ત્રીટ કરવાની આદત હતી—વળી ગરીબ ગુરબાંઓ તરફ તે અગાધ તુચ્છકારથી જોતો હતો. તે નોકર ચાકરોને કાંઇબી હોકમો કરતો તો બધા કકડાવેલા ડોળાએ ને ઠઠરાવેલા સાહદે; તેઓ તરફ તે એક જુલમગાર માફક રાજ્ય કરતો હતો, કોઇ એકાદ ચીજ તેને પસંદ પડતી થઇ નહિ, અથવા તો તેની કોઇ ચીજ બગડી જતી તો તે છેકજ હલકી ખાસ્યત ઉપર ઉતરી બધા નોકર નફરોને ગાળ ગલોચ વટીક કરતો—અરે, બાજે વખતે તે કમીનો તેના ચાકરોને લાત મુકકીઓનો સ્વાદ ચખાડવા બી અચકાતો

નહિ! તેને નામે દરેક જણ ફફડતાં ચટકતાં અને તેને ઘણો ધીક્કારતાં હતાં-તે જે એક મોટાં ખાનદાનમાં જન્મેલો હતો!

"સોરાબજી શેઠ પાછા કયારે ફરશે?" એ સવાલ હવે દરેક જણાં આતુરતાથી પુછતાં હતાં. તેનાં ગયા પછી ત્રણ વરસો વહી ગયાં હતાં, અને તેનાં કાગજોમાં પાછાં આવવાની તો તે કશી બી વાત લખતો નહિ. મેહરાં જાણતી હતી કે તે કદી પાછો ફરવાનો હતો નહિ-તેણે તો તે દેશવટો ભોગવવાનો નિશ્ચય કીધો હતો ત્યાં સુધી કે મોહત તેને મોકળો કરી શકે. તેણી કે જેણીની ખાતર તે એમ પોતે પોતાને હાથે દેશનીકાલ થયો હતો-તેણી કે જેણીની મગરૂરી એ તેને તેનાં ઘરની બહાર સદા માટે હંકારી કાઢયો હતો-તે તે બિચારો કાંય ચાલી ગયો હતો તે જાણતી હતી, અને વળી એટલું બી જાણતી હતી કે હવે ફરી તે પાછો કદી ફરનાર ન હતો. તે છતાં ઘણું અગાઉનું તે માનતી થઇ હતી કે તેને વાસ્તેનું મત હવે તે ફેરવી ચુકી હતી-તેને વાસ્તેનાં તેણીનાં વિચારો બદલાયા હતા; જે બધુ તેણીની કોમળ છાતીમાં તેની ચાલુ હાજરી, તેનો અગાધ પ્રેમ ઉશકેરવાને નિશફળ નિવડયો હતો, તે સઘળું તેની ગેરહાજરી અને તેણીનાં વિચારોએ તેણીમાં સજાગૃત કીધું હતું.

પછી તે વખત આવ્યો કે જયારે તે તોરી, તીખ્ખી તનોમન તારૂણી એ સજાગૃતીનો અર્થ સમજવા લાગી-તેણીનાં હૃદયમાં ફુટેલાં પ્યારનાં અંકુરનો મર્મ હવે તે જાણવા અને પામવા લાગી.

પછી ઘણી માહાભારત અજાયબી ભરેલી ખબરો માતબર માહાલમાં આવી-એવી અજાયબીભરેલી કે જે માનવા વાસ્તે બી મુશકીલ થઇ પડી.

પેલી સોનાંની ખાણુ કે જેમાં પોતાની કમબખ્તીનાં દીવસો વખતે સર મેહરનોશજીએ બખે વેળા ઘણી મહાભારત રકમો ખોહી દીધી હતી તેણે આશા ઉંપરાંત ઘણું સારૂં ફળ આપ્યું. એક ચંચળ ઝેણુનાં બાહોશ યુરોપીયને તે ખાણુની તપાસ કીધી, અને તે નકકી સારી પેદાશ ઉપજાવશે એવું પોતાનું મત જાહેર કર્યું. તેનું મત પાછળથી ખરૂં પડયું, અને તે ખાણે તેનાં સંબંધમાં આવનારાઓનું કીસમતજ ફેરવી નાંખ્યું. ધીમેથી અને મજબુતાઇથી તે ખાણુ બધી ખોટ પુરવા લાગી; એકવાર પાછા તેનાં શેરો પ્રીમીયમ ઉપર આવી ગયા; એકવાર ફરી શેરહોલડરો સોનેરી ભવિષ્ય હર્ષ સાથે જોવા લાગ્યા—અને આ વખતે તેઓનો સ્વપનો ખોટો નહિજ નિવડયો.

"લોકોમાં તો એમ કહેવાયછ," એક દીવસે દોરાબે તે બેરોનેટને કહ્યું, "કે એ ખાણુ વખત જતાં વિસ ટકા આપતી થશે, અને કદાપી વધારે બી ધારી શકાય છે. હું ઇચ્છુંછ કે માહરા પઇસા એમાં રોકાયેલા હોતે."

સર મેહરનોશજી માતબરે એ સમજ્યું અને તેવણુનાં દીલમાં કંપારી છુટી આવી. એ પઇસાનુ અગાઉ શું થયું હતું, અને તે ભલો શખશ કયાં હતો કે જેણે તેવણુને બચાવી લીધા હતા.

પછી દોરાબ માતબર વધારે આડો ફાટયો ને મેહરાં તરફ ઘણાં ગેલથી જોવા લાગ્યો, જે મેહરાંને હદની બાહાર કચવાટ પેદા કરનારૂં લાગ્યું.

"જાણે બધું રાજા પાદશાહની વાત જેવું લાગેછ!" તેણે હસીને કહયું—"પેહલ્લાં દોલત ખોહી બેસવી અને પછી તેને પાછી

મેળવવી! મેહરાં, માઇ ડીયર ગર્લ, તું તો હવે સઉથી મોટી ને સઉથી વધારે પૈસાવાળી છોકરી કહેવાશે. વોટ આ પીટી કે પેલા એક ટાઇટબોલી તીણુપાટીયાની ટોક તાહરે ગળે જનમ સુધીની લાગી છે! તું પોતે એક બેરોનેટની બેટી હોવાથી કોઇ સરનાજ છોકરા સાથે ગોઠવાઇ જઇ શકી હતે."

"બીજા કોઇ સરનાં છોકરાઓ કરતાં હું એવણુને ઘણા પસંદ કરૂં છું," મેહરાં ગુસ્સાથી દાંત કચકચાવીને બોલા.

"નોનસન્સ! અલબટ, હવે તે ચીજ બની ગઇ છે અને તેમાં તારો ચારો રહ્યો નથી એ જોતાં જે સબુરીનો મારગ તુ અખત્યાર કરે છે તેમાં તાહરૂં ડાહપણ છે; પણ એ ખરેખરી દયાની બાત છે."

તે મધુરી ત્યાંથી હઠી ગઇ, તે એટલી ગુસ્સે ભરાઇ હતી કે એક શબ્દ પણ બોલી શકી નહિ. વાંચનાર, સોરાબ સાથનાં તેનાં લગન બાબે તેણીએ કેવા અગાધ તીરસકારથી અગાઉ વિચારો કીધા હતા? અને હવે તે દોરાબને મોંઢે તેવું તીરસકારભરયું બોલાતું સમજી તેણીને મોટું દુઃખ ઉપજતું હતું. તે દોરાબ આગળથી કમકમાત સાથે ખસી જઇને નીચે બાગમાં ઉતરી આવી અને ત્યાં બેસીને સોરાબનો વીચાર કરવા લાગી. પુઅર ફેલો! તેનાં સઘળા ભોગો ફોકટમાં ગયા હતા. તે હવે જાણુસે કે જે દોલત તેણે તેઓને આપી હતી તે નકકામી આપી દેવામાં આવી હતી: તેની હવે જરૂરીઆત રહી હતી નહીં.

માતબરની મેહરાં લંબાણુથી અને મોટી દલગીરીભર્યા રવેશે તેનો વિચાર કરતી બેઠી; અને પછી ચમકીને તેણીએ પોતાને ભાન

ફરાવ્યું તો મોટી અજાયબી વચ્ચે તે રૂપસુંદરીએ તેનો ચેહ
આંજુઓથી ભીંજાયેલો જોયો ! તે, આખા પુનામાં સઉથી મગરૂ
લેખાતી માહાબુબ–એક માનવંતા બેરોનેટની રોબદાર પુત્રી પોતા
તે એક ઉતરતા કુટુંબમાં જનમ પામેલા ભરથાર માટે રડે, કે જે ભ
થારના પ્યારને તેણીએ વખોડયો હતો ? શું એ બનવાજોગ હતું ?
બાગમાં નીચે ઘાસમાં બેસી ગઇ હતી ને તે ઘાસમાં તેણીએ પોતા
માંથું ખોસી દીધું. શું એ બનવાજોગ હતું કે તે સોરાબની ગેરહ
જરી વાસ્તે રડતી હતી–સોરાબ કે જેને આખો વખત ધીક્કા
સીવાય તેણીએ બીજું કશું જાણ્યું ન હતું ?

તેણીએ ચેહરો ઉંચકી તેને સુકકો કરી નાંખ્યો, અને પ
એક ન ધારેલી ઘણીજ અકુદરતી દેખાતી તલબ તેણીનાં જીગરા
ઉછરી આવી.

આહ, જો તે સોરાબને જોઇ શકતી હતે–ફકટ તેનો ચેહ
જુએ–તેની જુસ્સાદાર રોબદાર આંખો એકવાર પાછી આહા, ફ
એકજ વાર પાછી–તેણીની ચક્ષુઓમાં જુએ–ફકટ એકજ વેળા તે
તેનો અવાજ સમજી શકે, કે જે સદા નમ્ર, ધીમો ને પ્યાર ભ
હતો ! જો તેણી તેને પાછી મળી શકે, અને તેને ક
શકે કે તેનો લાંબા વખતનો સ્વપનો આયંદે ખરો થવા પા
હતો—કે તે તેની ગરદન આજુબાજુ પોતાનાં હાથો ભેરવવા અ
તેને એવું કેહવા કે આયંદે તેણી તેને ચાહતાં શીખી હતી, ત
તૈયાર ને ખુશી હતી ! ઓ, તેનો ચેહરો જોવા, તેનાં ચેહરા
જોઇને પ્યારથી તેનાં કાનોમાં તેની મરજીનાં શબ્દો રેડવા હવે

કેવી તલપી રહી હતી ! સોરાબ—સોરાબને ધીક્કાર્યાં પછી તેને પાછો જોવા તે કેવી તરફડતી હતી !!

શું તેણી તેને ચાહતી હતી ? તે દીલખુશ મુખડો લજ્જાથી બધો લાલચોળ થઇ આવ્યો, તે કોમળ જીગર ધ્રુજ્યું. તે નાજુક હાથોની હથેળી વધારે ચીવટ થઇ. તેને ચાહતી હતી. હા ! કેમજે તેનો આત્માં અમીરી હતો, એ અમીર ખાનદાનમાં નહિ જન્મ લીધેલા પણ ખમીરે તો ખરેખરા તેનાં અમીર ભરથારનો. અને તેણી આખરે તેને તેણીનાં સઘળાં જીગરથી ચાહતી હતી. શું તે તેને લખે અને બધું જણાવી નહિ દે ? આહ, નહિ ! તે એક જુદી વાત હતી.

——:o:——

## પ્રકરણ ૨૦.

——:o:——

### સેવર.

બીજાં ત્રણ વરસ બોલબોલતાંમાં ગબડી ગયાં, અને તે અરસામાં ખુબસુરત મેહરાં તેણીની સુંદરતામાં મોહ પમાડનારી રવેશે વધતી ગઇ; તે દીલજીત કોમળાંગી હવે એક મોટી ઠઠેરાવાળી, દમામદાર બાનું ગીસાલ લાગતી હતી. દોરાબ માતબરે તેણીને અવારનવાર કહયું હતું કે પારસી છોકરીઓમાં તેણીનાં જેવી એક દીલ બેહલાવનારી સુંદરતા ભાગ્યેજ કોઇ હશે. તેણીની ખુબસુરતી એક અનુપમ સુંદરતાનો નાદર નકશ હતી !

"એ ખરેખર એક ઘણી મોટી દયાની વાત છે." દોરાબ તેણીના સોહામણા ચેહરાની વખાણો ગાઈ અવારનવાર બોલતો, "કે

તું આય ભયાનક લગનથી જીંદગી સુધી બંધાયેલી છે. અફસોસ !— પણ, વારૂં, મને કહતો ખરી કે એ તાહરો તીનપાટીયો વર કેવો એક છે—તે કે જે દુન્યાંની એક સૌથી ખુબસુરત છોકરીને તેનાં બાપનાં હવાલામાં સોંપી પોતે પૈસાની કાળજી કરવા અમેરીકા ચાલી જવા જેવો બેવકુફ બનવા પાંમ્યોછ ?"

"ઓહ, તું જાણતો નથી- કે તેવણ શાંને વાસ્તે જતા રહેલા છે," મેહરાંએ શોકથી કહયું.

તે જાણે કેવીક રમુજ પામતો હોય તેમ મોટે સાહદે હસી પડયો.

"અપોન માઇ વર્ડ, મેહરાં," તેણે કહયું, "હું માંનુંછ કે તેં પોતેજ આગળ રહીને એને ઢકેલી મૂકયોછ, કારણ કે આવા એક ટીનપાટીયા જોડીદાર વાસ્તે કુદરતી તને શરમ લાગી હોશે." મેહરાંનાં મીઝાજથી ભીંગ ફરી ગયાં !

"હું એ માહરા ભરથાર વાસ્તે જરા બી શરમાતી નથી—આખી દુન્યામાં મેં એવણનાં જેવો ઉમદા શખશ કદી કોઇ જોયો નથી."

"એ તો, બા, હવે તાહરી વાત તું જાણે !" દોરાબે તે મીઝાજથી લગાર ચાંઇ પડી જતાં ખભાં ચઢાવી ગંભીરાઇનું ડોળ ઘાલી કહયું, "એ અમેરીકા જઇને શું ડોહવતો હોશે ? હું તો જાણું. વરી, આવતે મહિને તો હું પાછો ઇંગલાન્ડ ઉપડી જાઉંછ એટલે એ કાકાવાળની સુફયાણી સીકકળ તો માહરા જોવામાં નથીજ આવવાની."

"દોરાબ, હું તુંને સાફ કહી મુંકુંછ કે એક ગેરહાજર માણુસ વાસ્તે તુચ્છકારથી બોલવું ઘણુંજ અનજેન્ટલમેનલી છે!" મહેરાંએ માથું ફફરાવી કહ્યું–દોરાબનાં સઘળા શબ્દો હવે તેણીને કાંટા ગિશાલ ખુંચતા હતા. જેવો કે તેવો, પણ આખર કરેને તે તેણીનાં સરનું તાજ હતો! "તું એને નથી મળી શકવાનો તેથી એ કાંઇ ખોહી નથી બેસવાનો," તેણીએ ઉમેર્યું, "જો તું એને જાતે મળવા પાંમતે તો સારી રીતભાતનું તુંને એની તરફથી કાંઇ ફાયદાભરચું શીક્ષણુજ મળતે."

મેહરાંની મગરૂરી તે જવાનને ખબર હતી; અને તે, તેથી, ખાત્રીથી માનતો હતો કે એક દારૂવાળાના દીકરાને પોતાનાં હાથનો ધરતો કરી તેણી તેને ધીકકારતાં શીખેલી હોવી જોઇયે. પરંતુ તે બાહાબુબને તો તેના તરફેણદારી ખેંચી તેની તરફથી તેણીને લડતી જોઇ દોરાબ ઘણો હયરત રહયો.

"હું જોઉંછ કે હું માહરા અનુમાનમાં ઠગાયોછ," તેણે મેહરાંને કહયું, "તમે બાઇ સાબ તો પગથી માંથા વહેર એ છોકરાનાં પ્યારમાં છેઓ."

"શું એક ધણીઆણી પોતાનાં ધણીનાં પ્યારમાં નહિ પડી શકે?"

"અલબટ, અલબટ, એક મુકીને લાખ વખત. પણ લોકો તો બોલેછ કે એ બિચારો તાહરો પ્યાર જીતવા નશિફળ નિવડયો હતો."

"લોકો ત્યારે જુઠું બોલેછ," તેણીએ ગુસ્સાથી કહ્યું.

અને પછી તેણીએ કડવાસથી યાદ કર્યું કે તેણીની મગરૂરીએ તેને લોકો સનમુખ કેવા કઢંગા આકારમાં મુકયો હતો, લોકોની

તાણાજાણી, લોકોની ઠઠ્ઠામશ્કરીનું તે કારણ થઇ પડયો-તે બાહાદુર જવાન કે જેણે તેનું જીગર તેણીનાં પગો આગળ મેલી દીધું હતું.

પશ્ચાતાપ તેણીને થયો-હવે, કે જ્યારે લગાર જોઇયે તે કરતાં મોડું થયું હતું ત્યારે-હવે કે જ્યારે તે બિચારો દુ:ખથી સળગતો એખલો અટુલો, પોતાની ધનદોલત શેહર ઘેર છોડીને બીહામણા જંગલ જેહાનમાં પડયો હતો.

પછી ધાડ ગગડી! ઉન્હાળાની તે એક દીલપઝીર સહવાર હતી, કે જ્યારે ન્યુ યોર્કથી એક કોઇ અંજાણ્યા દસ્કતે લખાયેલું કાગજ તેઓને મળ્યું. તે કાગજમાં બિચારા સોરાબની જીવલેણ બીમારીનાં સીના ચાક સમાચાર લખાઈ આવ્યા હતા-તે ઘણી ધાસ્તીભરેલી રીતે માંદો પડયો હતો. ને બચવાનાં ઘણાંજ થોડા-બલકે તદન નહિ જેવા ચાનસીઝ હતા. તેણે તેની માંદગીનાં બીછાણે ઇચ્છયું હતું કે તેનાં હીન્દુસ્તાનનાં ઓલખીતાં પારખીતાંઓ એ ખબર જાણે, અને તેથી આ કાગજ લખવામાં આવ્યું હતું.

મેહરાંએ તે ખબર નિકળી પડતા ડોળાએ અને ઉડી જતાં જીગરે વાંચી. યા ખુદા તે મરવા સુતો હતો, તેનો સોરાબ-તેનો ભરથાર! અને કદાપી આટલા લાંબા છેટેથી તે કાગજ આવ્યું ને અરસામાં તો—ઓહ, નહિ! ઓહ, નહિ! તે જખુન ખ્યાલ કરતાં માતબરની ગેહરાંની આંખે તમ્મર આવી ગયાં અને પાસેની ખુરસી ઉપર ધપ દઇ બેસી જતાં તેણીએ પોતાનો મેહરો હાથોમાં છુપાવી દીધો.

તે કાગળમાં લખાઇ આવ્યું હતું કે એ કાગળ ખાસ સોરાબની મરજીથી લખાયું હતું. તેને તે ઇચ્છા દરશાવી હતી, નહિ કે તેઓને ખલલ કરવા કે કોઇ રવેશની તેઓને મેહનતમાં નાખવા; તેણે સાફ લખ્યું હતુ કે તેને ત્યાં વેહર જોવા આવવા કે કોઇને મોકલવાની તેઓએ જરાબી તસદી લેવી નહિ—તે મહેનત કરવાની તદન ફોકટની હતી, કેમજે આ કાગળ તેઓને મળે તે આગમચનું સઘળું રંધાઇ ગયેલું હશે. તે ઉપરાંત, તે વિરલાએ ખાસખસુસ પોતાનું ઠેકાણું મોકલવાનાં અખાડા કર્યા હતા, કે જેથી તેઓ તેની શોધ કરવાની ફોકટની તકલીફમાં ઉતરે નહિ. કેવો ભલો! કેવો સાચ્ચો! કેવો ઉમદા! પેહલ્લેથી છેલ્લે વેહર તેનાં હૈંયામાં તેઓ વાસ્તેનાંજ સુખનો ખ્યાલ હશે, કે જ્યારે પોતાનું સુખ અને સગવડ તો તે સદા કમીનીજ ગણુતો હતો અને સેવટ સુધી ગણી હતી.

માતબરની મેહરાંને લાગ્યું કે સઘળા વૈભવ, સઘળા સુખ, સઘળી સગવડ છતાં તે એક એવી ચીજ ખોહવાની અણી ઉપર હતી—બલકે તે એક એવી ચીજ તે અત્યાર અગાઉની ખોહી બેઠી હતી—કે જે દુન્યાની સઘળી દોલત બી એકઠી કરી તે ખરચે તોપણુ કદી મળી શકે નહિ. તે એક ભરથારનું પોતાને માથેથી તાજ ખોહી દેતી હતી. અને ભરથાર બી કેવો? લાખ તો શું પણ કરોડોમાંથી માહ મુશીબતે એક મળે તેવો-ઉમદા, ઉદાર, સ્વભોગી, સાચ્ચો!

તે તુમાખી હતી-તે તોરી હતી—તે પોતાનાં તોખમ માટે તકોબરીથી ભરપુર હતી, તે છતાં જે ખાવીંદ તેણીએ એક નીચાં ખાનદાનનો જાણી લીધો હતો—જેનાં વફાદાર પ્યારની કીંમત કે

કદર તેની હાજરીમાં બુજવાની તેણીએ દરકાર કીધી હતી નહિ, તેની તરફનાં ભયાનક સમાચાર વાંચી તેણીની છાતી ફાટી જવા લાગી, અને પોતાનો મોભ્ભો, પોતાની મગરૂરી, પોતાનો ટેક સર્વ બાજુએ મૂકી દઇ તે રડી–આંજુઓનો એક મસમોટો દર્યાવ. અરેરે, જીંદગીમાં આજે તેણે એક કેવી મોટી ચીજ ખોહી દીધી હતી!

તે કાગજ અને મેહરાંનો અવેતાર બેઅવતાર જોઇ દોરાબ ઉપર પણ ઘણી અસર થઇ, અને સોરાબ વાસ્તેનાં કશા બી તકોબરી ભર્યા ટીકકાઓ કરવાનું તેણે માંડી વાળ્યું.

તે કાગજમાં મેહરાં વાસ્તે એક જુદી ચીઠ્ઠી હતી. તેણી તે લઇ પોતાનાં રૂમમાં જતી રહી–બીજાઓ સનમુખ ઉઘાડી વાંચવાની તે અબળાની હીંમત થઇ શકી નહિ. જયારે સીલ ફોડી તેણે તે ચીઠ્ઠી બહાર કાઢી ત્યારે તેની મોટી અજાયબી વચ્ચે તે ચીઠ્ઠીમાંથી પેલા તેણીનાં માનીતા લીંબુનાં છોડવાની એક નાજુક ને બધી ઉડી ગયેલી ડાંખલી બહાર સડી પડી.

તેણીએ, તે પછી, પેલી ચીઠ્ઠી વાંચી.

'મેહરાં, માહરી વાહાલી ધણીઆણી—માહરાં જીગરમાંથી શું બધુ પસાર થાયછ તે કહેવાની હું એક વાર પાછી હીંમત કરૂંછ, કેમકે હું માનુંછ કે ખુદાતાળાએ માહરી ખરાં અંતઃકરણે માગેલી દુવા મંજુર રાખી છે અને હું આખરે મરી જાઉંછ. ઓહો મેહરાં એક વખત, ફકટ એટજ વખત મને કહેવા દે કે હું તને કેટલો બધો ચાહુંછ! હું આજે કાંઇ વરસો દુન્યાનાં જુદા જુદા ભાગોમાં ભટકયોછ, તે છતાં તાહરાં સુંદર ચહેરાની યાદે, તાહરા પોતાનાં

વિચારે, તાહરાં મધુર નામે માહરૂં જીગર હંમેશ જેવાજ ઝનુની અને જોરાવર પ્યારે ધડકયુંછ. હું સાચ્ચુંજ લખુંછ—સરાહગાત નથી કરતો, અને તે તું જરૂર માનજે કાંયજે જે આય બધું હું લખુંછ તે માહરા મોહતના કીનારા ઉપર બેસીને લખુંછ, અને કઈ ઘડીએ હું ઘસડાઇ જવશ તે હું જાણતો નથી. વખતો વખત મેં તહરૂં નામ મોટે મોટે પોકાર્યુંછ. મહેરાં! ઓહ મેહરાં, માહરાં દીલમાં તાહરે વાસ્તેનાં મોટા પ્યારનું માપ તું કદી કરી શકવાની નથી!

માહરી જીંદગીનાં પાછળનાં સફાઓ જોતાં, હું જોઉંછ કે હું ઘણો ઉતાવળયો અને બેવકુફીભર્યો બન્યોછ. માહરૂં માનજે, હું તને એટલો બધો ચાહનોતો કે તુંને જીતવાની એક જંગલી આશા સીવાય હું દરેક તરફ આંધળો, બેહરો સુનો અને બેફામ જેવો બની ગયો હતો. મેં ધાર્યુંતું કે ખાનદાનને લગતો તાહરો એકતરફી ખ્યાલ તું ભુલી જશે—વખત પોતાનું કાર્ય બજાવીને તાહરા સખ્ખત ખ્યાલોને નરમ બનાવશે—માહરો ઝનુની જુસ્સાઓવાળો પ્યાર આખરે તાહરૂં હેત જીતવા ફ-તેહ પાંમશે; પણ નહિં! હું માહરી તે આશામાં ઠગાયો—ભમાયો—ભૂલ્યો. હવે હું જોઉંછ કે તે બધી ઉમીદો ફોકટની હતી—હદ વગરની ફોકટની અને ફાંફાં જેવી; આપણાં વચ્ચેનો તફાવત એવડો મોટો હતો કે હું તે ઓળંગી શકયો નથી—તું માહરી દરકાર કરી શકી નથી, મેહરાં, એ કસુર માહરો છે. હું ઘણાં તીરસકારથી મને પોતાને ઠપકો આપુંછ. માહરી બેવકુફાઇને શ્રાપ દેઉંછ કે હું તાહરી મરજી પ્રમાણે ચાલવા કબુલ નહિં થયો. માહરે એક ખરેખર ઉદાર માણુસ માંફક વર્તી સર મેહરનોશજીને મદદ કરવી

હતી, અને તાહરા પ્યારને ઇનામ તરીકે માંગવા ઉપરથી હાથ ઉઠા-વવો હતો. હું તેમ કરવા વાસ્તે એખલપેટા હતો; હવે તે હું જોઇ શકુંછ. હું ખરાં દીલે એ સઘળાં વાસ્તે પસ્તાંઉછ. એક અબલાનો પ્યાર બ્જાવેલી સેવાની કીંમત કે ઇનામ કદી હોવું જોઇતું નથી. હું આપસ્વાર્થી અને એકલપેટા બન્યો હતો, એ ખરી વાત છે. મેહરાં; પણુ માહરા પ્યારે મને તેમ કર્યો હતો. તું મને માંફ કરશે? હું ઇચ્છુંછ કે હું જુદી રીતે વતર્યો હતે. કાંઇ નહિંતો તાહરી નજરમાં માહરૂં માન જળવાયેલું રેહતે–હવે કાંઇ રહયું નથી. અફસોસ !

તુંને છોડી ગયા પછીથીબી હું દુઃખીજ થયેલો છેંઉ–દુઃખી, કાંયજે હવે હું જોઉંછ કે માહરી એકલપેટાઇ અને મુર્ખાઇએ મેં તાહરી આશાવંત જીંદગીને સદાની ઘેરેલી અને ગમઘોર બનાવી મુકીછ. ઓહ, માહરી મેહરાં, માહરી ધણીઆણી, હું ખુદા પાસે એજ બંદગી કરૂંછ કે તું હજી પણ સુખી થાય કે માહરા આચ જેહાનમાંથી વાસો ઉઠાવી ગયા પછી તું એવા એક કોઇને મળે, કે જેને તું ચાહી શકે અને જે તને સુખી બનાવે. હું એક અરજ ગુજારૂંછ કે તાહરા દીલમાં ફકટ એક યાદ રેહવા દેજે, અને તે માહરા અગાઢ પ્યારની. તું મેહરાં, એટલું કરી શકશે ? બીજું બધું ભૂલી જજે–ભૂલી જજે કે ખરી ઉદારતા દેખાડવામાં હું નિશફળ નિવડયોછ, ભુલી જજે કે હું એકલપેટા, બેવકુફ અને બેહયા બન્ગોછ–દરેક ચીજ ભુલી જજે–સીવાય કે હું તને સાચ્ચાં જીગરે ચાહતો હતો.

મેહરાં, આપણાં અભાગ્યાં લગન પછી હું એક વખતે સુખી થયો હું–ફકટ એકજ વખત–અને તે વખતે હું માહરા માનીતા

ઓરડામાં ઠાકેલો અને ઠાકની ઉંઘ ઘોરતો પડયો હતો. મને કાંઇ ખ્યાલ ગયો કે તું માહરી બાજુમાં ઉભી હતી. તું માહરા ઉપર વાંકી વળી—તેં માહરા બાલો પસવાડયા—તેં માહરા દુઃખી જીવને તાહરી હાજરીનાં મીઠાસ અને સોડમથી ભરી નાંખ્યો. મને તેવો કાંઇ ખ્યાલ ગયો, અને જ્યારે મેં આંખો ઉઘાડી જોયું ત્યારે બારણા આગળ મને તેં પેહરેલી સાડીનો વાવટા માફક ઉડતો એક ભાગ અડછડતો જણાયો; અને, ડારલીંગ, માહરી છાતી ઉપર આય લીંબુના તાહરા માનીતા છોડવાની દાંખલી પડેલી હતી. તુંજ ભુલમાં એમ નાંખી ગયેલી હશે. એવું માનીને મેં એ નિર્જીવ ચીજને માહરી સૌથી મોટી દોલત તરીકે સાચવી સાચવીને અત્યાર સુધી રાખી હતી, અને હવે તે હું તાહરી ઉપર મોકલી આપું છું. એ માહરે માટેનાં ખ્યાલો દયાથી વીચારવા વાસ્તે તને કશી બી મદદ જોઇતી હોય તો આય તાહરી પાસે રહેવા દેજે; નહિ તો એને બાળી નાખજે—મેં એની ઉપર જે જુસ્સાઓએ કીસી લીધી છે, અને જે દુઃખથી આંસુઓ ખેરવ્યાં છે તેની તાહરે દરકાર કરવાની જરૂર નથી.

સેવટની સલામ, માહરી મીઠી મોહરદાર—માહારા ગુમાયેલા, વાહલા પ્યાર! જયારે હું મરી જાઉં ત્યારે તમારા લોકો ઉપર લખવા મેં એ લોકોને કહેલું છે."

આંહી તે કાગજ એકાએક ખતમ થઇ જતું હતું, જાણે તેનાં લખનારનાં જોરે તેને એકદમ ઠગ્યો હોય તેમ. તે તેણીને કેવો ચાહતો હતો! તેણીને હવે તેનું ભાન થયું—તેની કીંમત, તેનો પ્યાર, તેની

ખોટનું રહી રહીને હવે તેને જ્ઞાન આવ્યું. તેણીનાં આંસુઓ તે કાગજ ઉપર પડયાં, તે લીંબુની દાંખલી ઉપર પડયાં–ઝડપી ધસારાબંધ આસુંઓનાં ધોધે તે કોમળાંગી એખલું એખલું ઘણી દયાજનક રીતે રડી. ઓહ જો ફકટ હવે તો ખુદા દયા કરે ને તેણી તેને એકવાર પાછી મળે. તેને મળે અને તેની છાતી ઉપર માંથું મુકી તે એમ કેહવા આતુરતા વચ્ચે તરફડી, કે "હું તમ્ને ચાહુંછ, માહરા ભરથાર–આખરે હું તમને ચાહુંછ !" તે ઘડીએ તે કેવી ટવળી–કેવી તરફડી, તે ભરથારની ગરદન આસપાસ હાથ ભેરવી તેને પ્યારના કલામો કહી સમજાવવા, કે જે સમજવા તે બીચારો તો ઓરતેજ રહી ગયો હતો !

એવો એક જાતનો ઓરતો તે તેણી વાસ્તે બી રહી જવાનો હતો. તે મોહરદારે ઘણાં દુઃખી ગાફેલપણાંથી વિચાર્યું–તેને એકવાર ફરી જોવાનાં, તેને ભેટવાનાં, તેને પ્યારથી વધાવવાની તલબ તો હવે તેણીની છાતીમાંજ મરણ પામવાની હતી, કાંયજે તે બિચારો તો કદાપી અત્યાર અગાઉનો આ ફાંની જેહાંન છોડીને ચાલ્યો ગયો હશે. દુઃખી–દુઃખી સોરાબ ! તે બિચારો તેની પરણેતરનાં પ્યાર માટે કેવો તવલ્યો હશે–રે, તે તવળાતનો ખ્યાલ કરી તે મગરૂર બારજા તન બદનથી ધ્રુજી. હવે જયારે તેણી તેને ચાહતાં શીખી–પ્યારની અગન તેણીની છાતીમાં બળી, ત્યારેજ, આહ, ત્યારેજ હવે તેણીને કંગાળ સોરાબનાં અપાર દુઃખનો અનુભવ થયો અને તે તેનાં જીગરોના જીગરમાંથી બધી ધ્રુજી–કમકમી–લખલખી. સોરાબ–વહાલો સોરાબ ! દુઃખી સોરાબ ! તાહરા પ્યારને વાસ્તે તેં શું કરવાનું બાકી

રાખ્યું, અને કેવો નતીજો પાંમી શહેર ઘેર છોડી દુર દેશાવર એખશે એકાંતવાસમાં જઇને તાહરી આશાવંત જીંદગીને કચડી ભચડી, તોડી પીખી નાંખી?

જે પ્યાર વાસ્તે સોરાબ દુ:ખી થયો હતો તેવાજ પ્યારની લાગણીથી મેહરાંની છાતીમાં દુ:ખ ઉપજયું. તે સોરાબનાં ખ્યાલે કંગાળ થઇ ગઇ. તેણીને લાગ્યું કે હવે તે જીંદગી સુધીની દુ:ખી થઇ ગઇ હતી. સોરાબ ગયો હતો. અને તેની સાથે તેણીનું સુખ બી જતું રહ્યું હતું. સોરાબ વગરની જીંદગી તે મગરૂર તુંમાખી છોકરીને લાગ્યું કે રદ, રસકસ વગરની, ઉજાજડ વેરાન મેદાન જેવી હતી. તે પોતાનો અવતાર છોડતી ગઇ, અને બધી બેઅવતાર બનતી ચાલી, એ આખ્ખા પુનામાં સઉથી તુમાખી ગણાતી છોકરી–માતબરની મેહરાં!

પણ એવું એકબી કાગજ આવ્યું નહિ, કે જેમાં સોરાબનાં મોહતનાં સમાચાર લખાઇ આવ્યા. સોરાબ તરફથી તેઓને પાછી કશી ખબર મળી નહિ. તેઓને ખબર પડી શકી નહિ કે તે હજી સુધી માંદો હતો કે સાજો થતો ગયો હતો. તે જીવતો હતો કે તેની જીંદગીનો અંત આવી ચુકયો હતો તે કોઇ જાણી શકયું નહિ. તેઓને કોઇ વાતની ખબર પડી શકી નહિ. અને એ આતુરતા અસહ્ય થઇ પડી. મેહરાંની તબીયત ઉપર એ આતુરતાએ ઘણી માઠી અસર કીધી. જો કે તે કાંઇ એકદમ ભય ભરેલી માંદી તો નજ પડી ગઇ, પણ તેણીનું ભરાવદાર આંગ પટળું થતું ચાલ્યું ને

તે બધી લેવાતી ગઇ. તેણીનો સુખી સોહામણો ચેહરો દુ:ખી કાહેલી અને ફીકકો મારતો ગયો-તે હંમેશા સોરાબનો વિચાર કર્યા કરતી. પેલી કરમાયેલી દાંખલીને તેણીએ સંભાળથી એક લોકેટમાં મુકી, અને તે લોકેટ સદાકાળ તેણીની છાતી ઉપરની ઉપર રહેતી. તે એક અધીરી માતાની માફક એ લોકેટની સભાળ અને કાળજી કરવા લાગી. અરે! વાંચનાર, આયંદે વખત એવો બી આવ્યો કે જ્યારે તે સોરાબનાં વિચારો સીવાય બીજા કોઇબી વિચારો વિચારી શકી નહિ-તેની દરેક ઇચ્છા, તેની દરેક મરજી, તેની દરેક મુરાદ હવે એકવાર પાછી સોરાબને મળી અને તેને તોટે બાઝીને પ્યાર ભરેલા સખુનો કહેવાનાં મધ્યબીંદુમાં આવી અટકી.

એમ મહીનાંઓ ઉપર મહિનાંઓ પસાર થઇ ગયા-પણ સોરાબની તરફથી કશી ખબર આવી નહિ. મેહરાં તો ખાવાપીવા, ફરવા હરવા, મોજ મજાહ કરવાનું બધુ મુકી છુટી-તે ગંભીર ધુંધસ; ગમગીન અને ગમખ્વાર બની ગઇ. બિચારા સર મેહરનોશજી ગાતબરનો તો અવતારજ છુટી પડયો હતો; તેવણ બેવડી આગે બળી મરતા હતા. દોરાબ જે આ આગમચનો માર્ચ એપ્રીલમાં ઇંગલાન્ડ તરફ ઉપડી જનાર હતો તેણેબી હાલને કાજ તો ઉપાડી જવાનો વિચાર માંડી વાળ્યો, અને તે બી હવે જરા લગાર સાલેસ બન્યો હતો.

આયંદે બખતાવર પારસી કોમનાં નવાં વરસનો હીંગામ આવી પુગ્યો.

"મહિનાંઓ થયા આપણે બધા દલગીર છૈયે," દોરાબે કહયું. "હું જાણુંછ કે તમો લોકો બધાં અમેરીકાથી કાંઇ ખબર જાણુવા

આતુર છેઓ. મને તમારી ગમખ્વારીમાં ખરાં દીલની દીલસોઝી છે. પણ હીંદુસ્તાનમાં પટેટી તો મેં કાંઇ ઘણાં વરસ થયાં સારી રીતે ગુજારી નથી-તેથી આય વખતની પટેટી તો માહરે મજાહની એન-જોય કરવીજ જોઇયે. હું તો હવે ચાલી જવશ, તેથી પટેટીનાં દીવસે તો આપણો માતબર માહાલ ગાજવોજ જોઇયે."

અને જો કે સર મેહરનોશજીનો જીવ બેચેન અને ઉદાસ હતો, જો કે તેવણુની દાકરીનું દીલ તુટી ગયેલું હતું, છતાં તેઓ તેની ઇચ્છાને તાબે થયા.

+ + ×

સૌથી પેહલી આપણી કીર્તીવંત પારસી કોમનાં એક નવાં શરૂ થતાં સાલનો દીવસ હતો—એક નવો રોજ, જેને આપણે એક કમનશીબ ભૂલની અસરતળે પટેટી તરીકે પીછાણયે છીયે તે શુભાગ્ય નવા રોજની ખુશાલીમાં ઘરેઘર રંગરાગ, ખુશી ખુરમી અને સુખ આબાદી નજરે આવતી હતી. આ નાનકડી કથાનાં સૌથી પેહલ્લા શરૂઆતનાં સફાઓ ઉપર જે રંગરાગ ચીતારવામાં આવ્યો હતો તેનોજ એક હુબહુ ચીતાર સેવટનાં સફામાંથી પાછો રજુ થાય છે. ગોરા, શુરા, વીરા જરથોસ્તીઓનું તે એક નવું વરસ હતું. અને તે ખુશાલીભર્યો સમો ઠામઠામ અને ઠેરઠેર જરથોરતા પારસીઓ બધી આગલી પાછલી, કાળું ગમખ્વારીભર્યું વીસરી જઇ તેનાં ખરા આકારમાં ભોગવતા હતા.

"માતબર માહાલ" પણ આજે હંમેશ કરતાં વધારે મોટા રંગ રાગમાં રમી રહયો હતો, માંહેનાં બાગમાં વઇભવ અને દમામ સીવાય

કશું નજરે આવતું હતું નહિ, ખુશી ખુરમી તે ગંજાવર પાદશાહી મકાનનાં ખુણેખુણામાં પ્રસરી રહેલી હતી. 'માહાલ' સુખી આનંદી ચેહરાઓથી ચીકાર થઇ ગયો હતો. એક ખુશાલીભર્યાં નવાં વરસનો પેહલ્લો દીવસ મોટી ખુશાલીથી ઉજવવા માટે સર મેહેરનોશજી માતબરે પોતાનાં ભત્રીજાની મરજી સાચવી હતી, ને જર કે જેહમતની તેવણે કશી બી વાણ ન કરી હતી. તેવણે સંખ્યાબંધ પહરોણાઓને નોતર્યા હતા, અને તે પુરાણું મકાન હસવા, ગાયન અને મોજશોખનાં સરોદથી ગાજીને ગણુગણી રહેલું હતું.

તે આખ્ખા ઘેરમાં ફકત એકજ શોકાતુર ચેહરો નજરે આવતો હતો-અને તે તે બેરોનેટની બેટીનો હતો. ઘાતકી આતુરતા અને મારી નાંખે તેવી અણુધનતાનાં લાંબા, જફાકારક અઠવાડીયાંઓ વહી ગયાં હતાં, તે છતાં તેણીનાં ભરથાર તરફથી કશી બી ખબર આવી ન હતી. તે મરી તો ગયો નજ હતો-તે વાસ્તે તો દરેકજણ ખાત્રીપુર્વક જણાતું હતું; પણ ત્યારે તે લખતો કાંય નહિ હતો? તેઓએ આજ લાંબો વખત થયાં તેની મારફતે સમજયું શા વાસ્તે ન હતું? એક ભયાનક વિચાર મેહરાંને આવ્યો. કાંય નહિ કદાપી તે જીવતો રહેવા પામ્યો હોય તેથી તેણી દલગીર ને દુઃખી થતી હોય એવું માની તે પોતાનું નામ ઠામ બોળીબાલી બેઠો હોય? કાંય નહિ તે તેણી વાસ્તે એવું અપજશભર્યું વિચારતો હોય? પણ જેબી હોય તે, હવે પોતાના ભરથાર વગર ખરે મને કાયર થઇ ગયેલી અને દુઃખી જેવી બની ગયેલી મેહરાં માતબર પોતાનાં મનથી વિચારતી—કોઈ બી સારી યા માઠી ખબર આય દયાહીણુ

આતુરતા અને કમકમાત ઉપજાવનારા અચોકસપણાં કરતાં તો ઘણી વધારે બેહતર હતી!

આટલા ટુક સમયમાં પોતાની જીંદગીથી ધરાઇભરાઇ ગયેલા તે રૂપસુંદરી, બેચેન અને બેજાર થયેલી જેવી, ગમગીન ગમખ્વાર અદાએ પોતાનાં ખાવીંદનોજ ખ્યાલ કરતી આજનાં આ સબકતા રોજે તદન એખલી નીચે બાગમાં ઉતરી પડીને એક ખુણામાં આવીને બેઠી હતી. તેની યાદ તેને હરપળ સતાવતી રહી હતી. જાગ્રત અવસ્થામાં કે ઉંઘમાં, વાત કરતી વખતે કે સ્વપનાંઓમાં, ચાલતાં હાલતાં, ખાતાં પીતાં તેની અને તેનીજ એક ગમખ્વાર યાદે તે તો ગોયા બેજાર બની ગઇ હતી—ખરી વાત હતી કે તેણીનાં જીગર માંબી પ્યાર ઉતપન્ન થયો હતો, પણ તે પ્યારનો જોશ અને જોસ્સો એટલો તો જોરાવર દીન પ્રતીદીન થતો ગયો હતો કે હવે પોતાની જીંદગીને વધુવાર તકાવી રાખવાનું તે માહબુબોની માહબુબને ઘણુ મુશીબતભરયું લાગ્યું. તેનાં પ્યાર વગર જીવવાની તે હવે સબરદબર આશા મુકી બેઠી હતી।

આજે નવરોઝ (જેને આપણે ભુલ ભરેલી રીતે પટેટી કહીયે છીયે તે) હતો. થોડાં વરસોની તે નવરોઝ મીઠી મેહરાંને યાદ આવી કે જયારે તેણી સઘળી ચીંતાથી મોકળી અને એક પંખી જેવી સુખી સુખ્યારી અને આનંદી હતી, તે રળીયામણું દીવસનું મ્યુઝીક તેને દુઃખ દેવા લાગ્યું, 'સાલ મુબારક'નાં સુખભર્યા સખુનો તેણીને સતાવવા લાગ્યા, હસમુખા સુખી ચેહરાઓ તેણીને પજવવા લાગ્યા. તે કયાં હતો, કે જે હાલમાં અત્રે ધણીપણાંની સત્તા અને હાકેમીથી

અહીં હોવો જોઇતો હતો ! તે જ્યાં બેઠી હતી ત્યાંથી ઉઠી ગઇ, કેમજે રમતગ.ળ અવાજો તેણીનાં કાને આવતા હતા અને તે તેણીથી સહન થઇ શકાયા નહિ. તે ત્યાંથી ઉઠીને જતી રહી, હસવાં અને ગાયનોનાં સરોદથી કેઠે દુર. દુર કે જયાં તે સુખી જીવોના આનંદી હરવાં તેણીનાં કાને આવી શકે નહી. તેણી વાસ્તે તે સુટેબ્લ કમપેન્યનસ ન હતાં. તે કે જેણે એક ઉમરાવ જેવા ભરથારને પોતાની ઉમેદગાંથી એક મુર્ખાઇભર્યાં તુમાખીપણા વડે સદાનો દુર કરી નાંખ્યો હતો. તે જતી રહી, અને એક જાડી શાલ વિટાળીને પેલા મોરનીંગ રૂમ નજદીક કનઝરવેટરીમાં ભટકયા કીધી-તે જગા કે જયાં તેણીનાં ભરથારે તેનાં હાથોને સેવટની ચુમી લીધી હતી અને સેવટની સલામ ઇચ્છી હતી.

તે ત્યાં ભટકી-એખલી દુઃખી અને તુટેલાં દેમાગે તેનો વિચાર કરતી કે જે બિચારો તો હાલમાં કોણુ જાણે કયાં અને કેવી અફસોસ ભરેલી અવસ્થાએ હશે ! તે વખતે તે ચાતુરીનાં જીગરમાં સોરાબ વાસ્તે બધો ભરપુર પ્યાર ઉભ તો હતો-તે આકાશભણી જોઇ ભીંજાએલી આંખોએજ તે વાહાલા ચેહરાની ગમખવાર યાદ કરતી હતી, જેટલાં સર મેહેરનોશજી માતબર ત્યાં આવ્યા. તેવણુની રીતભાત બધી ઉતાવળી અને ઉશકેરાયેલી હતી-તેવણ કોઇ ઘણી વિચિત્ર રીતે ગુચવાડો પામેલા જણાતા હતા.

"મેહરાં," તેવણે કહયું-"અહીં એખલી આવા રૂડા દીવસે !"

"હા, પપા, એખલી," ગમખવાર મેહરાંએ જવાબમાં ગદગદીત કંઠે કહયું. "આજનો દીવસ ખુશાલીભરેલી રીતે પસાર કરવા સારૂ સોરાબની જરૂર છે."

"ખરી વાત, ખરી વાત, સોરાબજી જોઈએ;" અને પછી તેવણુ એક નાનું ગુંચવાડાભર્યું હસ્વું હસ્યા. "મેહરાં," તેવણે અચાનક ઉમેર્યું, "હું જાણુવા માંગુછ કે એક મોટી અજાયબી ખમવા વાસ્તે તું પુરતી જોરાવર છે કે નહિ? તુને મળવા કોઇ બોટી થાય છે."

મેહરાંનું જીગર મોટી ખુશાલીનાં ધબકારાએ તેની છાતીમાં ધ્રુજ્યું, કેમજે તે પળે તેણીની સમક્ષ પોહળા કીધેલા હાથેઃ સાથે, આંખોમાં દુન્યા ભરનાં પ્યાર અને ચેહરામાં એક ઇશ્વરી પ્રકાશે જોતો તેણીનો ખાવીંદ સોરાબ ઉભો હતો!

"મેહરાં, માઇ વાઇફ! મેહરાં, માઇ લવ!" તેણે પુકાર્યું; અને તેજ પળે બારણું ઢંકાવાનો અવાજ આવ્યો ને તેઓ એખપલાં પડયાં, એ લગન પછી ઘણા ટુંક અરસામાં વિખુટા પડેલાં ધણી ધણીઆણી.

બુલંદ જીગરનાં તે ઉમરાવ ધણીનાં ખવાયેલા ચવાયેલા સોરાચેલા લુટાયેલા ચેહરા ઉપર આતુર મોહબતની સ્વર્ગીય લાઇટ સીવાય કશું બી ઝળકતું ન હતું, જ્યારે તે નવજુવાન ધણીઆણી તો આય અણુધારેલી અજાયબીની ખુશાલી હેથળ એટલી બધી તો સકમબકમ બની ગઇ હતી કે પોતાની ગમે તેવી કોશેશ છતાં તે કાંઇબી બોલી કે હીલચાલ કરી શકી નહી. અજાયબી અને ખુશાલીથી તે બીલકુલ બેફ્રામ ને દીંગમુઢ બની ગઇ.

"મેહરાં, માઇ ડારલીંગ," તે ખાવીંદે જારી રાખ્યું, "હું તુને એકવાર પાછો જોયા વગર મરી જઇ નથી શકયો—તાહરા મીઠા હોઠો વાટેથી તું માહરે માટે કાંઇ નહિ તો માયાથી વીચ્યારતી બી થઇછ

એ જાણ્યા વગર જાણે મને માહરી મરજી ઉપરાંત મોહત સાથે બળતવારી ખેંચવી પડી હતી. ઓહ, માહરી ડારલીંગ, મેં રેતીનાં રણો ખેડયાંછ, મેં પાહાડ પત્થરો વટાવ્યાછ, ઘાડાં કાળાં બીહામણાં જંગલો વેઠયાંછ, પોહળા વિશાળ માહાસાગરો ખેડયાછ, મોહત-ભરાઇ છુપાઇ બેહેલા માહરાં મોહતને શોધવા, પણ માહરો પ્યાર એટલો મોટો છે, એટલો અગાધ છે કે તેને માહરી રાજીખુશી ઉપરાંત મને જીવતો રાખ્યોછ। તેણે મને જોર અને કૌવત આપ્યુંછ, જ્યારે હું તો નાતવાની મોહત વાસ્તે શોધતો ગયો હતો; તેણે મને અહીં હજારો માઇલોનાં તફાવતેથી લાવીને નાંખ્યોછ, જયારે હું તો જાણુંછ કે તાહરે મને કેહવાનું કશું નથી. હું પાયા વગરની આશાની પાંખો ઉપર ઉડી આવ્યોચ, કે જ્યારે આશા માહરે વાસ્તે કશી નથી. ઓહ, મેહરાં, તાહરા પ્યારે મને એવો દીવાનો બનાવ્યોછ કે જે ઘેલાપણાંનું દુઃખ માહરી જગે કોઇ બીજો હતે તો કદી બી સહન કરી શકતે નહિં."

મેહરાંએ તેના હોઠો ઉપર પોતાનો હાથ મુકી તેને ચુપ કર્યો.

"એક બીજો બોલ બી વધારે ના બોલતા, સોરાબ, જ્યાં સુધી તમે મને સંપુર્ણ સમજી લેઓ ત્યાં સુધી-જ્યાં સુધી મને કહેવાનું છે તે હું કહી રહું ત્યાં સુધી," તે પરીપેકર નાઝનીને સાવધ થતાં ધીમા, મધુર, મંજુલ અવાજે કહયું. "હું માહરી નિર્દયતા, માહરી બેદરકારી, માહરી તુમાખા વાસ્તે પાર વગરની દલગીર છેંઉ. હું એ સઘળાં વાસ્તે ઘણી પસતાંઉછ. હું, લોકો કેહછ, અગ્રુહદ મગરૂર અને તુમાખી છેંઉ, માહરૂં સમજો, અને સમજીને એ વાત સાચ્ચી

માનજો. સોરાબ, માહરા પ્યાર, હું જેટલી માહરાં તોખમ, માહરી સ્થિતી, માહરા પૈસા અને દરેક ચીજ વાસ્તે મગરૂર નથી તેટલી તમારા ધણીઆણી તરીકે મગરૂર છેઉં. હું તેને વાસ્તે મગરૂર છેઉં કેમજે આખ્ખી દુન્યાનાં એક સઉથી ઉમદા જીગરનાં ધણીની હું મોહરદાર થવા ભાગ્યશાળી થયેલી છેઉં. હું મગરૂર છેઉં કે તમે મને એટલી બધી ચાહોછો, સોરાબ."

સોરાબ પોતાના કાનો ઉપર ઇતબાર રાખી શકયો નહી. શું તે આ બધા શબ્દો તેની મગરૂર ઠંડી ઘાતકી ધણીઆણીના મોહમાથી ઉચારેલા સમજતો ઉભો હતો, કે જેણી તેનાં તરફ હદ વગરની નીર્દય બની હતી? તેને તેનાં કાનો ઉપર જાણે ઇતબાર આવી શકયો નહી.

"હું એ માની શકતો નથી," તેનાં ચેહરા ઉપર એક મોટી ખુશાલીની લાઇટ ઝમકી રહી, અને તેણે કહયું. "તે સાચ્ચુ હોઇ શકે નહી, શું એ બધું તું બોલેછ—માહરી તુમાખી ધણીઆણી—આખ્ખા પુનામાં સૌથી મગરૂર લેખાતી માતબરની મેહરાં?"

"હા—હું, તમારી ધણીઆણી, તમુને માહરી મગરૂરી, માહરી ગેરસલુકાઇ, માહરી મુર્ખાઇ માફ કરવા કેહુંછ. હું સાચ્ચી અમીરાત પારખતાં હવે શીખીછ. માહરી તમામ જીંદગી હું તમારી સેવામાં અર્પણ કરૂંછ, માહરૂં આખ્ખું જીગર તમારૂં અને તમારૂં એખલાનું થયેલું છે, અને મોહત સીવાય હવે આપણે પાછાં કદી બી છુટાં પડવાનાં નથી."

અને તે બખતાવર નવા વરસનાં એક પેહલ્લા નવા સુભાગ્ય દીવસે જયારે સારી ખલક ખુશાલીમાં ગળાં સુધી ગરક ગઇ હતી, જયારે માતબર માહાલ નિર્દોષ મજાહ અને સુખભર્યાં હસ્વાંથી

ગાજીવાજી રહયો હતો ત્યારે સોરાબનાં જીગરની એક સૌથી મોટી મુરાદ બર આવી. તેની મગરૂર મોહરદારે તેણીનાં ગોરા ભરેલા હાથો તેની ગરદન ની આજુબાજુ વિટાળ્યા, અને સાચ્ચાં હેતથી બોલી.

"હું તમને આખરે ચાહતાં શીખીછ, માહરા ભરથાર!"

* * * *

બસ હવે જાસ્તી શાની જરૂર છે, પ્રીય વાંચનાર? સોરાબે તેની વરસોની એક નહિં બનવાજોગ મુરાદ પાર પડેલી જોઇ છે, અને તેને હવે જ્યાદા કશું જોઇતું નથી, ત્યારે હવે આપણુને બી જાસ્તી માંગવાની કે તે એકઠા થયેલાં જોડાંની આગળ જ્યાદા થોબવાની જરા બી અગત્યતા છે? ખચ્ચીતજ, નહિં. તે પ્યારભરેલાં જોડાંને લાંબા આયુષ્ય અને તન મન ધનનાં સુખ તથા નેકીભર્યાં વફાદાર બાળ ગોપાલની ચેહલમેહલથી ગાજીવાજી રેહતા એક સુખી સંસાર વાસ્તેની ખરાં જીગરની દુવા ગુજારી આમીનનાં એક અંતઃકરણ પુર્વક ઉદગાર સાથે, હું તેઓથી તેમજ મેહરબાન વાચનારાં સાહેબોથી પણ રૂખસદ ચાહીશ.

સલામ! વાહલા સોરાબ અને મીઠી મેહરાં, તમારા પરણ્યા સંસારનાં આ નવા સફામાં તમને સુખર્થી છોડી જતાં ખુશાલીથી ધડકતાં જીગરે હું તમને ઘણીઘણી સલામ ઇચ્છું છું. સલામ! માહરાં કદરદાન મેહરબાન વાંચકો આ મીસકીન કલમ, તેની આ મેહનતનું પરીણામ શરૂઆતથી સેવટ સુધી વાંચવા માટે તમારા ઉપકારમાં પોતાનું નાચીઝ શીર નમાવી તમને પણ પાછાં એકવાર મળ્યે તેટલાં સલામ ઇચ્છે છ. ટ-ટા!

## સમાપ્ત.